

મ્હારા જેવા અનેક એકા-
કીની બાંહ્ય પકડી જીવન
ક્ષેત્રમાં ચાલતા કરનાર,
સિનેપત્રકારિત્વના જનક,
નિઃસ્વાર્થી અને પ્રેમવત્સલ
શ્રી જયશંકર પ્રો.
દ્વિવેદીના
પુણ્યાત્માને
તર્પણ
રાજુ



બુદ્ધિધન

# બીરબલ

[ ભાગ ૧ લો ]



જગત ડહાપણની ચાવીઓના
કિલ્લીદાર... મહારાજ બીરબલ

ન્હાનાલાલ દ. કવિ

# હકીકત

" **માફ** કરજો, બીરબલજી, પરંતુ આપના અજ્ઞાન ઉપર મને દયા આવે છે."

અંદરથી ડરતાં પરંતુ બહારથી વિદ્વત્તાનો ડોળ દેખાડતાં ખોટી હિંમતથી મેં કહી દીધું.

"ખબરદાર!" વાઘની માફક લાલ લાલ આંખો કરી બીરબલજી બોલી ઊઠયા. મારી આંખો ઊઘડી ગઈ.

"તને ખબર છે કે હું રાજા છું?" તેમણે મને ધમકાવતાં પૂછ્યું.

"સાંભળ્યું તો છે," મેં ગળું ખંખેરી કહ્યું.

"સાંભળ્યું છે?" તેઓ ફરીથી ત્રાડુક્યા. હું પડતાં પડતાં બચી ગયો. "મને તારા અજ્ઞાન ઉપર દયા આવે છે. અરે બેવકૂફ જોતો નથી કે તારી સામે હું ઊભો છું? હું હતો નહિ, છું. પછી સાંભળવાનો સવાલ જ ક્યાં રહે છે? મૂર્ખ! મૂર્ખ!" મને ક્રોધ ચડયો. ક્યાં પુસ્તકિયો બીરબલ અને ક્યાં મોગલાઈ કપડાંમાં સજ્જ થયેલો આ રૂઆબદાર બીરબલ! મેં જરા હિંમતથી કહી દીધું:

"મિસ્ટર બીરબલ! મને કહેવા દો કે આપ મારું અપમાન કરો છો. સભ્યતાનું આપનું ધોરણ મને બહુ નીચું જણાય છે."

"મતિભ્રમ! અપમાન હું કરું છું કે તું? તું મને ગાળ કેમ આપે છે? મને મિસ્ટર કહે છે અને તેથી ય ભૂંડું બીરબલજી કહે છે. સભ્યતા મારામાં નથી કે તારામાં? અને ધાર કે મેં તને ગાળ જ દીધી તો શું થયું? પુસ્તકો, સભાઓ અને સ્ત્રીની હાજરી એ ત્રણને છોડી જે પુરુષ ગાળ નથી દઈ શકતો તે જીવવા માટે નાલાયક છે. વારુ, આપણે ક્યાં અટક્યા હતા? હા, આ સોળમી સદી છે."

"જી. જેમ જેમ આપ બોલતા જાઓ છો તેમ તેમ મારી નિરાશા વધતી જાય છે." મેં કપાળ પરનો પસીનો લૂછતાં કહ્યું. આ તો છે ૧૯૪૪–વીસમી સદી. સમજ્યા મારા મિસ્ટર."

"ઓત્તારી! અલ્યા ફરી ગાળ બોલ્યો! અરે કોઈ છે?"

"પણ સાહેબ છે શું?" મેં એકદમ ગભરાઈ જતાં કહ્યું.

"મને મિસ્ટર કેમ કહે છે?"

કમજોર હોવાથી મને ગુસ્સો બહુ આવી ગયો હતો છતાં જરા સંયમ રાખી મેં કહ્યું "સાહેબ, હિંદુસ્તાનનું બચ્ચેબચ્ચું જાણે છે કે મિસ્ટર એટલે શું ને આપ જાણતા નથી? હશે. એ પરભાષાનો શબ્દ છે."

"મહોબતસીંગ, આ નમૂછિયાને ઇજ્જતસર અહીંથી બહાર લઈ જઈ બેઇજ્જત કરી હિંદુસ્તાનની બહાર ફેંકી દો. જે માણસને ગાળો દેવા પ્રત્યેક વાક્યે પરભાષાની મદદ લેવી પડે છે એ હિંદુસ્તાનમાં રહેવાને નાલાયક છે."

"પરંતુ મહેરબાન હું બોલ્યો તે ગાળ નથી. અમારા રાજાઓના રાજા કરતાં ય વધુ ગણાતા અમારા ચર્ચીલસાહેબને અમે મિસ્ટર જ કહી શકીએ છીએ."

"ચૂપ કર."

"ભલે, સાહેબ." ગભરાટમાં દબાઇ જતાં મેં કહ્યું, "મારામાં તાકાત નથી એટલે આપ મને ગમે ત્યાં ફેંકાવી દઈ શકો છો. પરંતુ, લેટ મી ટેલ યુ સર, આપે જ મને અહીં બોલાવ્યો છે તે ભૂલતા નહિ."

મારા શબ્દો સાંભળતાં બીરબલજી જરા અટકી પડયા. પ્રચંડ દેહધારી મોહબ્બતસીંગ અને બીજા મોગલ સિપાહીઓને જોઈ હું ડઘાઈ ગયો હતો. અહીં અકબરશાહ ન હતા. ફૈજી ન હતા. નવરત્નમાંથી પણ કોઈ ન હતું કે જેની સહાય માટે હું બૂમ પાડી શકું. પુરાણા મહેલમાં મારી કંપતી કાયાને જેમ તેમ સંભાળી રાખી હું ઊભો હતો. મારો જાન લેવાની ધમકી આપી મને અહીં પકડી આણ્યો હતો. પરંતુ મારા છેલ્લા શબ્દોથી રાજાજીને ચૂપ થયેલા જોઇ મને આનંદ થયો. મેં હાજરજવાબી, લાજવાબ, લાઈફમ રાજા બીરબલનું મોં બંધ કરી દીધું હતું.

"આપના આ પહેલવાનોને કાઈન્ડલી મોકલાવી દો, થેંક યુ, હં," મારી ધ્રૂજતી આંગળીઓને પકડી રાખી, ખોટું હસતાં હસતાં મેં મારી હમેશની ભણેલી રીતે અરધું ગુજરાતી અને અરધું અંગ્રેજીમાં ચલાવ્યે જ રાખ્યું.

"હં," તેમણે થોડી વાર વિચાર કરી ઇશારાથી સિપાહીઓને ચાલ્યા જવા કહ્યું અને મૂછો પર ધીમે ધીમે હાથ ફેરવતાં બોલ્યા:

"તો તને ખાતરી છે કે તું મારું જીવનચરિત્ર લખી શકીશ?"

"મને ખાતરી નથી. આપને ખાતરી છે એટલે આપે મને અહીં બોલાવ્યો છે."

તાળવે ચોંટી જતી જીભને ઊખેડતાં મેં કહ્યું. બીરબલજીએ ઝીણી આંખે મારા તરફ જોયું અને બોલ્યા:

" તું પરદેશી તો નથી ને ?"

" નોન્સેન્સ ! સાહેબ હું પૂરેપૂરો હિંદુસ્તાની છું."

" અં-હં !" માથું ધુણાવતાં તેઓ તરત બોલ્યા. " શરીરે દેશી પણ વિચારે તો પૂરે પૂરો પરદેશી. વારુ, કહે નોન્સેન્સ એટલે ?"

" સાહેબ, આ અંગ્રેજી શબ્દો છે. આપ જાણતા નથી માટે પૂછવું રહેવા દો. ખાતરીથી માનજો–કે હું ગાળો નથી બોલતો. હવે પછી આપણી વાતચીતમાં અંગ્રેજી ભાષાને નહિ પેસવા દઉં. પ્રૉમીસ૦ ફરમાવો આપના માટે હું શું કરી શકું તેમ છું ?"

" અં-હં !" જાણે નિરાશામાં બીરબલજીએ ફરી માથું હલાવ્યું. " વિચારે તું પૂરેપૂરો પરદેશી છે. અરે તને બરાબર બોલતાં પણ નથી આવડતું. તારી વાક્યરચના તો જો ! શબ્દોનું બધું માધુર્ય અદૃશ્ય થઇ જાય છે. અરે રે, શારદે !"

"જૂઓ સાહેબ યુનિવર્સિટીવાળાઓએ મારી પરીક્ષાઓ લઈ લઇને મને એ સ્થિતિએ મૂકી દીધો છે કે હવે જો કોઈપણ માણસ કોઈ પણ રીતની મારી પરીક્ષા લેવા તત્પર થાય તો મને તેના પર ગોળી છોડવાનું જ મન થાય છે. માફ કરજો, આપની વાત નથી કરતો. મતલબ કે આપ મારી પરીક્ષા લીધા વિના મૂળ મુદ્દા પર આવવા કૃપા કરો."

" મારું જીવનચરિત્ર લખી આપ."

" આપે મને એ ચોથી વાર કહ્યું."

" ના. તું મને ચોથી વાર પૂછી રહ્યો છે. બોલ, લખી શકીશ કે નહિ ? યાદ રાખ, ના કહેનારને હું કદાપિ છોડતો નથી."

" એ તો આપની વાર્તાઓ વાંચતાં મને ખાતરી થઈ ચૂકી છે."

"તો પછી અસ્થિર કેમ છે? વિચાર શાનો કરે છે? સંશયાત્મા વિનશ્યતિ! અરે મોહબત!"

"બસ, સાહેબ! આપની એક આદત મને જરાય પસંદ નથી. વાતવાતમાં આપ મહોબતસીગને કાં બોલાવો? હું સાફ જણાવું છું કે મને અત્યારે મરવાનું જરાય પસંદ નથી."

"જા, નહિ બોલાવું." મારી ગભરામણ પર હસો પડતાં તે બોલ્યા. "હવે, પૂછ!"

ગભરામણને દૂર કરવા, જરા ગળું ખંખેરી, મેં કહ્યું, "આપ ક્રોધે તો નહિ ભરાઓ?"

"જા, નહિ ભરાઉં."

"આપની...અસલ જાત કઈ? માફ કરજો."

"કમતાકત! તારે જાતથી કામ છે કે કામથી કામ છે?"

"ટુ બી ફ્રેન્ક વીથ યુ, માફ કરજો; સાલી આદત પડી ગઈ છે અંગ્રેજી બોલવાની. એમ છે સાહેબ કે કોઈ કહે છે આપ ભાટ છો, કોઈ કહે છે કે આપ બ્રાહ્મણ છો અને કોઇ કહે છે કે આપ, શું કહું સાહેબ, કોઇ જાતના નથી."

"કોઇ જાતનો નથી?" રાજા પોતાની મૂછને જોસથી આમળતાં બોલ્યા. મેં સંભાળીને વળતુ ડાંભ્યું: "અરે માય ડીઅર! માફ કરજો. કેટલાક તો કહે છે કે આપની હસ્તી જ ન હતી."

"તું શું માને છે?" ગભીર બની તેમણે મને પૂછ્યું.

"સાહેબ, હું તો માત્ર લહિયો. આપ જે કહેશો તે હું માનીશ—લખીશ."

"હં!" તેમણે પાછી મૂછોને વિચાર કરતાં કરતાં આમળવા માંડી. હું જરા ઉત્સુક બન્યો. થોડી ક્ષણો પછી રાજાજી બોલ્યા: "આજકાલ બ્રાહ્મણો બહુ અધોગતિને પામ્યા છે, માટે તેમના કલ્યાણોદ્ધાર ખાતર મને બ્રાહ્મણ જ્ઞાતિનો જ ગણજે—કદાચ ખુશ થઈને બ્રાહ્મણો આગળ વધે તો."

"સાહેબ, એમ તો બ્રાહ્મણો બહુ આગળ વધ્યા છે. અમારી સદીના કેટલાક બ્રાહ્મણોને આપ બ્રાહ્મણ કહેતાં ય કદાચ સંકોચ પામશો અને કેટલાકને તો કહી જ નહિ શકો. એટલી હદ સુધી સુધરી ગયેલા છે!"

"વાહ!"

"વાહ?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"હા. તારા બાપનું શું જાય છે? જે દિશામાં તેઓ આગળ વધશે તેમાં અંતે તેમને પલટાવું જ પડશે—ઇસ પાર કે ઉસ પાર."

"બહુ સારું સાહેબ, બહુ સારું." મેં જરા ખુશામત કરતાં કહ્યું. પછી જરા અવાજને હળવો કરી પૂછ્યું "સાહેબ, એ વાત ખરી કે આપ શહેનશાહ અકબરશાહની કેવળ ખુશામત કરતા હતા?"

"અરે ક્ષુદ્ર," તેમણે ભવાં ચઢાવી કહ્યું. પાછી મારી જીભ તાળવે ચોંટવા માંડી. તેમણે બોલવા માંડ્યું "તું કોની સામે વાત કરી રહ્યો છે? હું કોણ? વાચસ્પતિ મહેશદાસ, કવિરાજ બ્રહ્મ, રાજા બીરબલ, મુસાહિબે—દાનીશમંદ—સમજ્યો? નહિ સમજે. એ ઉર્દૂ છે, હિંદુસ્તાનની એક જબાન..."

હું ફરી ગભરાયો. મારી આંખો રાજાજી જોઈ ગયા.

"ગભરાતો નહિ. મહોબતને નહિ ભોલાવું. એ તો અવાજ જરા ઉંચો લઈ જવાની મને આદત છે. ભાઈ, વાત એમ છે કે દુનિયામાં

કોણ ખુશામત પસંદ નથી કરતું ? પરંતુ ખુશામદે ખુશામદે ફેર હોય છેઃ જે નથી તેને છે કહી પ્રશંસા કરીએ તે એક ખુશામદ. જે છે તેને ઘણું છે કહીએ તે બીજી ખુશામદ અને જે છે તેને છે કહીએ તે ત્રીજી. પરંતુ ત્રીજીને ખુશામત કહેવાય ? મેં ત્રીજીને પસંદ કરી છે."

"અચ્છા સાહેબ, ખરું કહેજો. જરા નાજુક સવાલ છે. મને આપે આપના ઉપર પુસ્તક લખવા બોલાવ્યો છે. ડૉકટર આગળ દર્દીએ શરમને, વકીલ આગળ દેવાળિયાએ ખરી હકીકતને અને પત્ની આગળ પતિએ સત્યને ઢાંકવું જેમ નિરર્થક છે તેમ મારી આગળ આપની હકીકત ઢાંકવી નિરર્થક છે. યુ સી ? હું તો આપનું સારું જ લખીશ, પરંતુ આપની ખરી વાત—હકીકત, તો મારે જાણવી જ જોઈએ ને ?"

"હં" રાજાજીએ મારા તરફ થોડી વાર ઝીણી દૃષ્ટિ કરી ઉચ્ચાર્યું,

"તારામાં અક્કલ જરૂર છે.

"ન હોય તો આપ મને બોલાવો જ શાના ?"

"અં—હં. હું બેઅક્કલવાળાઓને જ વધુ બોલાવું છું."

"સાહેબ, જીવનચરિત્ર લખવામાં તો અક્કલ જોઈએ."

"તું ડર નહિ, તારામાં અક્કલ છે."

"થેંક યુ સર, થેંક યુ વેરી મચ. માફ—"

"માફ કર્યું."

"મૂળ વાત એમ છે કે આપના વિશે જે કાંઈ વાર્તાઓ છે તે મને તો લગભગ બધી હંબગ લાગે છે. કાં તો શાહ અકબરને કાંઈ ધંધો જ હતો નહિ કાં તો આપને ભાંગ પીવાની ભયંકર ટેવ હોવી જોઈએ !"

"હું યુ. પી.નો છું !"

"યુ. પી ?" મેં આંખો ફાડી પૂછ્યું. રાજા બીરબલ પણ અંગ્રેજીમાં હાંકવા માંડયા શું ?

"અરે ભાનચૂક ! પ્રારંભમાં તેં જ કહ્યું નહિ કે હું યુ. પી. નો છું ?"

"સૅારી—હં." મેં વિલાયતી વિવેક દેખાડયો.

"હું યુ. પી. નો છું. કવિ છું. ભાંગ મારું વ્યસન હોવું જ જોઈએ."

"પરંતુ અમારી સદીના ઘણા મહાન યુ. પી. કવિઓ ભાંગ નથી પીતા !"

"હોય જ નહિ. હું તેમને કવિ માનવા તૈયાર નથી."

"ભલે, સાહેબ, મૂળ મુદ્દા પરથી આપણે જરા દૂર જતા નથી જણાતા ?"

"વાંક તારો છે. તને સીધે રસ્તે જતાં આવડતું જ નથી."

"નહિ સાહેબ, વાંક યુનિવર્સિટીનો છે. એ લોકોએ અમને સીધે રસ્તે જવા નથી દીધા ! પરીક્ષા આપતી વખતની અમારી આદતો ચાલુ જ રહી ગઈ છે, સાહેબ."

"તું મૂરખ છે."

"હર્ગીઝ, પરંતુ મારા સવાલનો તે જવાબ નથી."

"સાંભળ. દુનિયાના બધા ગપગોળા, કથાઓ અને દંતકથાઓ એકઠી કર અને વિચાર," રાજાજીએ બહુ ગંભીર બની કહેવા માંડયું અને હું ગંભીર બની સાંભળવા લાગ્યો.

"એ બધા પછવાડે એક હેતુ હોય છે જે સારો જ હોય છે. સારા હેતુ પછવાડે સત્ય રહેલું હોય જ. પુરાણો અને પૌરાણિક કથાઓ પછવાડે હકીકત છે, સત્ય રહેલું છે. શું છે તે જાણવું

અને શોધી કાઢવું એ તારું કામ છે. દરેક કથા તેના જમાનાનું સાચું પ્રતિબિંબ છે. પાત્રો ખોટાં હોય, પ્રસંગ જૂઠા દેખાય, કથિતવ્ય અશક્ય લાગે છતાં પણ કોઈ સત્ય પર જ એ દંતકથા—વાર્તા–ગપ્પાં શરૂ થયાં હોય છે એ ખાતરીથી માનજે. એ હિસાબે અમારી વાર્તાઓ પછવાડે સત્ય છે. હોવું જ જોઈએ. કેટલું સત્ય, કેટલું શક્ય, તે વિચારવાનું તારું કામ છે."

"મહેરબાની સાહેબ, મોટી મહેરબાની! પણ..."

"પાછું પણ?..."

"સાહેબ, યુ સી, વાત એમ છે કે આપની વાર્તાઓમાં તો અકબરશાહને કેવળ મૂરખ જ ચીતર્યા છે."

"એમાં અકબરશાહનો શો વાંક? વાર્તા કહેનારાઓ મૂરખ હતા."

"બહુ સારું સાહેબ, બહુ સારું. તો હવે, સત્ય વાર્તાઓ કેટલી માનવી?"

"જેટલી સત્ય માની શકાય તેટલી."

"સાહેબ, હું આપનો લહિયો છું. મને તો ખરી વાત જણાવો.?"

"ના. અત્યાર સુધી મેં મેળવેલી કીર્તિ ગુમાવવા જેટલો હું બેવકૂફ નથી. મારી કીર્તિ ખરી અને ખોટી. એમ બન્ને વાર્તાઓ ઉપર જામેલી છે."

"જુઓ સાહેબ, આપ મને કફોડી સ્થિતિમાં મૂકી દો છો. એક દૃષ્ટાંત આપું? આપની વાર્તાઓમાં આપ બે બે વખત લગ્ન કરતા અને ત્રણ ત્રણ વખત નર્તિકાઓના રખાત રહેતા દેખાઓ છો!—માફ કરજો મારો શબ્દપ્રયોગ. હવે ખરું શું માનવું?" નહિ સાહેબ, મારાથી નહિ લખાય. નહિ જ લખાય. મને યાદ આવી ગયું."

"શું યાદ આવ્યું ક્યા ?" બેઠક પરથી લગભગ ઊભા થઈ જતાં રાજાજી બોલ્યા.

"જુઓને સાહેબ, આપ જોઈએ તેટલા રોમેન્ટિક નથી—સમજ્યાને યુ સી! રંગીન નથી."

"ખબરદાર!" આખા ખંડને ધ્રુજાવી દેતાં રાજા બોલી ઊઠયા "મૂર્ખ! હું કવિ છું."

રાજાજીની ત્રાડથી પાછી તાળવે ચોંટી ગએલી મારી જીભને છૂટી કરી જરા વિનંતી કરતા અવાજે મેં કહેવા માંડયું, "પરંતુ સાહેબ! મારો નાયક બહુજ રોમેન્ટિક હોવો જોઇએ. હવે આપની આંતરિક લાઈફનો યાને ખાનગી જીવનનો કોઈ જગાએ ખાસ પરિચય નથી. આપની વાર્તા એકદમ ભરેલા રોમાન્સ વગર નીરસ થઈ જશે. શું કામની

પછી એ નવલકથા?"

"તુ પરણેલો છે?"

"છું સાહેબ! પરંતુ—"

"તારા સવાલનો જવાબ નથી એમ ને? અરે અલ્પજ્ઞ, એમાં જ ખરો જવાબ છે. તારી જાતને જો. તારી આસપાસ જો. તારું લગ્ન વિચારી જો—"

"સાહેબ" મેં વચમાં જ બોલવા માંડયું "લગ્નને ને રોમાન્સને શું લાગેવળગે? અમે લોકો તો લગ્ન પછી જ રોમાન્સ કરીએ છીએ. અને ઘણું કરીને તો અમારી પત્ની સાથે નહિ, કોઈ બીજી યુવતી સાથે. અરે સાહેબ! રોમાન્સના શુભ પરિણામે અમે એક પર બીજીને બ્લૉકમાં યાને જનાનામાં બેસાડી દઈએ છીએ. ઘણી વાર અમે પરણ્યા પહેલાં રોમાન્સ કરીએ છીએ અને લગ્ન પછી છૂટાછેડા લઇએ છીએ. ઘણીવાર અમે લગ્ન કરતા જ નથી. માત્ર રોમાન્સ ચાલુ રાખવામાં જ માનીએ છીએ? યુ સી. રોમાન્સના આ બધા પ્રકારોમાં આપને કયા પર ગોઠવવા એ જરા વિચારવા જેવી

વાત છે. સી ? આપ વીસમી સદીના હોત તો પાંચ નોવેલ લખી દેત પરંતુ આપ રહ્યા સોળમી સદીના એટલે એક પણ નોવેલ આપ પર નહિ લખી શકાય."

"તું પરણેલો છે ?"

"મારા વહાલા સાહેબ, હું જણાવી ચૂકયો છું કે હું પરણેલો છું."

"બસ ત્યારે જા. લખ, લખાશે."

"પરંતુ રાજાસાહેબ !" મેં દીન બનતાં કહ્યું.

"આપના જીવનની સાંસારિક ઘટનાઓ નજીવી છે, ઐતિહાસિક ઘટનાઓમાં માત્ર આપના નામ સિવાય કંઈ નથી અથવા જે છે તેમાં આપના મૃત્યુ સિવાય કઇ જ આધારભૂત નથી અને તે પણ કેવી રીતે થયું તે કોઇ જાણતું નથી. જીવ્યા ત્યાં સુધી અને મરતી વખતે પણ આપે દરેકને હાથતાળી આપી છટકયા કર્યું છે—આવા સંજોગોમાં, એકસક્યુઝ મી સર, મારાથી નહિ લખાય."

"મને મરી ગયેલો સમજે છે ? પાંચકૂટિ યા ! અરે મહોબત !"

"પણ શું છે સાહેબ ! આપે મને વચન આપ્યું છે છતાં એ રાક્ષસોને અહીં બોલાવો છો ? હું સુધરેલો માણસ છું. જંગલીપણામાં હું માનતો નથી. હું કોઈપણ સંજોગોમાં બંદૂક તલવાર વડે કપાઈ મરવા આપની સામે તૈયાર નહિ થાઉં."

"તારું મોઢું જ કહી આપે છે"

"મહેરબાની, સાહેબ !"

"તો પછી લખે છે કે નહિ ?"

"શું લખું ?"

"મારા વિષે ચોપડી ! આખા દિવસથી તારી સામે શું ઘાસ કાપી રહ્યો છું ?"

"સાહેબ ! કેમ લખાશે ? હું નાનો માણસ છું ! મારી હાંસી થશે."

"રે ધ્યાનચૂક ! મારી વાર્તાઓ અને ઐતિહાસિક ઘટનાઓમાં કેટલું સત્ય છે તે વીણવું તારું કામ છે. વીણીને લખવું એ તારું કામ છે. લખીને લોકોને આપવું એ પણ તારું કામ છે. બસ તો પછી લખ, લખાશે."

"પરંતુ વાંચકો માનશે ? લોકોને ગમશે ? મારે શું સમજવું ?"

"જો છોકરા ! સો વાતની એક વાત. લોકોને ગમે તો સમજી લેજે કે મારા જીવનના પ્રસંગો બહુ સુંદર હતા. ન ગમે તો સમજજે કે તું નાનો છે—ચૂકયો છે."

"સાહેબ ! પરંતુ લખું શું ? જીવનચરિત્ર, ઐતિહાસિક નિબંધ નવલકથા, નવલિકા, લઘુકથા, પુસ્તિકા—"

હજી તો વાકય પૂરું કરું તે પહેલાં રાજા બીરબલ સિંહાસન પરથી ઊઠી ગયા અને મારા ગાલ પર મને નાનું બચ્ચુ સમજી ધીમી બે ત્રણ લપડાક મારી ચાલવા માંડયા. મને ચક્કર આવ્યાં. હું નીચે પડયો. મારી આંખ ઊઘડી; ખરેખરી ઊઘડી.

રાજા બીરબલ અને નવરત્નોની વચમાં શોભના શહેનશાહ જલાલુદ્દીન અકબરનાં ચિત્રો મારી સંમુખ પડયાં હતાં—હું ધારી ધારીને જોતો હતો. ધારી ધારીને ફરીથી બે એક કલાક પહેલાં જોવા માંડયું, વિચારવા માંડયું અને રાજા બીરબલનું નામ લઇ તેમણે સંભળાવેલા શબ્દો યાદ કરી લખવા બેઠો—શું ?

નવલકથા ? નવલિકા ? ઐતિહાસિક કથા ? ગલ્પકથા ? હકીકત ? બયાન ?

—રામચંદ્ર ઠાકુર

તા. ક.

તવારીખ માટે જૂઓ છેલ્લાં પાનાં.

# આધારભૂત પુસ્તકોની સૂચી

## અંગ્રેજી


| | | |
|---|---|---|
| ૧ | અકબરનામા<br>અબુલફઝલ કૃત | એચ. બ્લોચમેન<br>અને ગૅરેટ |
| ૨ | આઈને અકબરી<br>અબુલફઝલ કૃત | ,, |
| ૩ | તુઝગે જહાંગીરી<br>( આત્મચરિત્ર ) | એ. રોજર્સ |
| ૪ | મુન્તાખબુત્તવારીખ<br>( બિદ્દૌની કૃત ) | જી. એસ. એ. રેન્કીંગ |
| ૫ | તવારીખે ફરિશ્તા<br>ફરિશ્તા કૃત | એચ. જી. બ્રીગ્ઝ |
| ૬ | એનાલ્સ એન્ડ એન્ટીકિવટિઝ<br>ઑફ રાજસ્થાન | લે. ક. જેમ્સ ટૉડ |
| ૭ | અકબર ધ ગ્રેટ મોગલ | એ. વીન્સેંટ સ્મીથ |
| ૮ | એ શૉર્ટ હીસ્ટ્રી ઑફ<br>મુસ્લીમ રૂલ ઇન ઇંડિયા | ઇશ્વરપ્રસાદ |
| ૯ | ધી હીસ્ટ્રી ઑફ આર્યન<br>રૂલ ઇન ઇંડિયા........<br>......ટૂ ધ ડેથ ઑફ અકબર | ઇ. બી. હેવેલ |

| | | |
|---|---|---|
| ૧૦ | હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા વૉ. ૩. | સ્ટેન્લી લેનપૂલ |
| ૧૧ | હીસ્ટ્રી ઓફ ઇન્ડિઆ | મેડોઝ ટેઈલર |
| ૧૨ | હીસ્ટ્રી ઓફ ધ ગ્રેટ મુગલ્સ | પી. કેન્નેડી |
| ૧૩ | મોગલ ઇન્ડિઆ | નિકોલો, મેનુચ્ચી |
| ૧૪ | હીસ્ટ્રી ઓફ મિડીએઇવલ ઇન્ડિઆ | સી. વી. વૈદ |
| ૧૫ | ધ મોગલ એમ્પરર્સ ઓફ હિંદુસ્તાન | ઈ. એસ. હોલ્ડન |
| ૧૬ | ધ રેલીજીયસ પોલીસી ઓફ ધ મુગલ એમ્પરર્સ | શ્રીરામ શર્મા |
| ૧૭ | હીસ્ટ્રી ઓફ ઇન્ડિઆ | સર એચ. એસ. ઈલીયટ |
| ૧૮ | ,, | એમ. એલ્ફીન્સ્ટન |

★

## હિન્દી

| | | |
|---|---|---|
| ૧૯ | અકબર | ચન્દ્રમૌલી સુકુલ |
| ૨૦ | રાજા બીરબલ | દેવીપ્રસાદ મુંશી |
| ૨૧ | ખાનખાના નામા | ,, |
| ૨૨ | હુમાયુ નામા | ,, |
| ૨૩ | જહાંગીર નામા | ,, |
| ૨૪ | સૂરીશ્વર અને સમ્રાટ અકબર | કૃષ્ણુલાલ વર્મા |
| ૨૫ | ઉદયપુર રાજ્યકા ઇતિહાસ | ગૌરીશંકર હિ. ઓઝા |

★

## ગુજરાતી

| | | |
|---|---|---|
| ૨૬ | શાહાનશાહ અકબરશાહ | શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ૨૭ | જહાંગીર નૂરજહાન | ,, |
| ૨૮ | બીરબલ વિનોદ | શ્રી. બદ્રનિઝામી રાહતી |
| ૨૯ | રાજ્યરત્ન બીરબલનો હાસ્યભંડાર | મર્હુમ શ્રી. પેસ્તનજી જમશેદજી સઠા |
| ૩૦ | અકબર ( શ્રી સયાજી સાહિત્યમાળા ) | બાપુભાઇ જા. વૈષ્ણવ બી. એ. |
| ૩૧ | આઇન—ઇ—અકબરી અર્થાત્ બાદશાહ અકબર | પુરુષોત્તમદાસ ગીગાભાઈ શાહ |
| ૩૨ | દરબારે અકબરી (અનુવાદ) આઝાદ કૃત | શ્રી. સાદીક |
| ૩૩ | જહાંગીર | પ્રગટ કર્તા ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ |
| ૩૪ | સમ્રાટ અકબર ( સસ્તુ સાહિત્ય ) | બંકિમચંદ્ર લાહીડી |

☆

# ચિત્ર પરીચય

પ્રસ્તુત પુસ્તકમાં આવેલાં ચિત્રો અને સુશોભન કાર્ય દિલ્હીના શાહી મુસવ્વરોના વંશજ શ્રી ઈકબાલહુસેને તૈયાર કર્યાં છે. બાલ્યકાળથીજ પિતાની પ્રસાદીરૂપ પિંછી તેમના હાથમાં મુકાઈ હતી, જે તેમણે સતત્ પોતાના ચિંતન તથા પિતૃદત્ત અને ઈશ્વરદત્ત શક્તિથી સફલ બનાવી છે. મોગલ સમયનો તેમનો અભ્યાસ પ્રશંસનીય છે. અને તે તેમના ચિત્રોમાં સ્પષ્ટ તરવરે છે.

આ પુસ્તકના મુખપૃષ્ઠ— પર અકબરશાહ અને વાતો કરતો વિનોદી બીરબલ દેખાય છે.

તેની પાછળ— કવિરાજ બીરબલ કટાર અને કલમના દ્વંદનો વિચાર કરતા પોતાની હવેલીમાં બેસી રહ્યા છે.

તેની પાછળ— છે શાહનશાહ અકબરશાહ–હિંદુસ્તાની.

તેની પાછળ— છે અકબરશાહ તેમના સુપ્રસિદ્ધ નવરત્ન દરબારમાં. જેમાં રાજા બીરબલ અકબરશાહની ડાબી બાજુએ પડેલા દેખાય છે.

સાથે— છે અકબરી દિવાનેઆમ. જેમાં ખ્રિસ્તી પાદરીમંડળ એક ખ્રિસ્તી કન્યા સાથે શાહી કૃપા મેળવવા ઉભું છે.

## પુસ્તકના અંતે

૧ લું ચિત્ર— અકબરશાહને પોલો રમતા દેખાડે છે.

૨ જું ચિત્ર— યુવરાજ સલીમ, પાછળથી શાહનશાહ જહાંગીરનું છે.

૩ જું ચિત્ર— અતિ પ્રસિદ્ધ નૂરજહાનનું છે.

૪ થું ચિત્ર— અકબરનાં પ્રથમ પત્નિ અને સલીમની મા જોધાબાઈનું છે.

૫ મું ચિત્ર— એજ, બુદ્ધિધન બીરબલ.

# [ ૧ ]

હડી જાઓ......

ઇતિહાસના રાજમાર્ગ પર

પોણાચારસો વરસ પાછળ

અને જુઓ તે વખતના આગળ વધતા જમાનાને.

૧૫૬૮ ની એ સાલ. કાબૂલ ને લાહોર, માળવા ને ગોંડવાણાની પાર, વિજયી મોગલ સૈન્ય પહોંચી ગયું છે. 'ગઢ તો ચિતોરગઢ ઔર સબ ગઢૈયા' જેવો અજેય દુર્ગ ચિતોડ અનેક વીરોનો ભોગ લઈ મોગલ સૈન્ય આગળ નમી પડ્યો છે. રણથંભોર પડું પડું ની તૈયારી કરે છે.

એવા આ દિવસો છે.

ત્યારે આગ્રાનો દુર્ગ તૂટેલાઓની કીર્તિને પડકાર કરતો ઊભો થયો છે.

એ દિવસોમાં, એક દિવસે ઢળતા મધ્યાહ્ને કાલ્પીના એક ગીચ વનમાં સત્તાવીશ વર્ષનો એક જુવાન, હરણવેગી અરબી ઘોડા પર પવનવેગે ધસમસ્યો જતો હતો; આગળ હતો સિંહ, પાછળ હતો સિંહરાજ.

ચંગેઝ અને તૈમૂરનો ચગતાઈવંશી કુલદીપક જેણે પોતાના પિતા અને પિતામહનું અધૂરું કામ પૂરું કરી હિંદુસ્તાનને પોતાનું ઘર બનાવ્યું, હિંદુસ્તાનમાં જ જન્મ પામી, પોતે હિંદુસ્તાની બની,

વેરઝેર અને અહંકારમાં એકતા અને બંધુત્વના દુશ્મન બની પડેલા મૂઢ લોકોને એક સામ્રાજ્ય અને એક છત્ર નીચે હિંદુસ્તાની બનાવવા જેણે તનતોડ મહેનત કરવા માંડી, જેણે હિંદુસ્તાનીને 'હિંદુસ્તાની' બનાવવા ધર્મોની–મઝહબોની પરવા ન કરી, સમાજને ફિટકાર્યો, રૂઢિઓને તોડી અને હિંદુસ્તાન દેશનો ધાક હિંદુસ્તાનની બહાર, અરબ અને મીસરનીય પેલે પાર ઈંગ્લિસ્તાન સુધી જમાવી દીધો, એ જ હતો આ હિંદુસ્તાનનો પહેલો 'હિંદુસ્તાની' બાદશાહ આજે એ શિકારી વેશે સિંહની પાછળ કાલ્પીના ગાઢ વનમાં પવનવેગે જતો હતો. લોકો એને કહેતા શહેનશાહ જલ્લાલુદ્દીન અકબર.

શિકાર અને સાહસનો અજબ રસિયો દિલ્હીપતિ અકબર, ગરીબ ગામડિયાઓને સતાવનાર એક સિંહનો શિકાર કરવા સવારથી તેની પાછળ પડ્યો હતો. આ અકબરશાહને રાજ્યો જીતવાં હતાં સૈન્યશક્તિથી, લોકોને જીતવા હતા પ્રેમથી, અને તેથી જ રાજ્યના કોઈ પણ ગામડિયાને બાદશાહની પાસે પહોંચતાં ખાસ અડચણ પડતી નહીં. એક સાંઈનાં દર્શન કરી પાછા વળતા અકબરશાહને પાસેના ગામડિયાઓએ નજરાણું કરી ગામને રંજાડનાર એક સિંહને હણવાની વિનંતિ કરી. અકબરશાહને એટલું જ જોઈતું હતું. સંરક્ષકસંઘથી છૂટો પડી, બાદશાહ પોતાના બે છાયા જેવા હજૂરિયા અતગબેગ અને કલ્યાણમલને લઇ સિંહ પાછળ ધસ્યો. સિંહ આગળ ને શાહ પાછળ. સવારના મધ્યાહ્ન અને મધ્યાહ્નના ઢળતા પહોર થયા પરંતુ ન સિંહ થાક્યો કે ન બાદશાહ.

હવાઈ હાથી જેવા અનેક ગજરાજોને એકલે હાથે કાબૂમાં લાવનાર, સેંકડો વાઘોને સ્વપરાક્રમથી ખતમ કરનાર અતુલ પરાક્રમી અકબરને આ સિંહે ખૂબ હાથતાળી આપી. શિકાર યા યુદ્ધમાં વિજય સિવાય અન્ય કંઈ ન સમજનાર આ ધૂની બાદશાહ ભૂખ ને તરસને ભૂલી સિંહની પાછળ પડ્યો હતો. મોઢા પર વળતા પરસેવાના

જેમ, પાણી વિના સુકાઈ ગયેલા છતાં સખત બનેલા હોઠ અને નિશ્ચયાત્મકતા દેખાડતી ભ્રૂકુટી, સિંહને જવા દે તેવાં લક્ષણો નહોતી દેખાડતી.

છેવટે સિંહ કાલ્પીના એક નાના ડુંગરાની ઝાડીમાં ભરાયો, પરંતુ ફસાયો. હરણુશી ફાળ ભરતો અરબી ઘોડો જોતજોતમાં ઝાડીઓમાં પેઠો અને બાદશાહે પોતાની ભુજા ઊંચકી પોતાનો મેવાડી ભાલો નાસતા સિંહના પેટમાં ઘોંચી દીધો. ગુલાંટ ખાઈ સિંહ જમીન પર આળોટવા માંડચો; એક છલંગ મારી બાદશાહ ઘોડા પરથી ઠેકચો અને તલવાર કાઢી આગળ વધ્યો, પરંતુ એકાએક ઘોડાએ હણહણાટ કર્યો, વિદ્યુત્વેગે રાજા ફર્યો, ને જોયું તો સિંહની સિંહણ તેના પર કૂદી ચૂકી હતી. અકબરે સીધે હાથે સિંહણને ધરતી પર ઢાળી. ઘાયલ થયેલા સિંહને પછી બાદશાહે પૂરો કર્યો ત્યારે જ ક્રોધમાં ફરકતો તેનો હાથ શાંત થયો; તેનું મન ને હૃદય ઠંડા પડચાં અને સાથે સાથે તેની આંખોમાં પણ અમી આવી ગયું. અકબરશાહની આ એક ખાસિયત હતી. એ સખતમાં સખત બની શકતો અને કોમળમાં કોમળ બનતાં પણ તેને વાર લાગતી નહિ. એક શાલ્મલિવૃક્ષ નીચે, એક નાનીશી ગુફા પાસે મરેલાં માતાપિતાનાં નાનાં બચ્ચાં ઊભાં થવા પ્રયત્ન કરતાં હતાં. તલવાર મ્યાન કરી બાદશાહે હેતથી એ બે બચ્ચાંને પકડી છાતી સરસાં ચાંપ્યાં. વાચા હોત તો એ જાનવરો પણ પૂછી ઊઠત કે અમારાં માતાપિતાને વાઢી નાખનાર તું હત્યારો છે કે દયાવાળો! પરંતુ એમણે કંઈ ન પૂછ્યું. બાદશાહના હોઠને ખૂણે ફીણ વળ્યાં હતાં. જીભ તાળવે ચોંટવા આવી હતી. બાદશાહને હવે ભાન થયું કે પાણી વિના તેનું આવી બન્યું હતું.

જો તેઓ હતા ત્યાંથી દસ ખેતરવાં આગળ વધ્યા હોત તો ઝાડીઓના ઝુંડની પાછળ એક ગામ જીવતુંજાગતું હતું. પરંતુ તે

તો, આગળ વધ્યા હોત તો! અત્યારે તો ગાઢ જંગલને છેડે અને ગામડાની સીમ વચ્ચે આવેલા એક નાના ડુંગર પાસે દિલ્હીશ્વર લગભગ નિરાધાર જેવો હતો, અતિશ્રમિત થયેલો બાદશાહ એક ઝાડ નીચે શિલા પર બેઠો, એવામાં અતગબેગ તેની પાસે આવી પહોંચ્યો. બાદશાહે સિંહનાં એ બે બચ્ચાં તેને સોંપતાં તૂટતા અવાજે કહ્યું: "અતગ, શાહી શિકારખાનામાં આમને રખાવજે......પાણી."

"હજૂર, ત્રણ કોસથી જોતો આવું છું—ક્યાંય પાણી નથી." ભૂખ ને પ્યાસથી મરુંમરું થઈ ગયેલો અતગ મરેલા અવાજે બોલ્યો. એવામાં કલ્યાણમલ પણ બાદશાહની ખોજમાં બીજી બાજુએથી આવી ઘોડા પરથી લગભગ પછડાઈ પડ્યો. બાદશાહે આશાથી તેના તરફ જોયું પરંતુ તેનાં ય મોતીયાં મરી ગયા હતાં. માથું ધુણાવી તે બોલ્યો, "નામવર, ચાર કોસ જઈ આવ્યો પણ પાણીનું ટીપુંય નથી દેખાતું."

બાદશાહ નિરાશ થઈ પાછો શિલા પર બેઠો. ભૂખ અને તરસની વેદના આટલી હોય, આવી અસહ્ય વ્યાકુળતા જન્માવનારી હોય તેવું બાદશાહે સાંભળ્યું હતું—આજે તે અનુભવ્યું. ભૂખ અને તરસની પરીક્ષામાં બાદશાહ અને તેના હજૂરિયા એક સરખા, અસહાય ને સામાન્ય મનુષ્ય બની ગયા હતા. અકબરશાહે હજૂરિયાના શબ્દો સાંભળીને છેવટે હસતાં કહ્યું: "તો મારા રાજ્યમાં એવોય મુલક છે કે જ્યાં ત્રણ ત્રણ કોસ સુધી પાણી નથી મળતું?"

"મળી ગયું, આલીજાહ." એકાએક ચીસ પાડી કલ્યાણમલ બોલી ઊઠ્યો. તરત બાદશાહ ને અતગ જે દિશા ભણી મોઢું કરી કલ્યાણ બોલતો હતો તે દિશા તરફ ફરી ગયા.

એક આધેડ ગામડિયણ હાથમાં દોરડું લઈ ડુંગર પાસે આવી પહોંચી હતી. અતગ ને કલ્યાણ, મરણકાંઠથી ઊગરી જતા

મનુષ્યના આનંદથી એ ગામડિયણ પાસે પહોંચી ગયા અને હમેશની આદત મુજબ, પોતે જલાલુદ્દીન અકબરશાહના જમણાડાબા છે તેનો ગર્વ દેખાડતા સત્તાવાહી અવાજે બોલવા માંડ્યા. કલ્યાણે કહ્યું: "એ બાઈ, જા ભાગ; એક પાણીનો ઘડો અને મીઠું તીખું ખાવાનું લઈ આવ."

"હા, એકદમ જલદી લઈ આવ—હજૂરસલામતને માટે." અતગે સૂર પુરાવ્યો.

બન્ને સમજ્યા કે દમામથી ગામડિયણ ઝટ કહ્યું કરશે, પરંતુ વાત વિપરીત બની. દોરડાંવાળી ગામડિયણ વાઘણની જેમ બન્ને તરફ ઘૂરકતાં બોલી, "હવે જા, સલામતવાળા! આગળ વધ્યા તો તમારા અને તમારા સલામતનાં મોઢાં આ દોરડાથી રંગી નાખીશ; આ બાદશાહ અકબરનું રાજ છે, સમજ્યા! મૂઆ શિકારીઓ, ક્યાં ક્યાંથી આ બાજુ ચઢી આવે છે!" અને જાણે કંઈ જ બન્યું ન હોય એવી શાંતિથી બીજી તરફ ફરી જોરથી એણે બૂમ પાડી: 'અરે...એ...મહેશ...!'

રાજનો નોકર પ્રજા પર શૂરો. અતગ અને કલ્યાણના ક્રોધની સીમા આવી રહી. બન્નેને ખ્યાલ ન રહ્યો કે અકબરશાહ તેમની પૂંઠે ચૂપચાપ આવી બધું સાંભળી રહ્યો હતો. કલ્યાણ એકદમ આગળ ધસી ગામડિયણને કહેવા માંડ્યો: "કમબખ્ત! શેરે મુગલિયાત, ફરજંદે ચગતાઈ—શાહાનશાહ......"

"આવ તો ખરો. આગળ આવ! એકનાં બે મોઢાં કરી દઈશ. આ બીજી કોઈ નથી, લખ્ખી છે; અરે ઓ...મહેશ!" પાછી એણે પૂર્વવત્ શાંતિ રાખી બૂમ પાડી. શાહનો શિકારી કૂતરો જે મરેલાં સિંહસિંહણ પાસે બેઠો હતો તે ભસવા માંડ્યો. અતગ અને કલ્યાણ, પોતાનું અને બાદશાહનું આ ગમારના મોઢે અપમાન થતું

જોઈ જળી રહ્યા. ખરું જોતાં તેમના ક્રોધનું કારણ ભૂખ હતું. મ્યાનમાંથી તલવારો કાઢી બન્ને જણ લખ્ખી તરફ ધસ્યા, પરંતુ તેમના હાથ પર બે વજ્ર હાથ પડયા.

" સબૂર ! "

બન્ને જણ ધ્રૂજી ઊઠયા; તેમણે બીતાં બીતાં પાછળ જોયું તો અકબરશાહ તેમના હાથ પકડી ઊભો હતો.

શાહે કહ્યું : " ગર્વની વાત છે, કલ્યાણ. મોટા ગર્વની વાત છે કે અમારી ગામડિયણ તલવારોથી ડરતી નથી ! અમારી બાદશાહત આવી પ્રજાને લઈને જ ટકી રહેવાની. " એટલું બોલી સંયમથી શહેનશાહ અકબર ગામડિયા સાથે ગામડિયો બની મૃદુભાષામાં લખ્ખીને સમજાવવા લાગ્યો: " બાઈ, ભૂખ્યાને અન્ન અને તરસ્યાને પાણી આપવું તારા ધર્મમાં લખ્યું છે કે નહિ ? ખુદા જાણે છે, અમે સવારથી ભૂખતરસથી મરીએ છીએ. "

" તે મરો ભૂખે, " લખ્ખી બોલી ઊઠી. તેનો ક્રોધ હજુ શાંત નહોતો થયો. " તમે શિકારી છો. શિકાર કરવા નીકળ્યા છો. નિર્દોષોના જાન લેનારાઓ તો ભૂખે મરે એ જ સારું છે. અરે ઓ...ઓ...ઓ—મહે—શ ! " પાછી તેણે પૂર્વવત્ બૂમ પાડી. પછી બાદશાહ તરફ જોયા વિના બોલી, " જાઓ, પેલા ઝાડ નીચે પાણીનો ઘડો છે; બાકી રોટલાબોટલા નહિ મળે, નથી. અરે—ઓ મ...હે...શ. "

પરંતુ કદાચ કોઈ પાર્વતીના ધ્યાનમાં મગ્ન હશે તેથી કે કોણ જાણે પણ મહેશ ન ત્યાં દેખાયો કે ન તેણે કંઈ જવાબ વાળ્યો.

શાહના શિકારી કૂતરા અતગ–કલ્યાણની પાછળ પાણી માટે ભસતા ભસતા ચાલ્યા આવ્યા હતા. શાહે લખ્ખીએ દેખાડેલા પેલા ઘડામાંથી પાણી તો પીધું, પરંતુ ક્ષુધાની પીડા ઓછી ન થઈ. ધીમે રહી તેણે

આંગળી પરની મુદ્રા કાઢી, અને લખ્ખી પાસે જઈ જાણે તેને ખુશ કરતો હોય તેમ એ જ મીઠી વાણીથી કહ્યું, " લખ્ખીબાઈ, આ રત્નજડિત વીંટી લો, પરંતુ અમારા ત્રણે માટે રોટલા લઈ આવો; કસમ છે ખુદાના, સવારથી કંઈ ખાધું નથી—"

પરાણે પોતાના હાથમાં મુકાતી વીંટીને લખ્ખી ઘડીભર જોઇ રહી; પણ પછી શાહના હાથમાં એ પાછી મૂકતાં દાંત ચાવી બોલી, " કોઈ પરદેશી જણાઓ છો ! અક્કલના દુશ્મન, આ મહાબલી અકબરનું રાજ છે. આવી વીંટી અમ કંગાલ બ્રાહ્મણ પાસે જોઈ કોટવાળ સીધો જેલમાં નહિ બેસાડે ? તું કોઈ નાસી આવેલો નવાબ કે બહારવટે ચડેલો શાહજાદો હોય તો મારું તો આવી જ બન્યું ને ? એ ભાઈ, આ લખ્ખીને તું પાણીની મૂઠી નહિ વળાવી શકે. અરે...એ મહેશિયા...મર... ! આ દોરડું લઈ જા. "

" અલી, તું ઉપર ઝટ લઈ આવ. " દૂરથી મહેશનો અવાજ સંભળાયો. તે આગળ બોલ્યો, " મારાથી નીચે નહિ અવાય. સૂર્યાસ્ત પહેલાં લાકડાં ને સમિધ કાપી લેવાં જોઈએ. "

" અરે ભગવાન, " લખ્ખી નિરાશ બની કંટાળીને બોલી, પણ પાછું જાણે એકાએક તેને સૂઝયું હોય તેમ પાસે ઊભેલા બાદશાહ પાસે જઈ તેના હાથમાં દોરડું આપતાં બોલી, " જુઓ, લો આ દોરડું; ઉપર મારો ભત્રીજો લાકડાં કાપી રહ્યો છે, તેને પહોંચાડી આવો. હું તમારા માટે રોટલા લઈ આવું છું. યજ્ઞના કામ માટે ખાસ લાકડાં કપાય છે ને તે સંધ્યા પહેલાં અહીં આવી જવાં જોઈએ. છે કબૂલ ? "

" કબૂલ, " શાહે તરત કહ્યું.

લખ્ખી ચાલવા માંડી અને દિલ્હીનો શાહ લીધેલી વાત પડતી ન મૂકનારો શહેનશાહ, ગરીબોનો વહાલો બાદશાહ તેના સાથીદારો સાથે પેટની આગ હોલવવા દોરડું લઈ ડુંગર ઉપર જવા ફાંફાં મારવા લાગ્યો.

ડુંગર વિચિત્ર હતો. જલદી પહોંચવા માટેનો માર્ગ તેમની આગળ હતો, પરંતુ તે એટલો અટપટો હતો ને તેઓ એટલા થાકેલા હતા કે ખૂબ ખૂબ મહેનત છતાં ઉપર જવામાં નિષ્ફળતા મળી. સંધ્યા સમય થવા આવ્યો હતો; રોટલાય નજીક આવવાનો સમય થતો હતો. બાદશાહે છેવટે બૂમ પાડી કહ્યું:

"અરે પંડિત મહેશ, સંધ્યા પહેલાં ઉપર દોરડું આવવું અશક્ય છે, ચઢવાનો રસ્તો બહુ મુશ્કેલીભર્યો છે." શાહની સાથેસાથે કૂતરાંએ પણ ભસતાં ભસતાં શાહની વાતને ટેકો આપ્યો.

"એ તો હું જાણું છું," દૂરથી જવાબ આવ્યો. શાહ ચમક્યો. કૂતરાંઓને ભસવાનું ચાલુ રાખવું જ ઈષ્ટ લાગ્યું.

"તો પછી દોરડું ઉપર કેમ મોકલાવી શકાય?" બાદશાહે બૂમ પાડી. હજી મહેશ દેખાતો ન હતો.

અતગ અને કલ્યાણનો ક્રોધ પારખી લઈ શિકારી કૂતરા તેમને બદલે પોતાનો ક્રોધ પોતાની ભાષામાં વ્યકત કરી રહ્યાં હતાં. છેવટે જવાબ આવ્યો: "અરે, ભાઈ, તમારી પાસે કૂતરાં છે, તો તેમાંના એકના ગળામાં દોરડું ભરાવી તેને ઉપર મોકલો."

બાદશાહ એકદમ ચમકી એક ડગલું પાછળ હઠ્યો. હજૂરિયાઓ આંખો ખેંચી બાદશાહને જોઈ રહ્યા. અકબરશાહ જોસથી બોલી પડ્યો: "ખૂબ! ખૂબ! અતગમીયાં, અહીં રોટીપાણી નહિ હોય, પરંતુ અક્કલ જરૂર છે; શિકારીને ઉપર મોકલાવો." એટલું કહી આરામથી શહેનશાહ એક શિલા પર બેઠો.

જ્યારે કૂતરો ઉપર પહોંચ્યો ત્યારે પંડિત મહેશના માત્ર પગ દેખાતા હતા. ઘીચ ઝાડીમાં છુપાઈ યજ્ઞ માટે બહુ જ અગત્યના એવાં કેટલાંક મૂળિયાં ખેંચવામાં મહેશ મશગૂલ હતો. કૂતરાએ તેને જોઈ ભસવા માંડ્યું અને ધીરજ ખોઈ, મજબૂત કછોટો મારેલું

મહેશનું ધોતિયું ખેંચવા માંડ્યું, ત્યારે મહેશ મૂળિયાં સાથે ઝાડીમાંથી બહાર આવ્યો.

પંડિત મહેશ જુવાન હતો, શરીરે સશક્ત હતો. પથ્થર અને ઝાડનાં ડાળખાંએ તેના શરીરના દરેક ભાગને સ્પર્શી પોતાની છાપ સ્પષ્ટ કરી હતી. તેના વાંકડિયા વાળને, વાંકડી મૂછોને અને વક્ર દૃષ્ટિને બાદશાહનો કૂતરો ભસવાનું બંધ કરી એકસરખાં જોઈ રહ્યો. પસીનાના રેલા લૂછી છેવટે મહેશે કૂતરાના ગળામાંથી દોરી લેવા હાથ લંબાવ્યો, ત્યારે પણ ભસવાનું ભૂલી આ શાહી કૂતરો પાછળ પગ પર ભાર મૂકી સસંકોચ ગામડિયા પંડિત મહેશને એક સરખું જોઈ જ રહ્યો.

પરંતુ મહેશ સમજ્યો કે કૂતરો તેનાથી ડરે છે અને કૂતરો સમજ્યો કે પોતે મહેશ પર મુગ્ધ થઈ ગયો છે; કારણ ભારી બાંધી મહેશ નીચે ઊતર્યો ત્યારે પણ કૂતરો તેની પૂંઠે પૂંઠે એકસરખું જોતાં ચાલવા માંડ્યો; અને ત્યારે જ પંડિત મહેશને ભાન આવ્યું કે તે શિકારી કૂતરો તેને માલિકનો શિકાર સમજી, પોતાના જાતીય સ્વભાવથી વિરુદ્ધ તેના તરફ આવું સભ્ય વર્તન દર્શાવે છે.



## [ ૨ ]

ગામડાથી દસ ખેતરવાં દૂર, નાનકડા ડુંગરની તળેટીમાં એક વિશાળ વડલા નીચે ગામડિયણ લખ્ખીના દૂધબાંધ્યા મકાઇ–બાજરીના રોટલા અને ભાજી ખાઇ રહી, દિલ્હીનો બાદશાહ હાથ ધોઈ રહ્યો હતો અને માત્ર ધોતિયું ને કેડ બાંધી, ઉઘાડે શરીરે ઊભેલો પંડિત મહેશ બાદશાહના હાથ પર પાણી રેડતો હતો.

"તો તમે કવિ છો ?" પોતાના કમરબંધના છેડાથી હાથ લૂછતાં લૂછતાં બાદશાહ બોલ્યો.

"જી, હું નથી કહેતો; ગામના લોકો મને કવિ કહે છે."

"ઓહો ! તો હુંય તમને કવિ કહું છું. વારુ, એક જવાબ આપશો ?"

"જરૂર."

રાજા ઘોડા પાસે ઊભો રહી બોલ્યો:

"હૈ કોઈ ધીરન ઐસા નર, પીર બબરચી ભિસ્તી ખર ?"

"જી હુકમ. અભણ બ્રાહ્મણ."

"કેવી રીતે ?" બાદશાહે આ વાચાળ બ્રાહ્મણ તરફ આકર્ષાઈ પૂછ્યું.

"એ બ્રાહ્મણ છે તેથી તેની પૂજા થાય છે માટે પીર, અભણ

હોવાથી લોકોની રસોઈ કરે છે માટે બબરચી, કોઈ કોઈ વાર પાણી પિવડાવવાનું પણ કામ કરે છે માટે ભિસ્તી અને વખત આવ્યે સામાન માથે ઊંચકી માલિક સાથે ચાલવા માંડે છે માટે ખર— ગધેડો; અભણ બ્રાહ્મણમાં આ ચારે ગુણ છે."

"ખૂબ! ખૂબ! કવિ, તમે ખરા કવિ છો; આ લ્યો," એટલું કહી શહેનશાહે પોતાની આંગળી પરની પેલી વીંટી મહેશ તરફ ફેંકી અને છલંગ મારી ઘોડા પર ચડી બેઠો.

"શહેનશાહ અકબર!" વીંટી પર નામ જોતાં મહેશપંડિત ચીસ નાખી બાદશાહ તરફ દોડયો ને તેના પગ પકડી લીધા. "દિલ્હીપતિ, અમ ગરીબોને આંગણે પધારો—પધારો."

"હાથ નીચે રાખ, અમે બ્રાહ્મણ છીએ," એવું બોલી ઊંચે હાથે અતગ–કલ્યાણને રોટલા આપતી લખ્ખી એકદમ જડ થઈ ઊભી રહી ગઇ. રોટલા હાથમાંને હાથમાં રહી ગયા. 'મહારાજા અકબર!' તેણે ધીમી ચીસ નાખી અને રોટલાવાળા હાથે દોડી બાદશાહના પગ પકડી રોવા માંડી. પછી એકાએક ઊભી થઈ અને રોતીરોતી રોટલાવાળા હાથે કલ્યાણમલની છાતીમાં મૂકીઓ મારતાં બોલવા માંડી, "મૂઆ, અભાગિયાઓ, મોઢેથી બોલ્યા કેમ નહિ કે અમારા મહારાજા બાદશાહ છે." એટલું કહી ઘેલી થઈ ગયેલી લખ્ખી ફરીથી બાદશાહના પગ પકડી કરગરવા લાગી, "મહારાજ, અમને ગમારને શી ખબર? અમે મોટું પાપ કર્યું છે; ગમે તેમ બોલીને... ગરીબપરવર, માફ કરો."

ગામડિયણના પશ્ચાત્તાપને બાદશાહ વહાલથી જોઈ રહ્યો અને તેના હાથને પોતાના પગથી છૂટા કરી બોલ્યો, "હું ગરીબપરવર હોઇશ, પરંતુ તું શાહપરવર છે; ભૂખ્યા બાદશાહને તેં રોટી આપી છે. વારુ, પંડિત મહેશ, આ વીંટીથી તમે સીધા આગ્રાના

શાહી મહેલમાં આવી શકશો." એટલું કહી બાદશાહે અરબી ઘોડાને એડી મારી. તરત એમની પૂંઠે કલ્યાણમલ ને અતગ, આભી બની ઊભી રહેલી લખ્ખીના હાથમાં હજુ સુધી પડી રહેલા રોટલા બાજની માફક ઝડપી, શાહની પછવાડે ઊપડી ગયા. લખ્ખીની આંખમાંથી હજુ આંસુ નહોતાં સુકાયાં.

દેખાવડો જુવાન મહેશ પોતાની કાકીને એક સરખી જોઈ રહ્યો હતો. છેવટે ખોંખારો કરી તેણે કાકીનું ધ્યાન ખેંચ્યું ને તેના હાથમાં પેલી મુદ્રિકા મૂકી અને જમીન પર મૂકેલ યજ્ઞના સમિધની ભારી ઊંચકવા તે નીચે વળ્યો. કાકીનો ગુસ્સો હજુ શમ્યો ન હતો. ધુંધવાતી ખીજાતી કટાક્ષમાં તે બોલી :

"કેમ, પંડિત મહાશય, તમે તો બનારસમથુરા ભણી આવ્યા છો! અમારામાં અક્કલ ન હતી, તમારામાં તો હતીને? ધૂળ પડી તારા ભણતરમાં! અકબર બાદશાહને ન ઓળખી શક્યો!"

"કાકી, સંસ્કૃતમાં ક્યાંય વાંચ્યું નથી અને ફારસીમાં ક્યાંય સાંભળ્યું નથી જેથી ખબર પડે કે અમુક મોઢાવાળો જ અકબર બાદશાહ છે, અથવા અકબર બાદશાહનું મોઢું આવું જ હોવું જોઈએ."

"હાથ જોડ્યા બાપ, તારી પંડિતાઈ આટલેથી જ પૂરી કર. મારે તો ઘેર જઈને રાંધવું છે. હવે આ લાકડાં જલદી વિદ્યાધર પંડિતને ત્યાં આપી આવ, પરંતુ જોજે; કલદાર રૂપિયો એક પહેલો લેજે ને, નવો લેજે. અને, પંડિત, એક બીજી વાત યાદ કરી આપું, કવિ છોને, તે પાછો ભૂલી જશે."

"શું, કાકી?" શાંત રીતે મહેશ બોલ્યો.

કાકીએ ક્રોધમાં ભારી ઊંચકી મહેશને ખભે પટકતાં કહ્યું, "પંડિતજી, વિદ્યાધર પંડિતનું ઘર પશ્ચિમ દિશામાં છે, પૂર્વ તરફ ન જતા."

"કાકી, તમે નથી જાણતાં, હું તો સીધે રસ્તે જ જનારો છું!"

"તારા બાપદાદા કોઈ દિવસ સીધે રસ્તે ગયા હતા કે તું જઈશ? તને શરમ નથી આવતી? બ્રાહ્મણ છતાં લાખોપતિ પંડિત રમાનાથ અને એવા એ લાખોપતિની બેટી છતાં સંસ્કૃત ભણી શાસ્ત્રનિપુણ થઈ બેઠેલી તેમની પુત્રી ઉમા ક્યાં, અને મરવાની આળસે જીવતાં આપણે કંગાળ ક્યાં? એટલે કહું છું, પૂર્વ ભણી ન જતો. શરમ નથી આવતી ભમતા ભૂતની માફક લાખોપતિની બેટી પાછળ ભમતાં? અરે, ક્યાં તું...અને ક્યાં...ક્યાં..."

"ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી–એમ કહેવું હતું ને કાકી? પરંતુ હમણાં હું જરાય ઉમા માટે બોલ્યો છું? કે પૂર્વ દિશા ભણી ગયો છું?"

"ગયો નથી; પણ જવાનો જરૂર છે. મારા હાથ ને મારું નાક કાપી નાખું જો તું એ ઉમલીને જોયા વિના ઘેર આવે તો! જેવા દરિદ્રી કાકા તેવો દરિદ્રી ભત્રીજો."

"કાકી, આજે જો આ મહેશ પંડિત ન હોત તો યજ્ઞનાં ખાસ સમિધ ઓળખીને કોણ કાપી લાવત? અને સમિધ ન હોત તો કલદાર રૂપિયો ક્યાંથી આવવાનો? છતાંય દરિદ્રી..."

"એક દિવસ એક રૂપિયો મળશે એમાં શી ધાડ મારી? બાકીના ઓગણત્રીસ દિવસ તો આ અભણ કાકીના હાથ ઘર ચલાવે છે; હવે જા જલદીથી." એટલું કહી છંછેડાયેલી કાકી ચાલવા માંડી અને તેની પૂંઠે સમિધની ભારી ઊંચકતો પંડિત મહેશ પણ ચાલવા માંડ્યો.

ગામ બહુ દૂર ન હતું. પંડિત વિદ્યાધરને ઘેર પહોંચતાં મહેશને વાર ન લાગી. સંધ્યા સરી ગઈ હતી ને અંધારું થવા આવ્યું હતું. ઝાંખા અંધારે મહેશ વિદ્યાધર પંડિતના ઘરમાં આવી પહોંચ્યો. વિદ્યાધર જુવાન હતો, રસિક હતો, બાપદાદાના પૈસે સુખી હતો.

અભણ છતાં પંડિતાઈનો ઢોંગ કરતો ને પંડિત રમાનાથની પંડિત પુત્રી ઉમાના હાથનો એને લોભ હતો.

વૃદ્ધત્વને છેલ્લે આરે પહોંચેલો રમાનાથ કોઈ યજ્ઞ કરી રહ્યો હતા અને તેને માટે અમુક ચોક્કસ સમિધ જોઈતાં હતાં. વિદ્યાધરે ડંફાસ મારી હતી કે પોતે પ્રત્યેક વનસ્પતિનો પારખુ હોઈ સમિધ લઈ આવશે; એટલે પોતાની અજ્ઞાનતા ખૂબીથી છુપાવી લખ્ખી મારફત મહેશ પાસેથી તેણે આ સમિધ મેળવવા ચાલાકી કરી હતી.

વિદ્યાધરને ખબર હતી કે મહેશ સાચો પંડિત છે ને પોતાની ઉમા પર જીવ રાખે છે. પણ અત્યારે સમિધ માટે તેને બહુ તાલાવેલી લાગી હતી.

મહેશ જ્યારે ઘરમાં પહોંચ્યો ત્યારે વિદ્યાધર ઉમાની દાસી સાથે વાત કરી રહ્યો હતો.

"હું કહું છું ને તું જા અને પંડિતજીને કહી દે કે સમય થઈ ગયો હોય તો નચિંત બની યજ્ઞનું કાર્ય શરૂ કરી દે. હું પોતે જંગલમાં જઇ સમિધ કાપી આવ્યો છું."

"તો પછી મને આપી દોને," દાસી છણકો કરી બોલી. "પંડિતજી બહુ વ્યાકુળ થઈ રહ્યા છે."

"અરે, તારાથી ન લઈ જવાય. હું સ્નાન કરી હમણાં આવ્યો. કહું છું, ઉમાજી છે કે માસીને ઘેર ગયા છે?" વિદ્યાધરે જરા હળવે રહી પૂછ્યું.

પરંતુ દાસી માથાની ફરેલી હતી.

"આવતા હો તો જલદી ચાલો," કહી મોં મચકાવી એ ચાલવા માંડી.

મહેશ ચૂપકીથી આ બધું સાંભળી રહ્યો હતો. દાસીના ગયા પછી ભારી બહાર સંતાડી મહેશ વિદ્યાધર પાસે આવ્યો. વિદ્યાધરના હૃદયમાં આ હરીફ માટે ઝેર હતું પરંતુ જીભે અમૃત વરસાવવું પંડિત વિદ્યાધર સારી રીતે જાણતો હતો. તેણે મહેશનો હાથ પકડતાં કહ્યું, "આવી ગયા મિત્ર ! બહુ સારું થયું. કહો, સમિધ ક્યાં છે ?"

"સમિધ તો મળી ગયાં–બહુ મુસીબતથી. અનેક માણસોને કામે લગાડવાં પડ્યાં હતાં; ચાર રૂપિયા ખર્ચ થયું છે."

"ચાર નહિ, પાંચ લો, લાવો સમિધ."

"અહીંયાં લઈ આવું ?"

"અરે પંડિત, મારો જીવ જાય છે ને તમે ઠંડે પેટે આ શું બોલો છો ? યજ્ઞનો સમય જાય છે."

"તો યજ્ઞ માટે આ સમિધ છે ? ક્યાં છે યજ્ઞ ?"

"યજ્ઞ માટે નહિ, મારી ચિતા માટે છે ! પણ સમિધ ક્યાં છે ?"

"ઊભા રહો, હમણાંજ લઈ આવું. કાકી ઘેર લઈ ગયાં છે. હું પૂછવા આવ્યો છું કે અત્યારે જોઇએ છે કે સવારના..."

"દસ વાર તો કહ્યું હતું, હમણાં, હમણાં, અત્યારે જોઈએ છે; વારુ, તમારે ઘેર છે ને, ચિંતા નહિ, હું ત્યાં આવું છું સમિધ લેવા," એટલું કહી વિદ્યાધરે ધાંધલમાં જોડા પહેરી બહાર જવા માંડયું.

"પંડિતજી, રૂપિયા પાંચ લાવો તો, જરા મજૂરો અને લક્કડફોડાઓને આપવાના છે."

વિલંબ થવાથી વિદ્યાધર ઊંચો નીચો થઈ ગયો હતો. સમિધ લઈ જલદીથી તેને રમાનાથને ત્યાં જવું હતું, ને ઉમાને બતાવવું

હતું કે પોતે કેવો કાબેલ છે! તેણે ક્રોધમાં અકબરશાહી પાંચ રૂપિયા આપી ઉતાવળે પગલે લખ્ખીના ઘર તરફ ચાલવા માંડ્યું.

મહેશે ધીમે રહી કમ્મરે બાંધેલું ઉપવસ્ત્ર શરીરે ઓઢી લીધું. અને કિરાતાર્જુનીયનો એક શ્લોક ગણગણતો, ઘર બહાર સંતાડેલી ભારી ઊંચકી રમાનાથ પંડિતના ઘર તરફ ચાલવા માંડ્યો.

બેશક, પૂરવ દિશા ભણી.



[ ૩ ]

ગામડાની બરાબર પૂર્વ દિશામાં, કાલીમંદિરથી થોડેક દૂર પંડિત રમાનાથની હવેલી આવેલી હતી. ગામડાનો દરેક પુરુષ અને દરેક સ્ત્રી, ખાસ કરી મોટી ઉમ્મરે આવી પહોંચેલાનો દૃઢ વિશ્વાસ હતો કે પંડિત રમાનાથ એના પૂર્વજોની જેમ મરીને સર્પ થઈ એ જ હવેલીમાં રહેશે. દરેક જણ એમ પણ માનતું કે હવેલીમાં પંડિતે પુષ્કળ ધન દાટયું છે અને એ ધનનો કશો દુરુપયોગ ન થાય તે માટે, અને પોતાની નહિ પણ પોતાની પુત્રીની વંશવૃદ્ધિ થાય માટે ખાનગીમાં હવે એ અનુષ્ઠાન કરી યજ્ઞ કરી રહ્યો હતો જો કે તેની પુત્રી ઉમાનાં લગ્ન થયાં ન હતાં પરંતુ તેથી જ, વિદ્યાધર નામના એ જ ગામના પૈસેટકે સુખી એવા એક વેદિયા સાથે લગ્નનું મનમાં નક્કી કરી પંડિત રમાનાથ યજ્ઞ કરી રહ્યો હતો; એણે નિશ્ચય કર્યો હતો કે યજ્ઞને અંતે ઉમાનું લગ્ન કરી નાખવું.

પરંતુ ગામના ગંજેરી પુરાણીકાકા, મહેશના સાચા અને એકલા કાકા અને લખ્ખીના પ્રાણાધારનું એવું માનવું હતું કે પંડિત રમાનાથ પોતે સર્પ થતાં બચી જાય તે નિમિત્તે યજ્ઞ કરતો હતો, એટલું જ; બાકી ઉમા જેવી કન્યાનું લગ્ન પોતાના વિદ્વાન ભત્રીજા જોડે જ થવું જોઈએ અને થશે જ એમ ગાંજાની ધૂનમાં એ ઘણાંને

પ્રતીતિ કરાવી આપને. ગામના લોકોમાં એક બીજી વાત પણ બહુ પ્રચલિત હતી અને બધા બહુ શ્રદ્ધાથી માનતા કે અગાઉ, વર્ષો પહેલાં જ્યારે આ ગામ વસ્યું ત્યારે મહેશના પહેલા પૂર્વજે અને રમાનાથના પહેલા પૂર્વજે સાથે રહી આ જ ગામની કાલીમાતાને કઠિન તપસ્યાદ્વારા પ્રસન્ન કરી હતી. કાલિકાએ પ્રસન્ન થઈ બન્નેની ઈચ્છાનુસાર બન્નેની જીભ ઉપર સરસ્વતીરૂપે વિરાજવા વચન આપ્યું. તે દિવસ કાલીમા વરદાન આપવાના એવા રંગમાં હતાં કે તેમણે પૂછ્યા વિના કહ્યું: 'અરે બ્રાહ્મણો, તમે બન્ને મિત્રો છો. તમારા કુટુંબમાંથી સરસ્વતી નહિ જ જાય તેનું તમને વરદાન આપું છું, તે વંશપરંપરા રહેશે. પરંતુ બીજાં બે વરદાન આપું છું. જેને જે ગમે તે માગી લો. એક છે અઢળક પૈસો—પણ ચાર પેઢીએ વંશ બદલાય અને લક્ષ્મી સ્થિર રહે ને ક્યાંય જાય નહિ; અને બીજું વરદાન છે અન્નપૂર્ણા ગૃહિણી અને જ્ઞાન. બોલો, કોને પહેલું જોઈએ છે?'

કાલિકાનાં આવાં વચન સાંભળી રમાનાથનો પૂર્વજ જે જરા લોભી હતો તે બોલી ઊઠ્યો: 'મને પહેલું આપો મા!' માએ 'તથાસ્તુ' કહી તેને વરદાન આપ્યું. માતાએ પછી પ્રેમથી મહેશના પૂર્વજ સામે જોઈ બીજું વરદાન માગવા સ્મિત કર્યું. પરંતુ પહેલું વરદાન ઝટ માગવામાં પોતાના મિત્રની લોભવૃત્તિ જોઈ મહેશનો પૂર્વજ ઉશ્કેરાયો હતો ને તેથી તે ગુસ્સામાં બોલ્યો: 'મા, મને અન્નપૂર્ણા ગૃહિણી અને ગાંજો આપો.' માતા તો તથાસ્તુ કહી અદૃશ્ય થઈ ગયાં. પરંતુ તે દિવસથી મહેશના ઘરમાં બધા વિદ્વાન માણસો પાક્યા, પરંતુ ઘર હમેશાં સ્ત્રીઓને ચલાવવું પડ્યું ને ઘરમાં એક પુરુષ હમેશાં ગંજેરી હોય જ. અત્યારે પુરાણીકાકા ગંજેરી હતો. ત્યારે બીજી બાજુ કાલીમાના પ્રતાપે, પંડિત રમાનાથ પૂર્વજોનું સંચિત દ્રવ્ય અને વિદ્યાનો ઉપભોગ કરી રહ્યો હતો; પરંતુ પોતે પાંચમો વંશજ

હોવાથી અત્યારે તેના ઘરમાં માત્ર ઉમા એકલી હતી અને પંડિત રમાનાથ પંચોતેર વર્ષનો અને ધરભંગ હોઈ તેનો વંશ બદલાવાની તૈયારી થઈ ચૂકી હતી. અસલ વાત આમ બની હોવાની માન્યતાથી લોકોની માતામાં વધુ શ્રદ્ધા બેઠી હતી અને આ મહાન ચમત્કારની વાત ઘેરઘેર પ્રચલિત હતી.

એ જ પંડિત રમાનાથની હવેલીની પછવાડેના નાનાશા બગીચામાં તેની એકની એક લાડીલી અને કાલીમાતાના વરદાનના પ્રતાપે શાસ્ત્રોમાં પારંગત થયેલી ઉમા એક મેંદીના છોડ પાસે મસ્ત બની બેઠી હતી.

"બિચારી મેંદીને પણ કેટલું પિસાવું પડે છે ?" ઉમાના હાથપર મેંદી મૂકતાં તેની દૂરની સગી ને પડોશણ જ્યોત્સના બોલી ઊઠી. જ્યોત્સના કવિ ન હતી પરંતુ કવિતા સાંભળવાનું તેને બહુ મન થતું; એટલા માટે જ તે ઉમાની સખી બની હતી. ઉમાએ ઘૂંટણ આગળ બેઠેલી જ્યોત્સનાના ગાલને હળવી ટપલી મારી જવાબ આપવા હોઠ ઉપાડ્યા. પરંતુ તેના રૂપાળા હોઠ ફફડી શક્યા નહિ. જ્યોત્સનાને કોઈ બીજાએ જ જવાબ આપી દીધો : "સુંદરીના હાથમાં બેસવું સહેલું નથી; ખૂબ પિસાવું જ જોઈએ."

" ઉમા એકદમ ઊભી થઈ ગઈ. એણે અવાજને ઓળખી લીધો હતો એ અવાજ હતો પ્રસિદ્ધ ગંજેરી પુરાણીકાકાના ભત્રીજા, પંડિત મહેશનો. ઉમા તરત આસપાસ જોવા માંડી જ્યોત્સના ત્યાંથી સરી, અદૃશ્ય થઈ ગઈ. ઊંચે ચડેલો જીવ શાંત કરતાં ઉમા નીચે બેઠી, ને ધીમેથી કોઈ તેના કાનમાં ગણગણ્યું: "રાણી!"

ઉમાએ ચમકીને પાછળ જોયું તો મહેશના ગાલને અડતાં અડતાં તે રહી ગઈ. ખોટો ગુસ્સો દર્શાવવા માટે આ એક કારણ પૂરતું હતું. "મારા પિતાજી, તમારું મોઢુંય જોવા નથી માગતા."

બન્ને હાથે મુકાયેલી મેંદીને લીધે ચત્તા હાથ રાખી ગુસ્સાભર્યા અવાજે ઉમા બોલી.

ઉમાના મેંદીવાળા હાથને લીધે મહેશને તેની વધુ નજીક જવામાં સારી અનુકૂળતા મળી. ઉમાના ખભા ઝાલી એ બોલ્યો, "રાણી, ગઈ કાલે છેલ્લી વખત આ વાત તું અહીં કહી ચૂકી છે."

"અહીંયાં નહોતું કહ્યું—પાઠશાળા આગળ કહ્યું હતું."

"ભૂલ થઈ, બસો ડગલાં જેટલું જૂઠું બોલ્યો. વારુ, શું તમારે રોજ પ્રારંભમાં મારા પ્રત્યે ગુસ્સે થવું જ જોઈએ?"

"વાત બદલવાની જરૂર નથી. મેં કહ્યુંને, મારા પિતાજી તમારું મોઢું જોવા નથી માગતા."

"પિતાજી જોવા નથી માગતા, સમજ્યો; પણ પિતાની પુત્રી? પરંતુ રાણી, તારા પિતાજી પણ આજે પ્રેમથી આ મોં પર લટ્ટુ થઈ જશે. એમનો યજ્ઞ સમિધ વિના પૂરો નહિ થાય, અને તે હું સ્વહસ્તે કાપીને લાવ્યો છું—જો આ રહ્યાં!"

"પરંતુ એ તો 'એ' લાવવાના હતા!" આશ્ચર્યથી સમિધ તરફ જોતાં ઉમા બોલી.

"તમારા 'એ' પંડિત વિદ્યાધરે મને ઉત્તરમાં દોડાવ્યો; મેં એમને દક્ષિણમાં દોડાવ્યા. હોય, એ પંડિત તો એવા છે..."

"હં, કંઈ બોલશો નહિ, પિતાજીએ આજે પ્રાતઃકાળમાં શુભ તિથિ, શુભ દિને, શુભ ઘટિકામાં નિર્ણય કરી લીધો છે કે મારે તેમને ઘેર જવું પડશે."

"રાણી!" પોતાના તરફ પીઠ કરી ઊભેલી ઉમાના કાન આગળ ધીમેથી ગણગણતાં મહેશ બોલ્યો. "કાલે છેલ્લી વાર પાઠશાળા આગળ કહી ચૂક્યો છું કે તમારા પગ મારા ઘર તરફ જ વળશે."

"એનું કંઈ કારણ?"

"કારણ? રાણી, કવિતા કવિને ઘેર જ જાય છે."

"ઓહ! તમારું ઘર!" એકાએક છણકો કરી ઉમા મહેશ તરફ ફરી અને મેંદીવાળા હાથથી બંધન અનુભવતી, દૂર જઈ બોલવા લાગી, "એ ઘર છે? જે ઘર હવે એક જ માવઠામાં પડી જાય, જે ઘરમાં પેઠેલા ચોરોને માથાં ફૂટી બહાર નીકળવું પડે, જે ઘરમાં કાકો ગાંજો પીએ અને ભત્રીજો દિવસના કોઈને માટે લાકડાં ફાડી સાંજના ગામના ચબૂતરા પર નિરુદ્યમીઓને કવિતા સંભળાવતો ફરે, જે ઘરમાં પુરુષ હમેશાં સ્ત્રીઓની મહેનત પર જ જીવે અને સ્ત્રી હમેશાં પુરુષની સેવા ચાકરી કરતાં કરતાં જ ચિતા ભેગી થાય—એ જ ઘરને? કદાચ વૃદ્ધ કાકીની સેવાથી કંટાળી ગયા લાગો છો, એટલે હવે પત્નીની મહેનત પર જીવન વિતાવવા મારી સાથે લગ્ન કરવા આટલા બેચેન બન્યા છો!"

મહેશે ચૂપચાપ સાંભળી લીધું. પછી, ધીમે રહી ઉમાની સામે જોઈ બોલ્યો, "રાણી, આપણા ત્રણે ભગવાન—બ્રહ્મા, વિષ્ણુ ને મહેશે સ્ત્રીઓ આગળ હાર માની લીધી છે, તો પછી બિચારો આ મહેશ શી વિસાતમાં? જાઓ, હું મારી હાર કબૂલ કરું છું."

"પંડિતજી," હાથમાંથી સરકી પડતી મેંદીને મુસીબતથી બચાવતાં, ક્રોધે ભરાઈ ઉમા બોલી, "ખબર છે, તમે મને રાણી કહો છો?"

"હા, સાચી વાત છે, તારા જેવી ભણેલીગણેલી બ્રાહ્મણી સો વરસે એક પેદા થાય છે, એટલે તેને રાણી કહું છું." શાંતિથી મહેશ બોલ્યો. ઠંડે મિજાજે મસ્તીએ ચડેલા આ પંડિત પર ઉમાને વધુ રોષ ચડયો, પરંતુ મનને કાબૂમાં રાખી પોતાની નબળાઈ ન

દેખાડવા મહેશનું અનુકરણ કરતાં શાંતિથી દાંત ચાવી તે બોલી, "પરંતુ પંડિતજી, રાણી હમેશાં રાજા સાથે જ લગ્ન કરે છે."

"રાણી, ભૂલશો નહિ, બ્રાહ્મણ રાજાઓનો પણ ગુરુ છે એટલે મહારાજા છે તું રાજા સાથે નહિ, મહારાજા સાથે લગ્ન કરશે, ને આજે આ વાત નક્કી કરી લેવા હું પંડિતજી પાસે આવ્યો છું." એટલું કહી જાણે કંઈજ બન્યું ન હોય તેવી શાંતિથી સમિધની ભારી ઊંચકી મહેશ હવેલીમાં પેઠો.

ઉમા મહેશને જોઈ રહી હતી. તેનો ગુસ્સો ગળી ગયો હતો. મહેશની વિદ્યા પર તે મુગ્ધ હતી, ને તેની સ્વસ્થતા આગળ તે નમી રહેતી.

મહેશના ગયા પછી ઉમા તેના હાથ સામે એકીટશે જોઈ રહી. હાથપરની મેંદીથી તે ખરેખર આનંદમાં આવી ગઈ હતી. એટલામાં ઉમાનું ધ્યાન ખેંચતી જ્યોત્સ્ના કોણ જાણે ક્યાંથી ફરી ટપકી પડી! પોતાના ખભા સાથે તેનો ખભો અડાડી તે બોલી, "કેમ આ ધૂર્ત પર પ્રાણ પાથરે છે, અલી? બધાઓને મૂરખ બનાવવા અને હસાવવા એ બે જ કામ આ તારો કનૈયો જાણે છે."

"તો એ શું ઓછું છે?" હાથ સામે જ જોઈ રહી ઉમા બોલી.

"હાય રે મા!" જ્યોત્સ્ના ઉમાના જવાબથી ચમકીને બોલી ઊઠી. ઉમાનું ધ્યાન એના તરફ ન હતું.

ઉમાએ કહ્યું: "બોલવું એ તો બ્રાહ્મણનું કામ છે જ, પણ હસાવવું એ તો ઉસ્તાદનું કામ છે."

"એટલે એમ કહેને કે આખા કાલ્પીમાં તારી આંખોએ માત્ર એ એક જ ઉસ્તાદ જણાય છે. ભલે, તો બેસાડને એને માથા પર!"

પરંતુ જ્યોત્સ્ના હજુ બોલવાનું પૂરું કરે તે પહેલાં તો

વૃદ્ધત્વ ને અકાળ ક્રોધથી ધ્રૂજી ઊઠેલા પંડિત રમાનાથનો તીણો અવાજ સંભળાયો: "લાત મારીશ. નીકળ મારા ઘરની બહાર. મારી છોકરી હું તને આપું? તારા જેવા દરિદ્રી, કંગાલ માણસના ઘરમાં મારી લક્ષ્મી બેટી આવે?"

પણ મહેશે તેના હમેશના શાંતિભર્યા પરંતુ તોફાની અવાજથી કહ્યું, "પંડિતજી, એક દિવસ આપ જ કહેતા હતા કે શાસ્ત્રમાં કહ્યું છે કે લક્ષ્મી દરિદ્રી પુરુષને જ વધુ પસંદ કરે છે. હું દરિદ્રી છું. લક્ષ્મી મારે ઘેર જરૂર આવશે."

"મારી બે...ટી રાજા સાથે લગ્ન કરશે; કંગાલ સાથે... દરિદ્રી સાથે..." રમાનાથ આટલું બોલતાં પોતાના અવાજને એટલે ઊંચે લઈ ગયો હતો અને હજુ એટલે ઊંચે લઈ જવાનો હતો કે મહેશને એનો ડર લાગ્યો. એકદમ ચીસ પાડી તે બોલ્યો: "પંડિતજી, પાછળ સાપ!"

રમાનાથ આગળ બોલતો અટકી પડ્યો. પાછળ ફરી પાછું મહેશ તરફ જોવામાં એના ક્રોધની માત્રા ઓછી થઈ ગઈ. મહેશની ઇચ્છા હતી કે પંડિત આગળ ન બોલે; એટલે તરત તે બોલ્યો, "સાપ નથી, મને એવું કંઈક દેખાયું. ઠીક, હવે આગળ ન બોલશો." એટલું કહી મહેશ ચાલવા માંડ્યો. રમાનાથના શબ્દો તેના મોઢામાં જ રહી ગયા. મહેશ થોડે દૂર જઈ એકાએક ઊભો રહી ગયો અને પછી ઊંચે અવાજે બોલ્યો, "પરંતુ, પંડિતજી, વિદ્યાધર પણ રાજા નથી."

ધ્રૂજતા પંડિતના હોઠ ધ્રૂજતા રહી ગયા. ઉમા કંઈ ન બોલી. જ્યોત્સ્ના પણ મૂગી રહી.

મહેશ ઘેર પહોંચ્યો. ત્યારે બીજી વાત બની હતી. યજ્ઞ માટે રમાનાથ પાસે જવાનો સમય પસાર થઈ ગયો હોવાથી વિદ્યાધર

રાતોપીળો થતો ત્યાં બેઠો હતો. તેની પાસે ગામના અન્ય આધેડ, વૃદ્ધ આગેવાનો પણ બેઠા હતા અને જરા આછું ઓઢી લખ્ખી બ્રાહ્મણી ઊભી રહી હતી.

એક ખૂણામાં, સહેજ અંધારે મહેશનો ગંજેરી કાકો ચલમ સંતાડી દુનિયા પર કંટાળો દેખાડતો ધૂનમાં બેઠો હતો. મહેશે ચૂપકીથી પોતાના સ્થાને જવા પ્રયત્ન કર્યો, પરંતુ લખ્ખીની આંખે ઝડપાઈ ગયો. શું હતું તે મહેશ જાણી ચૂક્યો હતો. નાનકડું ગામ ને પંચ પોતાના તૂટેલા ઘરમાં ભેગું થાય એટલે પરિસ્થિતિ નિઃસંદેહ વિકટ હોય જ તેની તેને ખાતરી હતી.

"આમ આવ! ક્યાં નાસે છે?" લખ્ખી તડૂકી ઊઠી અને સંતાઈ જતા મહેશનો હાથ પકડી પંચ વચ્ચે ખેંચી લાવી ઊભી રહી.

"એક શબ્દ પણ ન બોલતો," લખ્ખી બોલવા માંડી. "આ પંડિતજી કહે છે કે તું એમની ભવિષ્યની-થવાવાળી વહુને ઉઠાવી જવા ઇચ્છે છે? ખરી વાત છે? હું કહું છું, તને જરાય શરમ નથી આવતી? કોઈની પણ થવાવાળી..."

"અરે, એ તો થવાવાળી છે—થઈ છે ક્યાં? કુંવારી કન્યા સૌની વહુ – શાસ્ત્રપ્રમાણ." ખૂણે બેઠેલો ધૂની કાકો ઝબકીને બોલી પડ્યો.

"ચૂપ રહો," કાકી તડૂકી ઊઠી. કાકો ચલમ સંતાડતો બીજી બાજુ જોવા લાગ્યો. ગામડિયાઓને આ કાકા-કાકીનો તમાશો નવો ન હતો. કાકીએ પોતાના ક્રોધની જ્વાળાઓને ભભૂકતી રાખીઃ "મહેશ! તારા બાપ, દાદા, મોટા દાદા-બધાય ઘરને ઉજ્જડ કરી ભણ્યા છે, ને ઘર ચલાવ્યું છે વહુઓએ. પેલા રહ્યા તારા કાકા. આખો દિવસ ગાંજો પી સૂઈ રહે છે અને આખી રાત ગામને પુરાણો ભણાવતા ભમે છે; ત્યારે ઘર ચલાવું છું હું. તું કાશી

મથુરા ભણી આવ્યો; ચાર મહિના થયા, શું કર્યું ? એક બદામ પણ કમાયો છે ? કમાઈ શકવાનો છે ? ના. આ ઘરના પુરુષોને શાપ છે. આપણે જનમજનમનાં દરિદ્રી છીએ. કોઈ સુખી ઘરની છોકરીને અહીં લાવીને શું કરીશ ? બાપ, પહેલાં મને તો મ્યાનામાં ફેરવ, પછી લાખોપતિની છોકરીને વહુ કરવાનો વિચાર કરજે."

છેલ્લા શબ્દો બોલતાં બોલતાં આ ગામડિયણનો કંઠ ભરાઈ આવ્યો. અભણ, પરંતુ એને ઘરનું–કુળનું ગુમાન હતું. તે દુઃખ વેઠતી હતી, સહન કરતી હતી, સખત બોલતી હતી, પરંતુ ગંજેરી પતિ અને પુત્રવત્ ભત્રીજા માટે સાચા પ્રેમથી તેનું હૈયું ભર્યું હતું. પંચ આગળ, આવી રીતે, આ શબ્દો કાકીના મોઢામાંથી ઉચ્ચારાતા જોઈ કવિ મહેશનું હાસ્ય ઊડી ગયું. જુવાનીને જોરે અને ખાનદાનીને ગુમાને તેના મોઢા પર સખ્તાઈનો રંગ આણ્યો. શાંત અને દઢ અવાજે કાકી તરફ મોં કરી મહેશ બોલ્યો, "કાકી, મંજૂર છે. જો તને મ્યાનામાં ન ફેરવું, ને પંડિત રમાનાથની પુત્રી જોડે જ લગ્ન ન કરું, તો કદી આ ઘરમાં મારો પગ નહિ મૂકું." એટલું કહી મહેશ ચાલવા માંડ્યો. કાકી ફિક્કી પડી તેની સામે જોઈ રહી.

વિદ્યાધરને પોતાની મૂર્ખતા દેખાડવાની તક મળી. તે મશ્કરીમાં બોલ્યો, "પંડિત, જરા ઊભા રહો, અરે કહેતા તો જાઓ, ક્યાં ચલાવ્યું ?"

"આગ્રા !" તિરસ્કારયુક્ત અવાજે મહેશે જવાબ આપ્યો. "જોઈ શું રહ્યા છો ? આગ્રા જાઉં છું. અકબર બાદશાહ મારા મિત્ર છે."

બધા એકાએક હસી પડ્યા. વિદ્યાધરે ખોટું ગાંભીર્ય દેખાડી કહ્યું, "દોસ્ત, અરે, તું ગરીબ છે."

"એ ગરીબપરવર છે," મહેશે દઢતાપૂર્ણ અવાજે ઉત્તર આપ્યો.

"આપ કવિ છો ?" એક આધેડ ઉમ્મરનો માણસ બોલ્યો.

"હા, અને કવિ તથા હાથી રાજદરબારમાં જ ટકી શકે છે," મહેશે ઝટ ઉત્તર વાળ્યો.

"વાહ બેટા!" ખૂણે બેઠેલો કાકો ચમકીને બોલી ઊઠયો ને પાછો ચલમ સતાડતાં લપાઈ બેઠો કાકી આગળ ધસી આવી અને વિદ્યાધર તરફ ફરી બોલી, "જુઓ પંડિત, એ વહુ તમારી છે." એટલું કહી ચાલ્યા જતા મહેશને પકડવા લપ્પી બહાર આવી. બધા કાકી–ભત્રીજાને જોઈ રહ્યા.

ઘરની બહાર, લીમડાના ઝાડ નીચે મહેશનો હાથ પકડી તેનો ગંજેરી ધૂની કાકો લલકારી રહ્યો હતો, "અરે બેવકૂફ, આપણા ઘરના કોઈ જુવાને કદી પોતાની વહુને બીજાને હાથે નથી જવા દીધી. હું પોતે તારી કાકીને ઉઠાવી લઈ આવ્યો હતો. ચાલ, અબઘડી પૂછી જો. તું પણ એને ઉપાડી લઈ આવ. સાંભળ્યું, હું શું કહું છું તે ? જો, ફરીથી સાંભળ, આપણા ઘરના કોઈ પણ જુવાને પોતાની વહુને કદી પણ બીજા કોઈ બ્રાહ્મણને હાથે નથી જવા દીધી."

પરંતુ મહેશ ત્યાંથી આગળ ચાલવા માંડયો. પણ બે ડગલાંય ચાલી શકયો નહિ, કોઈએ તેને પાછળથી ઝાલ્યો.

એ કાકી હતી, એ તડૂકી: "કયાં જાય છે, મારા ઘરમાંથી અન્નજળ લીધા વિના ? લોહી છાંટીશ તારા પગમાં, જો એક ડગલું પણ આગળ વધ્યો તો ! પહેલાં જમી લે, પછી જ્યાં જવું હોય ત્યાં જા; આગ્રા જા કે હિમાલય જા." બોલતાં બોલતાં ભોળી ગામડિયણે મોં ફેરવી લીધું.

કાકીએ શા માટે મોં ફેરવ્યું તે મહેશ જાણી ગયો.

તેણે ધીમેથી કાકીનું આંસુભર્યું મોં પોતાના ભણી ફેરવ્યું

અને બહુ મોઠા અવાજે બોલ્યો, "કાકી તું મને 'મા' કેમ નથી કહેવા દેતી?"

"શંમાય છે." ઘેનમાં ડૂબી ગયલો કાકો ઝબકીને બોલ્યો.

"શું બોલ્યા?" છંછેડાયેલી વાઘણની જેમ આંસુ લૂછી લખ્ખી તડૂકી, "ફરી બોલો તો, સાંભળું તો ખરી!"

"હું કહું છું, ઘરેથી ભોજન કર્યા વિના નીકળવું એ અપશુકન છે."

એટલું કહી પોતાની ચલમ સંભાળવા કાકો અદૃશ્ય થઈ ગયો. મહેશનો હાથ પકડી કાકી તેને ઘરમાં લઈ ગઈ. જતાં જતાં મહેશ ફરી એકવાર બોલ્યો, "આગ્રા જઈશ જ કાકી, નહિ રોકાઉં."

"જજે, નહિ રોકું." કાકીએ ટૂંકમાં જવાબ આપ્યો.

જિંદગીમાં ઓછામાં ઓછું લખ્ખી બોલી હોય તો તે આ પહેલી જ વાર.



# [ ૪ ]

ઈરાન અને હિંદુસ્તાન નૃત્યમાં વાદે ચડયાં છે. દરબારીઓ ડોલે છે. બાદશાહ અકબર ડોલે છે—નથી ડોલતો માત્ર એક મૌલવી અબ્દુલ્લા! ઈરાનની નમણી હૂરો અને કર્ણાટક-બનારસની અપ્સરાઓ ગાંધર્વોની દુનિયાને અકબરશાહના દરબારમાં ખડી કરવા પોતાની કલાનો પરિચય આપી રહેલ છે. સરિન્દા ને સિતાર, મૃદંગ ને ઈરાની ડફ સાથેસાથે ઝણુઝણી રહ્યાં છે. નૃત્ય કરતી નર્તિકાઓ છેવટે એક થઈ જાય છે. સંગીત નૃત્યની સાથે વહેવા માંડે છે. ઈરાન અને હિંદુસ્તાન એકમેકમાં ભળી જાય છે—દૂધમાં સાકર ભળે તેમ. બજવૈયાઓ અને નર્તિકાઓ જોતજોતામાં એક થઈ જાય છે. મંદિરોમાં ને મસજિદોમાં, મહેલોમાં ને દુર્ગોમાં, માણસોમાં અને હવાનોમાં ઈરાન-હિંદુસ્તાનની સંસ્કૃતિનું એકીકરણ કરવાની બાદશાહ અકબરની તમન્ના અહીં નૃત્યમાં પણ સ્પષ્ટપણે તરવરી રહી હોય છે.

અકબરનો આખો દરબાર ડોલે છે; પણ નથી ડોલતો માત્ર એક મૌલવી અબ્દુલ્લા!

"કેમ, મૌલવી!" રાજસિંહાસન પરથી બાદશાહનો ઘેરો અવાજ આવ્યો. "બધા 'વાહ વાહ' કરે છે ને તમે 'આહ' 'આહ' પુકારો છો!"

સંગીત પૂરું થયું હતું. બાદશાહનો પ્રશ્ન સાંભળી બધાંએ ચમકી મૌલવી તરફ નજર કરી. મૌલવીસાહેબે ઊભા થઈ નમન કરતાં કહ્યું, "આલીજાહ, દિમાગ ઠીક નથી, સમજણ પડતી નથી. એક મુકદ્દમામાં ઇન્સાફનો માર્ગ નથી દેખાતો."

"હાજર કરો." એક પળમાં મૌલવીની મુસીબત સમજી જઈ બાદશાહે હુકમ કર્યો.

મૌલવી સાહેબ કાજી હતા. લોકો કહેતા કે એમનામાં અસાધારણ બુદ્ધિ છે. બાદશાહ સલામતની આસપાસ અત્યારે પણ અસાધારણ બુદ્ધિવાળા રાજરત્નો બેઠા હતા—આધેડ ફૈજી, નવજુવાન ખાનખાનાન, ટોડરમલ, તાનસેન, રાજા માન અને રાજા ભગવાન. આવાં રત્નોમાં પણ મૌલવી અબદુલ્લાનું બહુ માન હતું. દરબારીઓ આશ્ચર્યમાં મૌલવીજી તરફ એકીટશે જોઈ રહ્યા હતા, કારણ કે કોઈ પણ અટપટી વસ્તુને સહેલાઈથી સિદ્ધ કરનાર કાજી અબદુલ્લા પણ જો આમ અટવાય ને હારે, તો એ પ્રસંગ જરૂર અવનવો ને સાંભળવા જેવો જ હોય! એટલે, બાદશાહે અપરાધીઓને હાજર કરવાને કરેલા હુકમનો તરત અમલ થયો.

થોડીક જ ક્ષણમાં ભરદરબાર વચ્ચે એક યુવતી અને બે પુરુષ શાહના સિંહાસન આગળ નીચે મોંએ ઊભાં રહ્યાં. મૌલવી બોલ્યા, "આલીજાહ, આ બન્ને પુરુષો ફરિયાદ કરે છે કે આ સ્ત્રી તેમની છે. બાળપણમાં લગ્ન થયા પછી આ છોકરી પહેલી જ વાર સાસરે જાય છે, એટલે તે પોતાના ધણીને ઓળખતી નથી. સમજણ નથી પડતી કે છોકરી કોને સુપરત કરવી!"

આ સાંભળી બન્ને પુરુષમાંથી નાની ઉમ્મરવાળો ફરિયાદી તરત બોલી ઊઠ્યો, "ધણી ખમ્મા નામવરને, હું જ આ સ્ત્રીનો ધણી છું. જમના પાર કરવા હું પેલે કાંઠે મછવામાં બેઠો ત્યારે આ લુચ્ચો મારી

પાસે આવીને બેઠો—અને મારી સ્ત્રીને ધારી ધારીને જોવા લાગ્યો. અને જેવા અમે હોડીમાંથી બીજે કાંઠે ઊતર્યાં કે તરત મારી સ્ત્રીનો હાથ પકડી કહે છે, 'આ મારી સ્ત્રી છે,' ને—"

"નહિ હજૂર," બીજો જે મોટી ઉમ્મરનો હતો ને પહેલા જેવો એકદમ ગામડિયો નહોતો લાગતો તેણે વચમાં જ બોલવા માંડ્યું. "આ સ્ત્રી મારી વહુ છે. હું જુવાન નથી એટલે એ મારી સ્ત્રી ઉઠાવી જવા માગે છે. બાકી વહુ મારી છે, માલિક!"

બીજાના બોલવામાં એટલી નમ્રતા અને રુદન ભર્યું હતું કે બાદશાહના દરબારના બધા અસાધારણ બુદ્ધિશાળી પુરુષો વિચારમાં પડી ગયા. બાદશાહ અકબરે ઝીણી આંખે આસપાસ જોયું. જેમ મોટી મુશ્કેલી તેમ બાદશાહની રસવૃત્તિ વધુ જાગ્રત થતીઃ પછી ભલે તે રણમેદાન હોય કે રાજદરબાર.

"મૌલવી, બેફિકર રહો. આટઆટલા આલીમ વિદ્વાન બેઠા છે. ઇન્સાફ હમણાં અહીં જ થશે. કેમ યુસુફ?" એમ કહી બાદશાહે પોતાની ખાસ પ્રીતિ પ્રાપ્ત કરેલા, પોતાની છોટી બેગમના સંબંધી અને પોતાના લગભગ મંત્રી જેવા યુસુફખાનને પૂછ્યું. યુસુફે અદબવાળી તરત જવાબ વાળ્યો, "જી, આલમપનાહ!"

રાજદરબારમાં જ્યારે આ રસિક પ્રસંગ ચર્ચાતો હતો ત્યારે રાજમહેલના મુખ્ય પ્રવેશદ્વાર આગળ એક પ્રચંડ દેહધારી હબસી દરવાનને તેના પાસે એકદમ નાનો દેખાતો મહેશ બ્રાહ્મણ, દરબારમાં દાખલ થવા માટે વિનંતી કરી રહ્યો હતો. ધાંધલમાં ઘેરથી નીકળતી વખતે, રાજમુદ્રા કાકીએ ક્યાંક મૂકી દીધી હોવાથી તે સાથે લાવી શક્યો ન હતો; ઉપરાંત તેનો કંગાળ વેશ જોઈ દરવાન તેને રોકી રહ્યો હતો. મહાકાય હબસીના હૃદયમાં કુમળી લાગણીઓ હોવી જ જોઈએ એવો વિચાર કરી ફાંફાં મારતા પંડિત મહેશે છેવટે નાટક કર્યું. અવાજ ગળગળો કરી આંખમાં આંસુ લાવવાનો અભિનય કરી તે

બોલ્યો, "દરવાનબાબા, મને જોતાં જ જહાંપનાહ ઓળખી જશે; ખરું કહું છું. જીવનમરણનો સવાલ છે. જવા દો. મને બાદશાહ સલામતે વીંટી આપી હતી પરંતુ તે મારી કાકીએ કોણ જાણે ક્યાં રાખી દીધી કે મળી જ નહીં."

"તો, વીંટીની સાથે સાથે તારી કાકીએ તને કેમ કરી રાખી ન મૂક્યો?" હબસીએ મશ્કરીમાં મહેશને ઉડાવ્યો. બીજા દરવાનો હસવા માંડ્યા. મહેશે જોયું કે હબસીમાં કોમળ લાગણીઓ શોધવા જવું એ મિથ્યા છે.

તેણે વધુ ગળગળા થઈ કહ્યું: "મીંયાજી, હું ગરીબ બ્રાહ્મણ છું. મોટા દુઃખનો માર્યો આવ્યો છું...સાંભળો" એટલું કહી માથું ઊંચુ કરી, તાડ જેવા હબસીના કાનમાં ધીમે રહી એ ગણગણ્યો, "મને જે કંઈ દરબારમાંથી મળશે તેમાંથી અર્ધું તમારું. લો વચન."

દરવાનનો અવાજ તરત બદલાયો. કોણ કહે છે કે હબસીમાં હૃદય નહોતું? એણે અર્ધબીડેલા હોઠે બહુ ધીમે અવાજે કહ્યું, "અર્ધું ચોક્કસ?"

"અર્ધું ચોક્કસ; બ્રાહ્મણનું વચન." મહેશે એવી જ રીતે જવાબ આપ્યો. તરત હબસીએ અવાજ બદલ્યો. દૂરથી કેટલાક પંડિતોના આવતા ટોળાને ઊંચે અવાજે આવકાર આપવામાં મહેશ તરફ એણે આંખ આડા કાન કર્યા. પંડિતોના ટોળા સાથે સાથે મહેશ દરબારમાં દાખલ થઈ ગયો અને એક જગાએ કોઈ ન જાણે તેમ ચૂપચાપ બેસી ગયો.

દરબારમાં હજુ ઈન્સાફ નહોતો થયો સંતોષકારક ચુકાદો તરત જ આપી દેવા માટે બાદશાહ અકબર વાદે ચડ્યો હતો. બધા વિચારમાં પડી બેસી રહ્યા હતા. છેવટે યુસુફ બોલ્યો, "જહાંપનાહ, છોકરીના ગામે માણસો મોકલી ખબર કઢાવીએ."

"નહિ," અકબરશાહ ગાજી ઊઠયો. "એવી રીતે તો કોઈ પણ માણસ ઈન્સાફ કરી શકે. હમણાં, અહીં જ ચુકાદો આપો. આટઆટલા આલીમ બેઠા છે; કોઈ તરકીબ? કોઈ તૈયાર છે ગુનેગાર શોધવા; કોઈ-કોઈ?"

અકબરશાહે ધીમે ધીમે રાજદરબારના એક ખૂણેથી બીજે ખૂણે મોં ફેરવતાં એ પ્રશ્ન પૂછવા માંડયો. બધા વિચારમાં પડયા હતા. દરબાર શાંત હતો. એવામાં દૂરના એક થાંભલા પછવાડેથી અવાજ આવ્યો :

"હજૂર, હુકમ હોય તો..."

બધાએ એ તરફ જોયું. એ મહેશ હતો. અકબરશાહ આનંદમાં આવી બોલી ઊઠયો, "શાબાશ, આવો, આગળ આવો!"

મહેશ બાદશાહની સામે ઊભો રહ્યો. ઊંચે આસનેથી અકબરશાહે નીચી નજર કરી, અને બોલી ઉઠયો, "અરે તું તો પેલો..."

"જી, કાલ્પીનો બ્રાહ્મણ!"

આખી રાજસભા આશ્ચર્યથી આ કંગાળ દેખાતા બ્રાહ્મણને જોઈ રહી.

મહેશે નીચા નમી કહ્યું, "હજૂર, એક જલ્લાદને આજ્ઞા દો."

બાદશાહનો હુકમ થતાં જ જલ્લાદ, મહેશ આગળ આવીને ઊભો. બધા કુતૂહલથી જોઈ રહ્યા. જલ્લાદનો હાથ પકડી મહેશ ફરિયાદીઓ પાસે ગયો અને બોલ્યો, "દીવાલ તરફ મોં કરી ઊભાં રહો." ત્રણે ફરી ગયાં. બાદશાહ મૂછોને પંપાળતો વિચક્ષણ દષ્ટિથી જોઈ રહ્યો. મહેશે જલ્લાદનો તલવારવાળો હાથ પકડી રાખ્યો અને પછી મોટે સાદે બોલ્યો, "જલ્લાદ, ઊભો છે શું? ઉડાવી દે બદમાશનું માથું."

તરત જ મોટી ઉમ્મરવાળા પુરુષે ગભરાઈને પાછળ ફરી જોઈ લીધું. નાનો સ્થિર જ રહ્યો. મોં ફેરવનારનો તરત હાથ પકડી લઈ મહેશ બોલ્યો, "હજૂર, આ રહ્યો ગુનેગાર."

અકબરના મુખમાંથી ઉદ્દગાર સરી પડ્યા: "આફ્રીન, શાબાશ, પંડિત, શાબાશ. લઈ જાઓ બદમાશને. અને વરવહુને જવા દો. આવો, પંડિત, આગળ આવો; આજે તમે અકબરશાહના દરબારની ઈજ્જત સાચવી છે. માગી લે બ્રાહ્મણ, માન ને દૌલત; અત્યારે હું બહુ ખુશ છું. માગ, શું જોઈએ છે?"

"જહાંપનાહ, રાઠોડી, ગામઠી પચાસ જૂતાં મને મારવાની આજ્ઞા થાય."

બધા ચમકી ઊઠ્યા. કોઈ પાગલ તો નથી બોલતો! અકબર બાદશાહ તીક્ષ્ણ દૃષ્ટિથી મહેશ તરફ જોઈ રહ્યો; જાણે મહેશના મનને માપતો હોય તેમ. નાની વાતો પરથી જ મોટી વાતોનો નિવેડો લાવનાર તીક્ષ્ણબુદ્ધિ બાદશાહે આ પંડિતના મૂર્ખાઈભર્યા શબ્દો પછવાડે ડહાપણથી ભરેલું રમુજી હૃદય જોઈ લીધું. યુસુફથી ન રહેવાયું. આવી વિચિત્ર માગણી કરવી એ વિશ્વવિજેતા અકબરશાહના દરબારનું ગંભીર અપમાન કરવા જેવું હતું. તે ઊભો થઈ બોલ્યો, "પરંતુ પંડિત, આવી તે..."

"ઊભા રહો," અકબરશાહે તેને વચમાં જ રોક્યો. પછી મહેશ સામે જોઈ કઠેડા પર નમી, રમતિયાળ પણ સૂચક અવાજે કહ્યું, "પંડિત, તમારી માગણી મંજૂર. હવે બતાવો કે આવી માગણી કરવાનું પ્રયોજન?"

મહેશ એક પણ રુંવાડું ફરકાવ્યા વિના બોલ્યો, "હજૂર, મારો એક ભાગીદાર છે; શાહીમહેલનો મુખ્ય દરવાન."

અકબરશાહ મહેશની ટકોર તરત સમજી ટટાર થઈ ગયો. આંખો ખેંચી એ બોલ્યો, "અમારો મુખ્ય દરવાન? શાહીમહેલનો મુખ્ય દરવાન?"

"મહારાજ, દીવા હેઠળ હમેશાં અંધારું હોય છે."

"ખૂબ," શાહ બોલી પડયો. આ બીજી ટકોર પણ તેણે સહી લીધી. ક્રોધને સંયમમાં રાખી યુસુફ તરફ જોઈ તે બોલ્યો, "યુસુફ, આ અંધારાને દૂર કરવું પડશે. બોલાવો દરવાનને, અને બરાબર ગણીને પચીસ ગામઠી જૂતાં મારો."

અકબરશાહની આજ્ઞાને અમલમાં મુકાતાં જરાય વાર ન લાગી. ભરી સભામાં હબસીમીયાંએ પચીસ જૂતાં ખાધાં. છવ્વીસમે જૂતે મહેશ દરવાનની જગાએ આવીને ઊભો. તરત બાદશાહે રોકતાં કહ્યું, "રહેવા દો, આ બ્રાહ્મણને નામે પચીસ જૂતાં શાહી ખજાનચી પાસે જમે કરાવો. ભવિષ્યમાં વ્યાજ સાથે ભરપાઈ થશે."

બાદશાહના શબ્દો સાંભળી, આ વેળા સૌથી પહેલાં મહેશ ચમકયો. સમય, રંગ અને માણસને પારખનાર શીઘ્રબુદ્ધિ બાદશાહ પોતાને રમાડતો લાગ્યો. બાદશાહની મૂર્તિ મહેશના હૃદય પર એકદમ કોતરાઈ ગઈ. અનિમેષ નેત્રે તે અકબરશાહને જોઈ રહ્યો.

બાદશાહે મીઠા અવાજે તેને પોતાની પાસે બોલાવી પૂછ્યું: "કહો પંડિત, આગ્રા આવવાનું કારણ?"

"પેટ, ગરીબપરવર."

"શું કામ કરશો?"

"જે આજ્ઞા થાય તે; બ્રાહ્મણ છું."

"ઉત્તર આપશો?" બાદશાહે પોતાની જમણી બાજુએ બેઠેલા પંડિતોમાંથી એકની તરફ જોઈને કહ્યું. "પંડિત દેવીમિશ્ર, પૂછો, તમારો કાલવાળો પ્રશ્ન; જોઈએ, આ પંડિત કેવો જવાબ આપે છે."

તરત પંડિત દેવીમિશ્રે મહેશને પૂછ્યું:

"કહા ન અબલા કર સકે! કહા ન સિંધુ સમાય!
કહા ન પાવકસે જલે! કહા કાલ નવ ખાય!"

તરત જ મહેશે જવાબ વાળ્યોઃ

" સુત નહિ અબલા કર સકે, મન નહિ સિંધુ સમાય,
ધર્મ ન પાવકસે જલે, કીર્તિ કાલ નવ ખાય."

" વાહ, વાહ! ખૂબ!" અકબરશાહ બોલી ઊઠયો. અન્ય રસિકોનાં મોં મલકયાં. પંડિત દેવીમિશ્ર આગંતુક મહેશને મોં ફાડી જોઈ રહ્યો.

" હવે આપ પૂછો, શેખજી!" રંગે ચડેલા અકબરે શાયરોના શાયર શેખ ફૈજી તરફ ફરી કૃપા કરી.

શેખજી અત્યાર સુધી ચૂપચાપ આ નવા પંડિતને મુગ્ધ બની જોઈ રહ્યો હતો. અકબરશાહના એ અદ્વિતીય ફારસી અને સંસ્કૃત સાહિત્યજ્ઞ અને અદ્ભુત શાયરે, પછી સાદા હિંદીમાં પૂછ્યું :

" કૌન ચહે હૈ બરસના? કૌન ચહે હૈ ધૂપ?
કૌન ચહે હૈ બોલના, કૌન ચહે હૈ ચૂપ?"

તરત મહેશે ઉત્તર વાળ્યો :

" માલી ચાહે બરસના, ધોબી ચાહે ધૂપ,
શાહ જો ચાહે બોલના, ચોર જો ચાહે ચૂપ.

પરંતુ, આલીજાહ!

અતિકા ભલા ન બરસના, અતિકી ભલી ન ધૂપ,
અતિકા ભલા ન બોલના, અતિકી ભલી ન ચૂપ."

" વાહ, વાહ!" શાહ જોરથી બોલી ઊઠયો. તેનો હાથ તેના ગળા પરની કીંમતી મોતીમાળા પર પડયો. શેખજીએ તરત બીજો પ્રશ્ન કર્યોઃ

" ચંપા તુજમે તીન ગુન, રૂપ રંગ ઔર બાસ;
એક અવગુન ઐસો ભયો, ભ્રમર ન આવે પાસ." ×

તરત મહેશે જવાબ વાળ્યો :

" ચંપકવરણી રાધિકા, ભ્રમર હરિકો દાસ;
ઈસિ કારન આવત નહિ, ભ્રમર ચંપા પાસ." +

" વાહ કવિ, ખૂબ પંડિત !" બાદશાહ અને ફૈજી, ઓછાબોલા રાજા માન અને ટોડરમલ પણ, આ વેળાએ બોલી ઊઠયા. ચારેય દિશાએથી આ નવા કવિને સત્કારતા શબ્દો સંભળાયા; માત્ર યુસુફમીયાંના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. અકબરશાહના હૃદયમાં મહેશે પોતાનું સ્થાન લગભગ કાયમ કરી લીધું. વિચિત્ર આનંદની લાગણી અનુભવતો બાદશાહ કઠેડા પર હાથ મૂકી આગળ નમ્યો. મહેશ ઊંચા સિંહાસન આગળ નીચે મસ્તકે આજ્ઞા સાંભળવા ઊભો હતો. શાહે એકીટશે તેની સામે જોઈ પૂછ્યું :

" બોલ પંડિત, તું ગરીબ કેમ ? હું બાદશાહ કેમ ?"

મહેશે આંખના ચમકારામાં જવાબ દીધો :

" મહાબલી,

રામ ઝરોખે બૈઠકે સબકા મુજરા લેત;
જૈસી જાકી ચાકરી, વૈસા વાકો દેત."

" વાહ કવિ, વાહ ! વાહ " વિનયને ભૂલી બાદશાહ પહેલાં શેખજી ડોલી ઊઠયો.

બાદશાહની મોતીની માળા ઊછળીને મહેશના હાથમાં પડી ને મહેશ

---

× ચંપા તારામાં રૂપ છે, રંગ છે, સુગંધી છે છતાં એક અવગુણ છે કે જેથી ભ્રમર તારી પાસે આવતો નથી.

+ રાધાના શરીરનો રંગ ચંપા જેવો છે અને ભ્રમર કૃષ્ણનો ભક્ત છે તેથી પૂજ્ય ભાવે ભ્રમર ચંપાથી દૂર રહે છે.

ચમક્યો. અને ત્યારે જ લોકોને બાદશાહની કૃપાની ખબર પડી. દરબારીઓ એકમેકને જોવા લાગ્યા અને પછી મહેશ તરફ જોવા માંડ્યું. અકબરશાહના દરબારમાં રત્નો ઘણાં હતાં. કવિઓ હતા. એકસો બેતાલીશ પંડિતો હતા. અનેક ચિત્રકારો અને અસંખ્ય વીરો હતા. પરંતુ મહેશ બ્રાહ્મણ સર્વથી સર્વેને જુદો લાગ્યો. ગંભીરમુખા રાજા માનથી માંડીને હસમુખા શાયર ફૈઝી અને હજૂરિયાઓ અતગ અને કલ્યાણથી માંડી અકબરશાહના છડીદારો સુધીમાં એક વાત વિચારાતી હતી—આ બુદ્ધિમાન કંગાળ બ્રાહ્મણની. એ સ્પષ્ટ હતું કે આ બ્રાહ્મણે બાદશાહનું મન હરી લીધું હતું. આ પ્રમાણે કોઈ બાદશાહની પ્રીતિ સંપાદન કરી જાય એ યુસુફને રુચતું નહિ; એવી વ્યક્તિઓ તેને હમેશાં પોતાના માર્ગમાં અવરોધક—હરીફ સમી જણાતી ને તેથી આ નવા માણસ આગળ પોતે ક્ષુદ્ર જણાવાથી તે ક્રોધ અને ક્ષોભ અનુભવી રહ્યો. મહેશ સામે તે અત્યારે ઝેરી નજરે જોઈ રહ્યો હતો.

રાજદરબાર બરખાસ્ત થયો.

પરંતુ મહેશ રાજમહેલની બહાર ન જઈ શક્યો. અકબરશાહે જ્યારે અંતઃપુરમાં પગલાં માંડ્યાં ત્યારે મહેશ સાથે જ હતો. બાદશાહે શાંત મુખમુદ્રા રાખી એ જુવાનને એક પછી એક સવાલો પૂછવા માંડ્યા. જાણે વર્ષોથી ઘોળાતી વાતોને કોઈ અતિ નિકટના સ્નેહીને એક જ વખતમાં બધી કહી દેવા ઉતાવળ હોય ને વાતો ખૂટતી ન હોય તેવી તત્પરતાથી શાહ બોલતો ગયો અને મહેશ જવાબ દેતો ગયો. કપડાં બદલાવી રહ્યા પછી બાદશાહે છેવટે પૂછ્યું: "પંડિત મહેશ, કહો, સત્ય અને અસત્યમાં કેટલું અંતર છે?"

"ચાર આંગળનું, નામવર!" મહેશે તરત જવાબ દીધો.

"કેવી રીતે?"

"આંખ અને કાન વચ્ચે ચાર આંગળનું અંતર છે. દેખાય તે સત્ય, સંભળાય તે અસત્ય." +

---

+ પૂંઠા પરનું ત્રિરંગી ચિત્ર જુઓ.

"વાહ, પંડિત, વાહ !" આટલું કહી બાદશાહે પોતાની આંગળી પરથી મુદ્રા કાઢી મહેશને વહાલથી આપી. અત્યાર સુધીમાં શહેનશાહ આટલો બધો ખુશ થયો હોય તેવું યુસુફ કે આઠેય પહોર સાથે રહેનાર કોઈ હજૂરિયાને યાદ ન હતું. રાજદરબારમાં પહેલી જ વાર આવનાર આ કંગાળ બ્રાહ્મણ પર બાદશાહની આટલી કૃપાદૃષ્ટિએ બધાને આશ્ચર્યચકિત બનાવી દીધા હતા. અકબરશાહ ઉડાઉ ન હતો. ભેટબક્ષિસો બહુ તોળીને આપતો. એ ગુણજ્ઞ હતો, પરંતુ અવિચારી ન હતો. પોતાની કળાકારીગરીમાં જે સંપૂર્ણ હોય તે જ તેની બક્ષિસ મેળવી શકતું. યુદ્ધોમાં જ તેણે જીવન વિતાવ્યું હતું, પરંતુ લલિત કલાઓનો તે પરમ ઉપાસક હતો. ઉસ્તાદ ચિત્રકારો અને ઉસ્તાદ લહિયાઓ, શિલ્પાચાર્યો અને સંગીતાચાર્યોએ અકબરશાહના દરબારને ભરી દીધો હતો. છતાં જેટલું સુખ, જેટલી પ્રસન્નતા, જેટલો આવેશ અને જેટલી મસ્તી આ બટકબોલા કંગાળ મહેશ બ્રાહ્મણે બાદશાહના હૃદયમાં જે ઝડપથી ઉત્પન્ન કરી હતી તે અન્ય કોઈએ આજ સુધી નહોતી કરી. એટલે જ્યારે બધી ભેટસોગાદો લઈ મહેશ મહેલ બહાર નીકળ્યો ત્યારે અન્ય કર્મચારીઓ એકસરખા આશ્ચર્ય અને પ્રશંસાની લાગણીથી તેને જોઈ રહ્યા.

અલબત્ત, મહેશને મળેલા માનને ન સહન કરી શકયા માત્ર યુસુફ તથા તેના થોડાક રાજદરબારી સાથીદારો.

બાદશાહના હૃદયમાં કેમેય રોકી શકાય નહિ એવી રીતે આજે આનંદની હેલીઓ ચડતી હતી. અકબરશાહનું હૃદય બરાબર કોઈ વાંચી નહોતું શકતું એ વાત ખરી. તેની પટ્ટરાણી અને અનન્ય સેવિકા જોધાબાઈ પણ અકબરશાહના હૃદયનાં ઊંડાણ સુધી પહોંચી નહોતી શકી. અકબરશાહ એકદમ કઠિન હતો અને એકદમ નમ્ર પણ હતો. એકદમ ક્રોધી હતો ને એકદમ દયાળુ પણ હતો. એકદમ અભણ હતો ને એકદમ વિદ્વાન પણ હતો. તેના

સ્વભાવની વિચિત્રતાએ, તેના અપ્રતિમ સાહસ, શક્તિ અને બુદ્ધિએ દરેકના હૃદયમાં તેના પ્રત્યે અતિશય માન અને ભય ઉત્પન્ન કર્યાં હતાં આજે બાદશાહ અત્યાનંદમાં વિહરતો હતો. જોધાબાઈ પોતાના પતિને કુતૂહલથી જોઈ રહી હતી.

"મહારાણી, ખાનખાનાનને પૂછયું હતું એક દિવસ; વકીલ, વઝીર, મૌલવી, બક્ષી, કાઝી બધાંને મેં પૂછી જોયું હતું; પરંતુ કોઈ સત્ય-અસત્ય વચ્ચેના તફાવતનો જવાબ નહોતું આપી શકયું ! આ બીરબલ બ્રાહ્મણે જવાબ આપ્યો—સાદો પણ કેટલો સચોટ, જેમ જેમ વિચાર કરો તેમ તેમ તેની વધુ મજા આવે, વાહ !"

ઠાવકી જોધાબાઈએ સ્વામી પાસેથી વધુ વાત કઢાવવા ધીમેથી કહ્યું : "પરંતુ આપે તો એમનું નામ સુદ્ધાં બદલી નાખ્યું: બીરબલ ! કાં ભલા ? આ નામ કેમ ?"

અકબર એકદમ સ્વસ્થ થયો. ધીમે ધીમે તેના મોં પર ગાંભીર્ય છવાવા માંડયું. તે બોલ્યો, "આવતી કાલથી એ પંડિત દીવાનેખાસમાં બેસશે. રાણી, એની પાસે દિમાગ છે. જ્યાં તલવાર કામ નથી કરી શકતી એ સ્થળે દિમાગ જ કામ કરે છે. જે જગાએ બહાદુર વીર અટકે ત્યાં દિમાગવાળો જ આગળ વધે છે. મહેશ વીરોનો વીર થઈ શકે તેમ છે, માટે એ વીરવર—બીરબલ."

એટલું કહેતાં કહેતાં શાહ ઊભો થઈ ગયો અને લગભગ પોતાને જ સંબોધન કરતો હોય તેમ બોલવા માંડયો: "હાસ્યના પડદા પાછળથી એ જૂતાં મારી શકે છે, મશ્કરીના પડદા પાછળથી એ જીવનની ગંભીર વાતો સમજાવી શકે છે. જે મારા દરબારમાં કોઈ નથી કહી શકતું, હું પણ નહિ—તે એ કહી શકે છે" એટલું કહી બાદશાહ થોડી ક્ષણ ચૂપ રહ્યો, પછી મોં પર સહેજ વિષાદમય હાસ્ય લાવી બોલ્યો: "બધા બાદશાહના સેવકો બને છે, પરંતુ તેનો મિત્ર

તો કોઈ નથી બનતું. બીરબલ મારો પહેલો મિત્ર છે, અને રહેશે. આ છે મુફલિસ અને બાદશાહની દોસ્તી, સત્ય અને અસત્યની."

જોધાબાઇ મુગ્ધ બની શાહ તરફ જોઈ રહી. બાદશાહના હૃદયને આવી રીતે મુગ્ધ કરી લેનાર તરફ જોધાબાઈને માન ઊપજ્યું. બાદશાહના હૃદયમાં કોઈ કોઈ વાર ઉભરાતી દેખાતી અપૂર્ણતાની લાગણીઓ આજે તેને તુષ્ટ થતી જણાઈ બહુ વહાલથી તેણે સ્વામીનો હાથ પકડયો અને નીચે ચોગાનમાં શેતરંજનાં વિવિધ પ્યાદાંનો વેશ પરિધાન કરી સુંદર દાસીઓ તૈયાર ઊભી હતી તે નીરખવા ઝરૂખા તરફ ખેંચી ગઈ.

બાદશાહ અને જોધાબાઈ શેતરંજ રમવા માંડયાં. અને તેમનાં સંકેત અનુસાર નીચે સંગેમરમરના વિશાળ શેતરંજપટ પર પૂતળીઓની જેમ સુંદર દાસીઓ નાચતી ફરવા માંડી.



## [ ૫ ]

"આપ એટલે કોણ?" શાહી બગીચાને એક છેડે, નાસીરખાન યુસુફને સમજાવી રહ્યો હતો. "ખુદ બાદશાહસલામતે પોતાને હાથે આપની શાદી કરાવી છે. આપને હજૂર પોતાના જ જમાઈ માને છે. છોટી બેગમના આપ દૂરના, પરંતુ ભાઈ; અને છતાં એ મહિનાથી જોઈ રહ્યો છું કે ધીમે ધીમે આ બીરબલે બાદશાહને આપની પાસેથી પોતાની પાસે ખેંચી લીધા છે. આપની જગા હવે તેણે લઈ લીધી છે અજાયબીની વાત તો એ છે કે જ્યાં મોટા મોટા અમીરઉમરાવો પગ મૂકતા થંભી જાય તે શાહી જનાનામાં આ હિંદુ વિનાસંકોચે ચાલ્યો જાય છે! છોટી બેગમ સુદ્ધાં પણ તેનો પડદો કરતી નથી. હદ છે, સરદાર, હદ છે. ને મજા તો એ છે કે છોટી બેગમ ને મરિયમ બેગમ એની વાતો બહુ પ્યારથી સાંભળે છે. ખાન, મારું કહ્યું યાદ રાખજો. આ બીરબલ સેતાન છે, જાદુગર છે. એણે બાદશાહસલામતને પોતાને વશ કરી લીધા છે."

"કેમ ન કરે?" ભયંકર કટાક્ષ કરતાં યુસુફખાને બરસો ઘોડેસવારી મનસબદાર નાસીરને કહ્યું. નાસીર સૈયદ હતો. ઈમામ બનવાનો તેનો મનસૂબો હતો. યુસુફે તેના તરફ જોયા વિના આગળ ચલાવ્યું: "એ આલીમ છે, કવિ છે, દરેક વસ્તુનો દરેક સમયે તત્કાળ જવાબ આપે છે—એવો જવાબ કે આલમપનાહ ખિલખિલાટ હસી

ઊઠે; ખાનખાનાન કહે છે કે બાદશાહસલામતને ખિલખિલાટ હસતા બનાવી દેનાર બીરબલ છે."

"ધૂળ! આપ પણ એ કાફરની શેહમાં ન ખેંચાતા..."

"હું? એની શેહમાં? હું શું કરવાનો છું તે તમે બધા જોશો."

"કેમ નહિ, સરકાર, કેમ નહિ? આપ એટલે કોણ?" ખુશામતની માત્રા વધારતાં નાસીર બોલ્યો: "વધું શું કહું સરકારને, પણ અફસોસની વાત છે કે શેખજી, મૌલવી, કાજી, તાનસેન, લાલ કલાવત બધા બીરબલને જ જુએ છે. કસમ ખુદાના, સરકાર, જેવી મજાકિયા વાતો બીરબલ બકે છે એવી, હુકમ હોય તો, હરરોજ હજાર સભળાવું; પરંતુ દીવા નીચે અંધારું."

"એ અંધારાને દૂર કરવું પડશે." બે મહિના પર ભરસભામાં સાંભળેલા બાદશાહના શબ્દોને યુસુફ અજબ આનંદની લાગણી અનુભવતાં બોલ્યો. એટલામાં અકબરશાહ ને અન્ય અમીરોને એ તરફ, પોતાની પાસે આવતા જોઈ યુસુફ ફુવારાથી દૂર જઈ, ધામે રહી શાહની મજલિસમાં ભળી ગયો.

શાહીબગીચાની બહાર કોઈ કુંભારનું ગધેડું ભૂંકચા વિના નાચતું હતું. રાજકારભારની ભારે વાતોથી હમણાં જ ફારેગ થઈ બાદશાહ તેની ખાસ મંડળી સાથે બગીચામાં ફરવા આવ્યો હતો. બીરબલનો રંગ બાદશાહને લાગી ચૂકચો હતો; એ પણ મશ્કરી કરતાં શીખ્યો હતો. તેનું ધ્યાન એ નાચતા ગધેડા પર ગયું. એને તરત મન બહેલાવવાની વૃત્તિ થઈ. પડખે ચાલતા બીરબલને સંબોધીને શાહ બોલ્યો:

"કીસ કારન યે નાચે ગધા?"

તરત બીરબલે જોડી દીધું:

"આગે નાથ ન પીછે પગહા,<br>
ઇસ કારન યે નાચે ગધા."

"વાહ, કવિરાજ!" શાહ બોલ્યો. તેનું હૃદય નાચી ઊઠ્યું. ઓચિંતુ તેનું ધ્યાન યુસુફ તરફ ગયું. યુસુફે બાદશાહ આગળ નાસીરનાં બહુ વખાણ કર્યાં હતાં મીયાં નાસીર અરબી-ફારસીનો જબરો અભ્યાસી હતો, એમાં સંશય નહિ. ઉપરાંત પિતૃપરંપરાના વારસામાં તે આખું કુરાન લગભગ મોઢે બોલી શકતો. પોતે મહાન વિદ્વાન છે એવું તે માનતો હતો અને યુસુફખાનદ્વારા બાદશાહની કૃપા મેળવવા તનતોડ મહેનત કરતો હતો. એનું અંતિમ ધ્યેય હતું મહાન ઈમામ બનવું તે. યુસુફે નાસીરની કરેલી પ્રશંસા અત્યારે બાદશાહને યાદ આવી રંગે ચડેલા શાહે તરત આલીમ નાસીરને પૂછ્યું :

"કહો આલીમ, મારી હથેળીમાં વાળ કેમ નથી ઊગતા?"

નાસીરને પોતાની વિદ્વત્તા દેખાડવાની એટલી ચટપટી હતી કે આવો વિચિત્ર પ્રશ્ન સાંભળી તેની જબાન એકદમ અવાક થઈ ગઈ. જબાન બહાર તો ન દેખાઈ, પરંતુ મોઢામાંયે હાલી નહિ. આ તે કંઈ સવાલ હતો? બધા આનંદ અનુભવતા જોઈ રહ્યા. શાહે તરત બીરબલ સામે જોયું. નાસીરની તાળવે ચોંટેલી જીભ હેઠી પડી. બીરબલે તરત જવાબ આપ્યો : "જહાંપનાહ, આપ બે હાથે એટલું બધું દ્રવ્યદાન ઇનામમાં આપો છો કે એના ઘસારાથી આપના હાથમાં વાળ ઊગી શકતા નથી."

"તો પછી તમારા હાથમાં કેમ નથી?"

"હજૂર, રોજ રોજ આપનાં ઇનામ લેવાથી."

"તો પછી આ બધી સભાના હાથમાં કેમ નથી?"

"હજૂર, મને મળતાં દાન-ઈનામ જોઈ સાંભળી કેટલાક બહુ ખુશીથી અને કેટલાક બહુ દ્વેષથી હાથ મસળ્યા કરે છે ને વિચારે છે કે અમને ક્યારે આવાં દાન-ઈનામો મળશે? એટલે નથી ઊગતા." બાદશાહ હસી પડ્યો ને તેની સાથે તેના સાથીઓ પણ આનંદોદ્ગારમાં

મસ્ત બન્યા. નાસીર અને યુસુફને પણ ઉપલકિયું હસવું પડયું. દરમ્યાન બાદશાહ ને બધા, આગળ ચાલતા ચાલતા બગીચાને છેડે આવી પહોંચ્યા. ફુવારાથી થોડેક છેટે એક બાજુ એક નાનું છીછરું ખાબોચિયું હતું : અને ત્યાં પાણીથી જરાક દૂર, બે પક્ષીઓ મરેલાં પડયાં હતાં. શાહે જોયું, શાયરે જોયું. શાહે શાયર ફૈજીને ઇશારો કરી કહ્યું, "શેખજી, પૂછો કવિને કે શાહી બગીચામાં આ શું ?"

ફૈજીએ તરત પ્રશ્ન મૂક્યો :

"ઝૂકયો ન દેખો પારધી, લગ્યો ન દેખે બાણ,
મેં તોહિ પૂછો બીરબલ, કૈસે ત્યાગે પ્રાણ ?"×

બીરબલ પંખીઓને નીરખી રહ્યો હતો. હળવે રહી તે બોલ્યો :

"જલ થોડો નેહા ગણો, લગે પ્રીતિકે બાણ
તૂં પી તૂં પી કર મરે, યા વિધિ ત્યાગે પ્રાણ."+

"ખૂબ, કવિ, ખૂબ!" શાહ બૂમ પાડી ઊઠયો. બધા ડોલી ઊઠયા. બાદશાહે બીરબલ તરફ જોઈ પૂછ્યું: "આટલો પ્રેમ પંખીઓમાં છે, પરંતુ ઇન્સાનોમાં..."

"બહુ છે, માલિક." બીરબલે ઝટ વાકય પૂરું કરી દીધું. શાહ થોડી ક્ષણ બીરબલને જોઈ રહ્યો અને પછી પૂછ્યું :

"બીરબલ, પ્રેમ એટલે શું ?"

"રામાયણ, હજૂર." બીરબલે નમ્ર ભાવે ટકોર કરી. "માતાનો પ્રેમ, પિતાનો પ્રેમ, ભાઈબહેન, પતિ, પત્ની, દાસ, દોસ્ત બધાના

× પારધી નથી, તીર લાગ્યું હોય તેવું પણ દેખાતું નથી તો બીરબલ આ બે પક્ષીઓએ પ્રાણત્યાગ કેમ કર્યો ?

+ ખાબોચિયામાં પાણી થોડું હતું, બન્નેના હૃદયમાં પ્રેમ બહુ હતો. બહુ તરસ છતાં એક એકને તું પી તું પી કહેવામાં જ પ્રાણત્યાગ કરી દીધો.

પ્રેમનું ઉચ્ચ સ્વરૂપ જોવું હોય તો એક જ છે રામાયણ. રામાયણ એટલે પ્રેમધર્મ."

"અમે સાંભળીશું." એક ક્ષણ શાંત રહી બાદશાહ બોલ્યો, નિશ્ચયાત્મક અને ગંભીર અવાજે.

"કાલે જ હું પંડિત દેવીમિશ્રને આપની આજ્ઞા..."

"આ જ કેમ નહિ?" બીરબલને વચમાં અટકાવી શાહે પૂછ્યું.

"જેવી આજ્ઞા." બીરબલે કહ્યું.

"આપ કેમ નથી બોલતા, શેખજી?" શાહે શેખ ફૈજી તરફ જોઈ પૂછ્યું. "આપે તો વાંચ્યું હશે?"

"આલીજાહ, સોનાને રંગ ચડાવવો ફઝૂલ છે. કવિરાજ બરાબર કહે છે. રામાયણ એટલે પ્રેમધર્મ."

સંધ્યા સમય થવા આવ્યો હતો. નમાજીઓના પગમાં સળવળાટ પેઠો હતો. બાદશાહના સાથીદારો ધીમે ધીમે વિખરાયા.

બીરબલ ત્યાંથી સીધો પંડિત દેવીમિશ્ર પાસે પહોંચ્યો ને એમને શાહની ઈચ્છા સંભળાવી. અને એ જ રાતે શાહી મહેલના મુખ્ય ઝરૂખામાં શાંત ચિત્તે અકબરશાહ રામાયણ સાંભળવા બેઠો.

રાતનો સમય બાદશાહ ઘણુંખરું વિવિધ પુસ્તકો સાંભળવામાં કાઢતો. તેને ઊંઘ ઓછી હતી. આહાર ઓછો હતો. તેની જ્ઞાનપિપાસાની સીમા ધીરે ધીરે તેના રાજ્યની જેમ વધતી હતી. શાહનામું ને હાફીઝ, સૂફીરૂમીનાં પુસ્તકો ને અન્ય ફારસી શાયરોનાં ગ્રંથસ્વરૂપ પામેલાં ઉપદેશામૃત રોજ શાહે સાંભળ્યા હતાં; છતાં તેને તૃપ્તિ થઈ નહોતી. અરબ ને તુર્કના નામી ગ્રંથોનો તેણે ફારસીમાં તરજૂમો કરાવી

તેને પોતાના પુસ્તકભંડારમાં રખાવ્યા હતા. તેની જ્ઞાનપિપાસાને અંગે જ તે સમયના સમર્થ વિદ્વાનો ને કવિઓ, ચિત્રકારો અને શિલ્પીઓ બાદશાહ અકબરની આસપાસ નક્ષત્રમાળાની જેમ ફરવા માંડયા હતા. હમણાં જ મહાન ચિત્રકાર ખ્વાજા અબ્દુલસૈયદ ને તેના શિષ્ય દુષ્યંત પાસે શાહનામાની એક સુંદર ચિત્રયુક્ત ફારસી નકલ તૈયાર કરાવી કાશ્મિરના મહમદ હુસેન 'ઝરીન–કલમ' પાસે લખાવી પુસ્તકાલયમાં રાખી હતી. અકબરશાહને જેટલું જોવાય તેટલું જોવું હતું, જેટલું સંભળાય તેટલું સાંભળવું હતું. જોધાબાઈની અનન્ય દેવભક્તિ અને ટોડરમલના કટ્ટર કર્મકાંડે શાહ અકબરના હૃદયમાં હિંદુ શાસ્ત્રોનું અંતરંગ જોવાની તૃષા જાગ્રત કરી હતી ને બીરબલે તે પ્રદીપ્ત કરી હતી. વળી એક વખત મનમાં લીધેલું કાર્ય પૂરું કર્યા સિવાય બાદશાહને જંપ વળતો નહિ, એટલે બધાં કાર્યો પતાવી તરત અકબરશાહ તેના માનીતા ઝરૂખે આવી બેસી ગયો. ને બાદશાહના આગમન પછી ઝરૂખાની અંદરની બાજુએ, બાદશાહની બેઠકથી નીચાણવાળા આસન પર, બીરબલ પણ આવ્યો ને નમન કરીને બેઠો.

બીરબલ જેવા બહુ ઓછા અપવાદ સિવાય કોઈ શહેનશાહના જનાનામાં પ્રવેશી શકતું નહિ. આથી રાતના જોવાસાંભળવા જુદો પ્રબંધ થતો. કથા સંભળાવનાર પંડિત દેવીમિશ્ર માટે પણ એ જ પ્રબંધ થયો હતો. રાજમહેલની બહાર, પછીત પર એક ડોળી તૈયાર કરાવી હતી. દેવીમિશ્ર આવી તેમાં બેઠો અને ડોળી ઉપર ખેંચી લેવામાં આવી. અકબરશાહના પ્રખ્યાત ઝરૂખાથી થોડેક જ છેટે, મહેલ બહાર હવામાં અદ્ધર લટકતી ડોળીમાં, પછીતે ખોસેલી ચાર મોટી મશાલો અને ઝરૂખાના મોટા દીવાના ઝગહળતા પ્રકાશમાં દેવીમિશ્રે રામાયણની પોથી છોડવા માંડી. અકબરશાહની રાજધાનીથી બહુ દૂર પરંતુ તેના જ રાજ્યના એક ખૂણે બેસી ગોંસાઈ તુલસીદાસજી કોઈને જણાવ્યા વિના હજુ તેમનું રામાયણ લખી રહ્યા હતા; એટલે પંડિત દેવીમિશ્ર પાસે આદિકવિ વાલ્મીકીનું જ રામાયણ હતું.

પંડિતે પઠન શરૂ કર્યું અને અકબરશાહ એકચિત્તે સાંભળવા લાગ્યો. મહેલની ઉપરના ઝરૂખામાં છત નાખી પટ્ટરાણી જોધાબાઈ બેઠી હતી. ઝરૂખાના બીજા ભાગમાં છોટી બેગમ પણ કુતૂહલથી રસ ન છતાં આ રામકથા સાંભળતી બેઠી હતી. અને તેનાથી છેટે યુસુફ હોઠ ચાવતો બેઠો હતો. તેના મગજમાં 'આ શેતાન બીરબલથી સંભાળજો,' એ નાસીરના શબ્દો એકસરખા વેગથી ગુંજી રહ્યા હતા. થોડીવાર તે બેઠો પણ આ બધું તેનાથી સહન ન થતાં તે ત્યાંથી ઊભો થઈ બહાર ચાલ્યો ગયો.

કથા ચાલુ હતી.

એક જમાએ, યુવરાજ રામનો પિતૃપ્રેમ અને એ વિષે પંડિતની ટીકા સાંભળતા,આરામથી બેઠેલો બાદશાહ એકદમ સ્વસ્થતાથી સાંભળવા લાગ્યો બીરબલે કુશળતાથી આ સ્થિતિ જોઈ લીધી. અને બાદશાહના મનની ગુપ્ત વાતો વિષે તેના હૃદયમાં પ્રકાશ પડવા માંડયો. અધ્યાય પૂરો થતાં દેવીમિશ્રે આશીર્વચન ઉચ્ચાર્યું જેનું ભાન બાદશાહને રહ્યું નહીં. તેનો જીવ પંડિતના એક વાકય ઉપર ભરાઈ રહ્યો હતો. આસન પરથી ઊભો થઈ આંટા મારતો શાહ થોભી ગયો. દક્ષિણાની આશામાં દેવીમિશ્ર બહાર પાલખીમાં હવામાં અદ્ધર લટકી રહ્યો. બાદશાહે થોડીવાર શાંત રહી બીરબલને પૂછ્યું, "કવિરાજ, ખરી વાત છે કે બાપ કરતાં બેટો સવાયો ?"

"મહાબલી," બાદશાહના મનને માપતો ચતુર બીરબલ ઉપરનો વિનય બરાબર જાળવી રાખી બોલ્યો. "કહેવત તો એ છે કે જેવા બાપ તેવા બેટા. પરંતુ શ્રીરામ બાપ કરતાં પણ બહુ આગળ વધ્યા. છતાં રાજ્યધર્મ એ બહુ વિકટ અનુભવ છે. અને તેથી જ ભગવાન કૌટિલ્યે પણ એમ કહ્યું છે..."

"શું કહ્યું છે ?"

"કે દુશ્મનોને સામ, દામ, ભેદ ને દંડ એમ ચારે રીતથી પોતાને વશ કરતાં રાજાએ શીખવું ને પોતાના યુવરાજને શિખવાડવું. રાજ્ય ચલાવવામાં તે વિના ચાલતું નથી." બાદશાહ રસપૂર્વક સાંભળી રહ્યો. બીરબલે ઉત્સાહમાં આગળ બોલવા માંડ્યું, "પરંતુ મહાબલી, એક વાત આપે ધ્યાનમાં લીધી ? સામ, દામ, ભેદ અને દંડમાં આચાર્યોએ દંડને છેલ્લો મૂક્યો છે."

"સબબ ?" શાહે બીરબલને જાણી જોઈને પૂછ્યું.

"ગરીબપરવર, પહેલી ત્રણ રીતે દુશ્મનોને હરાવવામાં બહાદુર દુશ્મનની ઇજ્જત રાખી શકાય છે અને આપણી જીત પણ લાંબી મુદત માટે રહી શકે છે. ઉપરાંત માનવશક્તિની નકામી ખુવારી થતી બચી જાય છે."

બીરબલના શબ્દો સાંભળી બાદશાહ સડક થઈ ગયો. વક્રદૃષ્ટિએ તેણે બીરબલ સામે જોયું. પછી તેની પાસે આવી કહ્યું: "કવિરાજ, પરમ દિવસે હુસેન કુલીખાન સુલતાન ફતેહ કરવા અહીંથી કૂચ કરશે; તમે તેમની સાથે જજો."

અકબરશાહની આ એક ખાસિયત હતી. તે યુદ્ધવીર હતો. સાહસ તેની નસેનસમાં દોડતું હતું. થોડા જ સમયમાં તે નિશ્ચય ઉપર આવી જતો અને તરત તેનો અમલ કરતો. એના વિજયનું સૌથી મુખ્ય કારણ આ સ્વભાવ હતો. યુદ્ધક્ષેત્રમાં અને રાજક્ષેત્રમાં બધાંને તેનો પૂરેપૂરો અનુભવ હતો. કારણ કે એક વખત કરેલા તેના નિશ્ચયની વિરુદ્ધ જવાથી સજા માત્ર એક જ રહેતી— પ્રાણદંડ. આથી એકાએક બાદશાહનો આ હુકમ સાંભળી બીરબલ આશ્ચર્યથી જોઈ રહ્યો. પછી મગજનું સમતોલપણું જરાય ખોયા

વિના શાંતિથી બોલ્યો: " પરંતુ જહાંપનાહ, હું તો તલવાર પકડતાંય શીખ્યો નથી."

" તલવારનું કામ હુસેન કુલીખાન સંભાળશે, તમારે તો તેને સામ, દામ અને ભેદથી મદદ કરવાની છે. વળી તમારાં શાસ્ત્રોમાં અંતે દંડથી પણ કામ લેવાનું કહ્યું છે. મૂંઝાશો નહિ, તલવારનું કામ તમને હુસેનખાન તરત જ શિખવાડી દેશે. તમને એ અઘરું નહિ પડે."

" જેવી આજ્ઞા!" બીરબલે વધુ બોલ્યા વિના નતમસ્તકે હુકમ સ્વીકારી લીધો. બાદશાહનો સ્વભાવ તે જાણતો હતો.

" ખુદા તમને કામયાબ કરે." બાદશાહ બીરબલ સામે જોઈ બોલ્યો. હવામાં લટકતો દેવીમિશ્ર આ બધું સાંભળી રહ્યો હતો. બીરબલ આજ્ઞા લઈ બહાર જવા માંડ્યો કે તરત બાદશાહે તેનો હાથ પકડી લીધો અને ધીમે અવાજે કહ્યું, " કવિ, શું એ વાત ખરી કે જેવા બાપ તેવા બેટા?"

બીરબલ શાહના મુખ સામે થોડી ક્ષણ જોઈ રહ્યો. અકબરશાહની તેજ વેરતી આંખો પછવાડે કોઈ અકથ્ય વાત રમતી તેને જણાઈ. બીરબલ શાહને અને શાહ બીરબલના હૃદયને પામી ગયા. બીરબલે દૃઢતાપૂર્વક કહ્યું, " હજૂર, કમમાં કમ રાજવંશમાં તો આ કહેવત ખરી જ પડી છે. આપ જ જોઈ લ્યોને, ચગતાઈ વંશ! દાદા બાબર કરતાં બાબા હુમાયુ આગળ વધ્યા. બાબા હુમાયુ કરતાં તેમનો બેટો અકબરશાહ આગળ વધ્યો અને ભવિષ્યમાં તેમ થતું જ રહેશે. જરૂર થશે, હજૂર! હજારો અનુભવો પછી બંધાયેલી ને સેંકડો વરસોથી જીવતી રહેલી કહેવતો જૂઠી ન હોય, મહારાજ." એટલું કહી નમન કરી બીરબલ ચાલ્યો ગયો. અકબરશાહે મોં

ફેરવ્યું. પંડિત દેવીમિશ્ર હજી હવામાં જ લટકતો હતો. એકાએક આનંદમાં આવી અકબરશાહ ઝરૂખા પાસે આવ્યો ને ત્યાં મૂકેલા સોનાથાળમાંથી ચાંદીરૂપિયા મૂઠીઓમાં ભરી ભરી પંડિત દેવીમિશ્રને આપવા માંડયો. બાદશાહના આ ઓચિંતા ઉત્સાહનું કારણ ન સમજતાં પંડિત માથું નમાવી શાહી બક્ષિસ સ્વીકારવા લાગ્યો.



[ ૬ ]

વૃદ્ધ પંડિત રમાનાથ આનંદ અને આવેશમાં ધ્રૂજી રહ્યો હતો અને તેની સામે બેસી પંડિત દેવીમિશ્ર એકસરખો, પંડિતજીથીય વધુ આવેશમાં આવી બોલી રહ્યો હતો. અને એ બન્નેની કેવળ વ્યાવહારિક વાતો ઉમા કમને બીજા ખંડમાં સાંભળી રહી હતી. છેવટે પાટલા પર બેઠેલ રમાનાથ સાંભળતાં સાંભળતાં ઊભો થઈ ગયો અને ઊભો ઊભો વાક્ધારા ચલાવતો દેવીમિશ્ર નીચે બેસી પડ્યો ને ચલાવ્યે રાખ્યું: "અરે પંડિતજી, એનું મૂળ નામ તો કોઈનેય ખબર નથી. એ તો આવ્યો ને બીજા દિવસથી જ કવિરાજ અને બીરબલ તરીકે ઓળખાવા લાગ્યો છે. શું અદ્ભુત માણસ છે! કોઈ વિષય એવો નથી જે બીરબલ ન જાણતો હોય; કોઈ પ્રશ્ન એવો નથી કે જેનો બીરબલ પાસે ઉત્તર ન હોય. આખો રાજદરબાર એના ટુચકાઓ અને હાજરજવાબો પર વારી જાય છે. બુદ્ધિ—અગાધ ડહાપણ—અગાધ વ્યક્તિગત સ્વમાન અને સંસ્કૃત નાટકના કોઈપણ વિદૂષકને ટપી જાય તેવો તેનો ઉલ્લાસ! શહેનશાહ એવા પર આફરીન થાય તેમાં શું આશ્ચર્ય? બીરબલ અકબરશાહનો સેવક નથી રહ્યો; સહૃદયી મિત્ર બની ગયો છે. એના વિના બાદશાહને ચાલતું નથી. બીરબલ બોલે કે બાદશાહે તે ગ્રહણ કર્યું જ સમજો. બીરબલની સૂચનાથી બાદશાહ મારી પાસે રામાયણ સાંભળે છે, પંડિતજી!

રામાયણ; હવે વધુ શું કહું ?"

"પણ આપણી મૂળ વાત તો તમે પડતી મૂકી; પછી શું થયું, પંડિતજી ?" ધીરજ ખોઈ રમાનાથ બોલી પડયો.

"અરે ! ભૂલી ગયો. બીરબલ વિષે બોલતાં બધાં ભૂલે છે, ત્યારે હું તો એનો ખાસ મિત્ર અને હવે સંબંધી !" એટલું કહી દેવીમિશ્ર ખડખડ હસી પડયો. રમાનાથને પણ લગભગ દાંત વિનાનું મોં મલકાવવું પડયું.

દેવી બોલ્યો, "શું કહું પંડિતજી, પહેલવહેલાં તો આપનું નામ લીધું કે તરત જ તેણે ના કહી દીધી. પરંતુ હું એમ એને હાથમાંથી સરકી જવા દઉં એવું બને ? આપનું કુળ, વિદ્યા, ધન અને ઉચ્ચ શિક્ષણ પર ભાર મૂકી હું ઉમા વિષે બહુ બહુ કહેતો રહ્યો, ત્યારે છેવટે એ પરાક્રમી બ્રાહ્મણનું મન હું જીતી શકયો. મેં કહ્યું, ઉમા મારી સગી ભાણેજ છે. ઉમા વિષે હું જવાબદાર......."

"પછી, પછી ?" ઊભો થયેલો રમાનાથ બધી ધીરજ ગુમાવી, દેવીમિશ્ર પાસે બેસી જતાં બોલ્યો.

"પછી ?" બેઠેલો દેવીમિશ્ર ઊભો થઈ જતાં બોલ્યો. "પછી શું ? આપણી ઉમાના નામનું શ્રીફળ આપના તરફથી એના હાથમાં ગઈ કાલે, શુભ માસે, શુભ દિને, શુભ મુહૂર્તે, ધરાવી જ દીધું. આજે સવારે એ યુદ્ધ માટે મુલતાન રવાના થયેલ છે. મુલતાનથી એ પાછો ફરે કે તરત ઉમાનું એની સાથે લગ્ન કરી દઈશું."

"વાહ, વાહ," બેઠેલો પંડિત રમાનાથ પુનઃ ઊભો થઈ ગયો. "ધન્ય ! તમે ઉમાના મામા, પછી કહેવાનું શું હોય ? બેટીનાં ભાગ્ય ઊઘડી ગયાં. વારુ, જમાઇ તો તમે કહો છો તેવો જ—"

"મારા શબ્દોમાં આપને શ્રદ્ધા આવતી ન હોય તો પછી સૂર્યચંદ્રમાં પણ શ્રદ્ધા રાખશો નહિ; પાણી, હવા, આત્મા, કશામાં શ્રદ્ધા રાખશો નહિ..."

"ઈત્યલમ્ દેવી, ઈત્યલમ્! શુભં ભવતુ—સુખીનો ભવન્તુ..." રમાનાથ આવેશમાં આશીર્વચન ઉપર ઊતરતો જણાયો; એ જોઈ ઉમા ત્યાં વધુ ઊભી રહી શકી નહિ. તે બહાર બગીચા ભણી વળી. આ બધું સાંભળી મહેશ પાછળ હૃદય પાથરી બેઠેલી ઉમા વ્યગ્ર બની ગઈ.

મહેશની કંગાલિયત તેને બહુ સાલતી હતી પરંતુ મહેશ સિવાય તેના મન અને હૃદયને એકસરખું કબજે કરનાર કોઈ યુવક તેને મળ્યો ન હતો. મહિનાઓથી મહેશ ચાલ્યો ગયો હતો. ખોટાં ખોટાં બહાનાં કાઢી ઉમા લખ્ખીકાકી પાસે જતી અને મહેશનો ક્યાંય પત્તો નથી એ સાંભળી નિરાશ થતી. પિતા ને મામા વચ્ચેની વાતથી તેનો હૃદયભાર વધી ગયો. નિરાશ થઈ તે બહાર ચાંદનીમાં પેલા મેંદીના છોડ પાસે આવી ઊભી. એવામાં દૂરથી કોઈ પુરુષના કંઠનો મીઠો રાગ સંભળાયો. ધીમે ધીમે તેના સૂર નજીક સંભળાવા લાગ્યા. ઉમાએ ધડકતે હૈયે તે દિશા તરફ પગ ઉપાડ્યા. અવાજ પરિચિત લાગ્યો અને થોડીક જ પળોમાં એ ગાનારની નજરોનજર થતાં તેની આંખો આનંદથી સહેજ ભીની થઈ ગઈ.

ગાનાર મહેશ હતો.

"તમે આવી ગયા? ક્યારે આવ્યા?" બધું ભૂલી ઉમા મહેશ તરફ દોડી જઈ પૂછવા લાગી.

"અબઘડી. કેમ, રાણી, આટલી ઉદાસ કેમ?" એટલું કહી અટકચાળા મહેશે ઉમાને હમેશની જેમ પોતાની પાસે ખેંચી ને ધીમેથી કાનમાં ગણગણ્યો, "દરિદ્રીની પાસે લક્ષ્મી આવી ગઈ છે, રાણી, હોશિયાર!"

પરંતુ મહેશના સ્પર્શથી રોમાંચ અનુભવતી ઉમાના મોં પર ઉલ્લાસ–આનંદ પ્રગટ્યો નહિ. મહેશને ખાતરી હતી કે પોતાના ખાનદાનમાં ગવાતી લક્ષ્મીની એક મોટી ઊણપ પૂરી થવાને અંગે ઉમા તેને કંઠે વળગી પડશે, હર્ષાશ્રુથી તેને વધાવશે, મીઠા શબ્દોથી

રિસામણાં અને કડવા શબ્દોથી મનામણાં કરશે; પરંતુ ઉમાએ કંઇ ન કર્યું. મહેશનો હાથ છોડી બહુ જ ઠંડા શબ્દોમાં તે બોલી, " આપણું લગ્ન નહિ થઇ શકે."

" કેમ ? હજી ગઈ કાલે તો..." આવેશમાં મહેશ આગલે દિવસે દેવીમિશ્રે તેને કહેલી વાત કહેવા જતાં અટકી પડયો.

" મારું લગ્ન થશે બીરબલની સાથે." ઉમા વચમાં બોલી ઊઠી.

" બીરબલ ! " મહેશને કોઈએ ધક્કો માર્યો હોય તેમ, પોતાનું નામ સાંભળી એ નીચે બેસી જતાં બોલી પડયો. થોડીક ક્ષણ તેનું મગજ શૂન્ય થઈ ગયું. પછી ધીમે રહી તે ઊભો થયો અને ઉમા પાસે જઈ હળવે રહી બોલ્યોઃ " એ કોણ છે ? "

" અકબરશાહનો હજૂરિયો. " દાંત દબાવી ઉમા બોલી. મહેશ ઘૂંટડો પી ગયો.

" હશે, ભગવાનની મરજી. યદ્ભાવિ તદ્ ભવતુ. " ખોટો ખોટો અફસોસ દેખાડતાં મહેશ ઉમા પાસે બેઠો—જાણે નિરાશામાં પોતાનું સર્વસ્વ તજી દેતો હોય તેમ. ઉમાથી તેની આ કાયરતા સહન ન થઈ શકી. તે ક્રોધથી બોલી ઊઠી, "તમને શરમ નથી આવતી ? તમારી જગ્યાએ કોઈ બીજો હોત તો એણે ઝેર ખાઇ લીધું હોત."

" રાણી, પરંતુ વડીલોની ઇજ્જતને હું ઝેરથી વધુ કીમતી સમજું છું. " બહુ જ સ્વસ્થતાથી મહેશ બોલ્યો. તરત જ એક પ્રકારના તિરસ્કારથી ઉમાએ મોં ફેરવી લીધું; તેમાં મૂક શબ્દો હતા, ' નટખટ, નફ્ફટ. '

મહેશ ઊભો થયો અને ઉમા પાસે આવી બોલવા માંડયો, " તું મારાં પ્રેમમાં હતી, હતીને ?"

ઉમાએ શરમ અને તિરસ્કારમાં મોં સંતાડી દીધું. તેના હાથ ચળવળી રહ્યા હતા.

" બહુ પ્રેમ કરવાનું આવું જ પરિણામ આવે છે; નિરર્થક

શોવું." બીરબલે જાણે બહુ જ ડહાપણથી બોલવા માંડયું. "પ્રેમનું ફળ શું છે તે આપણે બન્ને, શાકુંતલ સાથે વાંચી, જાણી ચૂક્યાં છીએ. ઉમા, તું વિદુષી છે. પ્રેમને ધર્મની આગળ કચરી નથી શકતી? કચરી નાખ, પછી ભલે તારો પ્રેમ તડપતો રહે, રહેવા દે."

"ઓહ!" નહોતું બોલવું છતાં ગળગળી થઈ ગયેલી ઉમાથી બોલી દેવાયું. "ને, આપ શું કરશો?"

"હું? હું લગ્ન કરીશ તો તારી સાથે; નહિ તો...નહિ તો જન્મભર કુંવારો રહીશ. સુખી રહે." જાણે મહાન આત્મભોગ આપતો હોય તેમ અભિનય સાથે બોલતો મહેશ ચાલવા માંડયો, ચાલ્યો ગયો.

ઉમા ઊંચે સાદે રડી પડી, પરંતુ પોતાની નિર્બળતા કોઈ જાણી જશે તેનું ભાન થતાં તરત તેણે મોં પર હાથ મૂક્યા. તે જ વખતે દૂરથી તેણે મામાનો અવાજ સાંભળ્યો:

"અરે, કવિરાજ બીરબલ! તમે અહીં?"

ઉમાનો જીવ ગળે આવ્યો. એ તરત દોડી, છુપાઈ રહી ને બીરબલ કોણ છે તે જોવા માંડી. દેવીમિશ્રના મોં પર મહેશે હાથ દઈ દીધો હતો. આંખના પલકારામાં ઉમા સમજી ગઈ.

મહેશ દેવીમિશ્રને ખેંચી ઉમા તરફ આવવા લાગ્યો. ગુલાબના એક મોટા છોડ આગળ ઉમા સંતાઈ ગઈ. મહેશ ત્યાં જ આવી ઊભો, અને ગભરામણથી બોલવા લાગ્યો: "ધીમે બોલો, પંડિત, હું ગુપ્ત રીતે અહીં આવ્યો છું."

"વાહરે, કવિરાજ! ગુપ્તપણે તમારા સસરાના ઘર આગળ જ ભૂલા પડયા? આ જ તેમનું ઘર. ચાલો, ઉમાને દેખાડું. એ કન્યા નહિ પણ દેવકન્યા છે."

"તે હશે, તમારામાં મને શ્રદ્ધા છે. હું અહીં શાહી કામે ગુપ્તપણે આવ્યો છું. મારે એક પ્રહરમાં અહીંથી કૂચ કરવાની છે. પાછાં ફરતાં મળીશું; અને આમેય લગ્ન તો છે જ!" મહેશ કૃત્રિમ હાસ્ય વેરતો સહેજ ગભરામણથી હવેલી તરફ જોવા માંડ્યો.

"હવે અભિનય રહેવા દો, કવિ! કન્યા જોવી છે ને? ચાલો, આમ હવેલી તરફ જોઈ રહેવાથી કન્યા નહિ દેખાય."

"ના, ના. કન્યાને શું જોવી હતી? તમે જોઈ છે એટલે—" પરંતુ વાક્ય પૂરું કરતાં પહેલાં જ મહેશે એકાએક ચીસ પાડી.

"શું થયું?" દેવીમિશ્ર ગભરાઈને બોલ્યો. "ઓહ, પગમાં કાંટો ભોંકાયો. આ ગુલાબનો હશે." એમ કહી મહેશ નીચો વળ્યો ને પગમાંથી કાંટો કાઢવા માંડ્યો.

ઉમા મહેશના પગમાં કાંટો ભોંકી ગુલાબના છોડ પાસેથી હઠી બાજુના ઝાડના થડ પછવાડે લપાઈ ગઈ હતી. મહેશ તેને જોઈ ન શક્યો. તેણે કાંટો કાઢી દેવીમિશ્રને પ્રણામ કર્યા. દેવીમિશ્ર હસતો હસતો બોલ્યોઃ "પંડિત, કવિ છો, ગુલાબ લેવા આવ્યા છો તે કાંટા તો જરૂર વાગશે—સંભાળજો."

એટલું કહી દેવીમિશ્ર હવેલી તરફ ચાલવા માંડ્યો. અને ગભરાયેલો મહેશ રખેને ઉમા સાંભળી જાય તે બીકે આસપાસ જોતો, છુપાયેલી ઉમાની પાસેથી જ સત્વર ઘર તરફ ચાલવા લાગ્યો.

તેના પગમાં જોર હતું. હૃદયમાં આનંદ હતો.

"ક્યાં, પૂર્વ ભણી ગયો હતો ને!" મસ્તીમાં ગીત ગણગણતાં મહેશને ઘરમાં પ્રવેશતો જોઈ લખ્ખીએ ટકોર કરી. મહેશ ચમક્યો, સહેજ શરમાયો, અને બોલ્યોઃ "હા કાકી." થોડીવાર રહીને તેણે કાકીને ઉદ્દેશીને કહ્યુંઃ "હવે જુઓ, આ દરદાગીનાં પહેરી લો; કપડાંલત્તાં સંભાળી લો અને કાલે સવારના કાકાને લઈ આગ્રાનો રસ્તો પકડો."

"સાથે આણેલા મ્યાનામાં બેસીને ને?"

"હા, હા, એ શાહી મ્યાનામાં બેસીને." મહેશે કાકીને જવાબ વાળ્યો.

"વાહ બેટા!" એક ખૂણે ચલમ પકડી બેસી રહેલો કાકો ઝબકીને બોલ્યો.

"અરે મૂરખરાજ!" કાકીએ, પહેલી જ વાર કાકા તરફ ગુસ્સો પ્રગટ ન કરતાં મહેશને કહેવા માંડ્યું, "આપણા ઘરના કોઈપણ જુવાને આ ઘરમાં આવવાવાળી પોતાની વહુને કોઈ બીજાને હાથે જવા દીધી છે? સાંભળો છો? બોલતાં કેમ નથી? જીભ તો મારા કરતાંય લાંબી છે." છેવટનું વાક્ય પોતાના પતિને સંબોધી, ફરીથી મહેશ તરફ વાઘણની માફક ફરીને લખ્ખી બોલી: "કાલે સવાર પડવા દે એ રમાનાથ પંડિતના મોંમાં મહોરો ભરીશ, પછી મ્યાનામાં બેસીશ. મને શું સમજે છે?"

"જોયું, મ્યાનામાં બેસવાવાળીનું જોશ!" કાકો બોલી પડ્યો. તરત કાકી લાલ આંખો કાઢી કાકા તરફ ફરી. આવી સ્થિતિમાં ઊભા રહેવું ઠીક નહિ એમ સમજી મહેશ પોતાના ઓરડા ભણી ગયો. આજે તેને બચપણ યાદ આવતું હતું. બુદ્ધિ, ડહાપણ, ભાન બધું ભૂલી તેને આનંદમાં નાચવાનું મન થતું હતું. કદાચ પોતાના ખંડમાં એકલો પડતાં તે નાચ્યો હોત—પરંતુ એ ખંડમાં પગ મૂકતાં જ તે અટકી ગયો. બીજે બારણેથી ઉમા અંદર આવીને ત્યાં બેસી ગઈ હતી.

"રાણી! તું અહીં? શું છે?" થોડાક જ સમય પહેલાં પોતે ઉમા પાસે કરેલું નાટક ભૂલી જઈ ઉત્સાહમાં આવી જઈ મહેશ બોલ્યો.

"મહેશ!" ઉમાએ બહુ જ ઠંડા અવાજે અફસોસના દેખાવે બોલવા માંડ્યું, "તમારું કહેવું ખરું છે. વડીલોની મિજાજત સંભાળવી એ જ આપણો સાચો ધર્મ છે. મેં એમને જોયા!"

"કોને ?" મહેશે આશ્ચર્યથી પૂછ્યું.

"મારા થનારા પતિને," અભિનય ચાલુ રાખતાં સ્વસ્થ ને ઠંડે અવાજે તે બોલવા માંડી. "અને તેમનું નામ બીરબલ નહિ બીરમલ છે."

"બીર...મલ...? ક્યાં ? કોણ ? અસંભવ, અશક્ય ? બિલકુલ જૂઠ ! પેલા વિદ્યાધરનું તોફાન લાગે છે."

"હું હમણાં જ એમને જોઈને અહીં આવી. એ વિદ્વાન છે, પંડિત છે."

મહેશનું પુરુષહૃદય અદેખાઈથી એકાએક ઊભરાઈ ગયું. એને ક્રોધ ચડયો પરંતુ મનને કાબૂમાં રાખી જરા માર્મિક ભાવથી એણે પૂછ્યું, "એ દેખાવડા પણ હશે ?"

"બહુ જ." ઠંડે અવાજે ઉમા બોલી.

"ધનવાન હશે ?" વધતા જતા દ્વેષમિશ્રિત ક્રોધથી મહેશે પૂછ્યું.

"જાગીરદાર છે." મહેશના મોં પરનો ભાવ જાણે સમજતી જ નથી એવું સ્વસ્થ અને નિર્દોષ મોં કરી ઉમા બોલી.

"ત્યારે તો તને જરૂર પસંદ પડશે ?" પ્રેમમાં બુદ્ધિ ગુમાવી બેઠેલા કવિરાજે અદેખાઈથી સંપૂર્ણ ઉશ્કેરાઇને કટાક્ષમાં કહ્યું.

"જો બુદ્ધિ અને ધનનો વિચાર કરીએ તો કોઈ પણ કન્યા એમને માટે પોતાનો પ્રાણ આપવા તૈયાર થાય."

"અર્થાત્ તું પણ તારો પ્રાણ આપવા તૈયાર છે, એમને ?" દ્વેષાગ્નિથી ધૂંઆફૂંઆ થતો મહેશ જાણે ઉમાને હમણાં કચડી નાખશે એવા વેગથી તેની પાસે આવતાં બોલ્યો. ઉમા, જાણે કંઈ જ બન્યું નથી એમ શાંત, સ્વસ્થ ઊભી રહી. મહેશ અટકી ગયો ને

પછી પોતાના પર જ રોષ દર્શાવતાં બોલ્યો: ‘ કમબખ્તે મારું નામ સુદ્ધાં ચોરી લીધું છે. ”

“ તમારું નામ ? એ શી વાત છે ? એમનું નામ તો બીરમલ છે ! ” નિર્દોષતા દેખાડતી ઉમા બોલી.

“ પરંતુ મારું શાહી નામ બીરબલ છે. ” ઝનૂન સાથે મહેશ બોલ્યો.

“ ખરેખર ? ”

“ હા—આં ! ” ભડકો થતાં મહેશ બોલ્યો. પછી પાછો શાંત થયો, ફરીને બોલ્યો: “ રાણી, તને ચોક્કસ ખાતરી છે કે એનું નામ બીરમલ છે, બીરબલ નથી ? ”

“ હા, એમનું નામ બીરમલ છે, પરંતુ તમારું નામ મહેશ છે તેનું શું ? ”

“ રાણી, એ બધું કહેવામાં કાંઈ ફાયદો નથી. માત્ર એક વાત, તારી પોતાની વાત કહે. તું...તું એ ગધેડા સાથે લગ્ન કરીશ ? ”

“ રાજા, એમને ગધેડા કેમ કહો છો ? ” ખોટો વિરોધ દર્શાવતાં ઉમા બોલી.

“ કારણ કે એ જાગીરદાર છે, જાગીરદારનો બેટો છે. ” પાછો એકદમ ઊંચે અવાજે મહેશ તડૂકી ઊઠ્યો. અને બીજી જ ક્ષણે પોતાની નિર્બળતા હદ ઉપરાંત ખુલ્લી પડી છે એવો વિચાર આવતાં તે શાંત પડી જઈ હાથ મસળતો આંટા મારવા લાગ્યો. હસવાનું સંયમમાં રાખી લુચ્ચી ઉમા તેની પાસે જઈ ઊભી અને અફસોસનો તથા પ્રેમના મહાન આત્મત્યાગનો અભિનય દર્શાવતી વેદનાભર્યા અવાજે બોલવા માંડી: “ રાજા, તમે મારા પ્રેમમાં હતા—હતાને ? ”

મહેશ મૂગે મોઢે પોતાના જ આ શબ્દો પી ગયો. ઉમા આગળ વધી, “ બહુ પ્રેમ કરવાનું આવું જ પરિણામ આવે છે. ”

"શકુંતલાની વાત ન કરતી, હું જાણું છું." બળુંબળું થતો મહેશ કટાક્ષથી બોલી પડ્યો.

ઉમાએ અભિનય ચાલુ રાખ્યો: "રાજા, તમે વિદ્વાન છો. પ્રેમને ધર્મની આગળ કચરી નથી શકતા? કચરી નાખો–ભલે પછી તમારો એ પ્રેમ તડપડતો રહે, રહેવા દો. એ તમારો ધર્મ છે—"

"કે હું હસતે મોઢે મારી થનાર સ્ત્રીને બીજાની સાથે પરણી જતી જોઉં—એમજ ને? કહી દે ને, એમ જ! હું તને ઓળખી ગયો છું. તું ગમે તેવી પરંતુ આખર સ્ત્રી! ધનવાન પંડિતની પુત્રી, બીરમલની થનાર પત્ની, જાઓ, પધારો, સુખી થાઓ."

એટલું કહેતાં કહેતાં ક્રોધથી લાલચોળ થઈ ગયેલો મહેશ, કાકી પાસે ગયો. કાકીએ એના મોં પરની વેદના ને રોષમિશ્રિત છાયા જોતાં પૂછ્યું:

"શું છે, બેટા?"

"કાકી!" મહેશ ક્રોધથી હાંફતાં બોલ્યો. "કહો તો પહાડોને ગળી જાઉં, કહો તો સમુદ્ર પી જાઉં, કહો તો ઝેર પી જાઉં, પરંતુ એક વાત મારાથી સહન નથી થતી--"

"ઉમાનો બાપ અહીં આવ્યો હતો?" 'સુતારનું મન બાવળિયે'ની જેમ કાકીને રમાનાથના જ સપનાં આવતાં હતાં. તેને કંઈ કંઈ શબ્દો સંભળાવવાની એને લગની લાગી હતી. હવે પોતે પૈસાદાર થઈ છે એ વિચારથી, કાલે તેના પર અધિકાર જમાવવાનો એનામાં જુસ્સો આવી ગયો હતો. એકદમ ભ્રુકુટી ચડાવી એ બોલી, "તું હવે શાંત થઈ જા. હું બધું સમજી ગઈ છું. કોની માએ શેર સૂંઠ ખાધી છે કે મારા જીવતાં ગામની છોકરીને કોઈ બીજો ઉઠાવી જાય? ઉમા મારી વહુ છે, બસ."

"કાકી, તમારામાં મને ભગવાન કરતાં વધારે શ્રદ્ધા છે."

એકદમ આશાભર્યા આનંદયુક્ત અવાજે મહેશ બોલ્યો. તે પોતાની કાકીને સારી રીતે જાણતો હતો. પરંતુ તરત જ અવાજ ધીમો કરી ફરી બોલ્યો, "પણ કાકી, બધી જુદી જ વાત બની ગઈ છે. એ પેલાને પસંદ કરે છે."

"ચૂપ રહે" મહેશને ધમકાવી નાખતાં કાકી હમેશ મુજબ તડૂકી ઊઠી. "સ્ત્રીને તે વળી પસંદગી કેવી? તું તારે રસ્તે પડ. તને પસંદ છે કે નહિ? બસ, જા."

"વિજયી હો. જાઓ. રણચંડીએ તલવાર હાથમાં લીધી છે." ગંજેરી કાકા લહેરમાં બોલી ઊઠયો. તરત કાકી ડોળા કાઢી કાકા પ્રત્યે ઘૂરકવા માંડી. કાકાકાકીને સામસામાં જોઈ મહેશ પાછો પોતાની ખોલીમાં ચાલ્યો ગયો. તેનો રોષ હજુ શમ્યો ન હતો. તેણે એક પોથી લીધી ને ખૂણામાં પછાડતા બોલ્યોઃ "બીરમલ–બીરમલ! બહુ દેખાવડો શું હશે, ધૂળ!" એ પાછો ઊભો થયો, કપડાં લીધાં ને ફરી કંઇ વિચાર આવતાં કપડાં એક બાજુ ફેંકતાં બોલ્યોઃ "ને પંડિત! વિદ્વાન...હુશ." ને એ આડો પડયો.

ઉમા બહાર સંતાઈ હસવું દબાવી આ બધું સાંભળી રહી હતી. ધીમેથી તે ઘર બહાર ગઈ અને જે ગીત બીરબલે ગાયું હતું તે જ ગીત મીઠા હળવા અવાજે ગાતી ગાતી મસ્ત ચાલે ઘર તરફ વળી.



[ ૭ ]

તે દિવસે અકબરશાહના દીવાનેઆમમાં બેસવાની તલભાર પણ જગા નહોતી. તખ્તની સામે નીચાણમાં હુસેન કુલીખાન અને કવિરાજ બીરબલ અદબ કરી ઊભા હતા. તખ્તની ડાબી બાજુએ તરતમાં નિમાયેલા વઝીરે–સલ્તનત ટોડરમલ બાદશાહી ફરમાન વાંચી રહ્યા હતા:

"અને તેથી મુલક મુલતાનને આટલી જલદીથી જીતી લેવા માટે હુસેન કુલીખાનને 'ખાનેજહાં' અને કવિરાજ બીરબલને 'મુસાહિબે દાનિશમન્દ'(બુદ્ધિમાન અમાત્ય)ની પદવી એનાયત કરવામાં આવે છે."

ફરમાન પૂરું થતાં તરત જરિયાન વસ્ત્રો ભરેલા થાળ અને તલવારોની બન્નેને ભેટ કરવામાં આવી.

આખા રાજદરબારે બાદશાહની કૃપાને વધાવી લીધી. જો કે યુસુફ અને તેના નાસીર જેવા સાથીઓએ કમને મોં મીઠાં રાખ્યાં. બાદશાહની આજ્ઞા થતાં હુસેન કુલીખાને અદબથી કહેવા માંડ્યું:

"આલીજાહ, મુલતાનની લડાઈ આટલી જલદીથી પૂરી થઈ છે તેનું ખરું કારણ કવિરાજ બીરબલ છે. એમની બુદ્ધિ, દિમાગ અને કુનેહથી જ મુલતાનનો મીરઝા આટલી જલદીથી સુલેહ કરવા

તૈયાર થઈ ગયો. એનો આખો મુલક બેહાનમેદાન થઇ જતાં બચ્યો. અને આપણા લશ્કરને પણ નુકસાની વેઠવી ન પડી. મુલતાનના વકીલ અને શાહજાદાએ આણેલી મુલતાન રાજ્યની આ ભેટસોગાદ ગરીબપરવરને માન્ય હો."

"મુલતાનીઓ બહાદુર છે. બાદશાહ બહાદુરોનો સાચો દોસ્ત છે. માનઅકરામ સાથે આપણા તરફથી વળતી શાહી ભેટો મુલતાન તરફ રવાના કરજો."

એટલું કહી બાદશાહે નમન કરી ઊભેલા બીરબલ તરફ જોયું. પછી ફૈજી અને ટોડરમલ તરફ તીણી આંખે નજર કરી, બીરબલ તરફ ફરી નજર ફેરવી તેણે ધીમેથી કહ્યું, "દિમાગ—હં—"

તરત જ બીરબલે માથું ઊંચું કરી જવાબ વાળ્યો, "ના હજૂર, સામ, દામ અને ભેદ—"

બાદશાહ મુખ મલકાવી ચૂપ રહ્યો. તેનો કવિ તેની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો હતો. અત્યાર અગાઉ તેણે છૂપા જાણભેદુઓદ્વારા જાણી લીધું હતું કે કવિરાજ બીરબલ બહુ ધ્યાનપૂર્વક હુસેન કુલીખાન પાસેથી યુદ્ધ કરવાના દાવો અને યુદ્ધનીતિ શીખી રહ્યો હતો. અને એ જ્ઞાનમાં પારંગત થવાનો હતો અને ભેટ મળેલી તલવારનો તે ઉપયોગ કરવાનો હતો.

સભા બરખાસ્ત થઈ.

રાજમહેલના એક મુખ્ય માર્ગની બાજુમાં યુસુફ ધુંધવાતો ઊભો હતો. અને તેની બાજુમાં નાસીર દાઢી પર હાથ ફેરવતાં યુસુફખાનને સદ્બોધ આપી રહ્યો હતો, "અજી, આપ એટલે કોણ? છતાં આપની કંઈ વિસાત જ નહિ? સરકાર, મારા શબ્દો યાદ રાખજો. મને ડર છે, બહુ મોટો ડર છે, કે આ

બ્રાહ્મણ—" એટલું કહી અવાજ ધીમો કરી એ બોલ્યો: "બાદશાહ-સલામતને બ્રાહ્મણ બનાવી દેશે."

"એ વાતમાં શું વજૂદ છે? જવા દો હવે! વારુ ક્યાં છે કવિ? અમે પણ જરા જોઇએ આ 'મુસાહિબે દાનિશમન્દ'ને." એટલું કહી પોતાની બુદ્ધિની પ્રતિભા દેખાડવા, અબદુલ્લાની પાસે ઊભેલો મીયાં જમ્મુ હસી પડયો.

મીયાં જમ્મુના મોં પર ખુદાએ એક કરામત કરી હતી. જ્યારે તે હસતો ત્યારે ગંભીર દેખાતો; અને જ્યારે મોં બંધ કરી ગંભીર રહેતો ત્યારે રોતો દેખાતો. બીરબલની ઠેકડી કરવાની તેને ઘણી હોંસ હતી. એટલામાં કવિ બીરબલ ત્યાંથી ઘેર જવા નીકળ્યો. એનો કટ્ટો વિરોધી નાસીર દરબારમાં બેસનારો હતો. ક્યારે, કેમ ને શું બોલવું તે એને બરાબર આવડતું હતું. ખોટો આડંબર બતાવી તે બોલી ઊઠયો: "મુબારક, કવિરાજ, મુબારક હો." એટલું કહી પાસે ઊભેલા જમ્મુને કોણી મારી બોલ્યો, "કેમ, મીયાં જમ્મુ, રડો છો કેમ?"

"એની સુરત જ એવી છે," તરત બીરબલે જવાબ આપ્યો. મીયાં જમ્મુને બોલવાની તક ન મળી. તેણે ચમકી ઘવાયેલા અભિમાને બીરબલ તરફ જોયું. બીરબલે તરત જ મીયાંજીને શાંત કરતાં ઉમેર્યું, "મારી મતલબ છે, આપ રોતા નથી—મોં જ એવું છે."

"શું કહેવું? આપ બિલકુલ ખરા છો." જમ્મુએ શાંત રહી કહ્યું. અને પછી હળવે રહી બોલ્યો, "કવિરાજ, સાંભળ્યું છે આપની બીબી બહુ સુંદર છે!"

"જી, હાં." બીરબલે તરત જવાબ આપ્યો. "મારો પણ એ જ ખ્યાલ હતો, પરંતુ જ્યારથી મેં આપનાં બેગમસાહેબાને જોયાં ત્યારથી એ ખ્યાલ ખોટો હતો તેની ખાતરી થઈ ગઈ છે."

સાતઆઠ મનસબદાર ઊભા હતા. બધા હસી પડ્યા. યુસુફને પણ હાથ મસળતાં ને હોઠ કરડતાં આ બધું એક વખત જોવું પડ્યું. રતનસિંહ નામના એક રજપૂતે મશ્કરી ચાલુ રાખી, "તો આપની શાદી થઇ ગઈ છે?"

"શાદી?" નાસીર બોલ્યો. "ખુદાની મહેર છે, એક છોકરોય ઝૂલતો હશે!"

"બસ, એક જ?" રતનસિંહ બોલ્યો.

પોતે બીરબલની જરા ગમ્મત કરવા શક્તિશાળી છે એવું ભાન જાગ્રત થતાં મીયાં જમ્મુ બોલ્યો "જુઓને કવિરાજ! આ અમારા રતનસિંહ આપની જ ઉમ્મરના છે, પરંતુ ચાર ચાર છોકરાંના પિતા છે."

"જી, આપ બધાની શી વાત કહેવી?" બીરબલે નિર્દોષ મોં રાખી કહ્યું. "આપ બધાને ત્યાં સિપાઈઓ રહે છે—જ્યારે હું તો એકલો છું, ગરીબ છું. આપની બરોબરી હું કદાપિ નહિ કરી શકું."

બધા 'ઊંહ' કરી રહી ગયા. રજપૂત રતનસિંહ ઊંચો-નીચો થઈ ગયો. તે બોલ્યો. "શું આને કહે છે સામ, દામ ને ભેદ!"

"નહિ, આ છે મજાકનો વેદ," નાસીર દાંત ચાવી બોલ્યો. યુસુફ જે અત્યાર સુધી ચૂપચાપ ઊભો હતો, તે સ્વગત બોલવા લાગ્યો, "હજુ પૂરો શીખ્યો નથી—શિખવાડવો પડશે."

પરંતુ આ શબ્દો ઉચ્ચારાય તે પહેલાં તો બીરબલ ક્યારનોય ત્યાંથી ચાલતો થઈ ગયો હતો.

બીરબલે પોતાની હવેલીમાં પગ મૂક્યો ત્યારે કાકી અને કાકીનાય કરતાં વહાલા કાકાના દર્શનની ઇચ્છા રાખી હતી; પરંતુ

બન્નેમાંથી કોઈ સામે ન આવ્યું. ઊલટું હજુ ઘરના બારણામાં પગ મૂકે તે પહેલાં કોઈ બે અજાણ્યા હાથોએ તેના પગ પકડ્યા.

"હાં...હાં, ઊભા થાઓ...આ શું ? આપ ક્યાંથી પધારો છો ?" બીરબલે આશ્ચર્ય અને ગભરામણમાં વંદન કરનારને ઊભો કરી પૂછ્યું.

"હું કેશવદાસ."

"કોણ, કવિ કેશવદાસ ?" બીરબલે આંખો ફાડી ચિત્કાર કર્યો. 'કવિ કેશવ ! પ્રવીણસાગરગ્રંથના અદ્દભુત પ્રણેતા ? મહાકવિ, તમે મારે ત્યાં ? ને આ શું ? આપ મને પગે લાગી મહાપાતકમાં નાખો છો, કવિરાજ ! પધારો, પધારો, મારા આ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા હવે આપને થોડા દિવસ અહીં જ રહેવું પડશે. શું કહું ? નર્તિકા રાયપ્રવીણને આપે અમર બનાવી દીધી છે !"

"જી," એક શ્વાસે બોલતા બીરબલને શાંત કરવા, બિલકુલ વિનમ્રપણે કવિ કેશવ બોલ્યો. "મેં એને અમર નથી બનાવી. એ તો મરી રહી છે. એને બચાવવા હું આપની પાસે આવ્યો છું. અહીં આ રહી રાયપ્રવીણ." એટલું કહી બીરબલની પીઠ તરફ તેણે ઈશારો કર્યો.

ઓડછાનરેશની બહુ પ્રખ્યાત નર્તિકા રાયપ્રવીણ નીચું માથું કરી ઊભી હતી. તેના સૌંદર્યની સુવાસ અને તેની નૃત્યકલાની પ્રશંસા અકબરશાહના રાજ્યના એક છેડેથી બીજે છેડે સુધી પ્રસરી ગયાં હતાં. બીરબલ પોતાના જ આંગણામાં રાયપ્રવીણને આભો બની જોઈ રહ્યો.

"પધારિયે, લલિતકલાની સૌંદર્યમૂર્તિ...આજે આ બ્રાહ્મણને ઘેર ?"

"સામ, દામ અને ભેદની મદદ લેવા." રાયપ્રવીણે મીઠો ટહુકો કર્યો.

કવિ કેશવ પાસે આવી વચમાં જ બોલવા માંડ્યોઃ

"બીરબલજી, હું રાજદરબારમાં જ હતો. મુલતાનના મીરઝાની ઇજ્જતદૌલત આપે કુનેહથી બચાવી, એવી જ રીતે હવે ઓડછા-મહારાજ ઇંદ્રજિતની પણ ઇજ્જત આપને હાથ છે, બચાવો."

"કવિરાજ, આપ મને બધી વાત સવિસ્તર કહો."

"સાંભળો ત્યારે, બીરબલજી! મહારાજ ઇંદ્રજિતની એક તુચ્છ બેદરકારીને મોટું સ્વરૂપ આપી, યુસુફખાને દિલના દરિયાવ બાદશાહને બહેકાવ્યા છે. મહારાજને એક લાખનો દંડ કર્યો છે અને રાયપ્રવીણને શાહી જનાના માટે હમેશને માટે મોકલવા ફરમાન મોકલ્યું છે. રાયપ્રવીણના એક જ પ્રાણાધાર છે-ઓડછાનરેશ."

"અને ઓડછાનરેશનાં પ્રાણાધાર છે રાયપ્રવીણ—આખી દુનિયા જાણે છે." બીરબલે મુગ્ધ બની કહ્યું.

"તો મુસાહિબે દાનિશમન્દ! તમે ઓડછાને બચાવો. રાયપ્રવીણની અને રાજા ઇંદ્રજિતની ઇજ્જત આપના હાથમાં છે."

બીરબલ બહુ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. તેના મનમાં શું ઘોળાતું હતું તે જાણવાની કવિ અને નર્તિકા પ્રવીણને તાલાવેલી લાગી હતી. બીરબલ રાયપ્રવીણને નીરખી રહ્યો હતો. તેણે સહજ સ્મિત કર્યું અને બોલ્યો, "રાયપ્રવીણના કેવળ નામ ઉપર ઘણાયે રાજાઓ જાન કુરબાન કરવા તૈયાર છે, તો પછી બાદશાહ પણ એક રાજા જ છે. સુંદરી, કાલે આપ નિઃસંકોચપણે, મુકરર કરેલા સમયે રાજદરબારમાં પધારો અને આપનું શ્રેષ્ઠ નૃત્ય દેખાડી આપની બધી કલા એમાં ભરી દો—"

"પછી?" આસ્તેથી પ્રવેશ કરતો ઉસ્તાદોનો ઉસ્તાદ તાનસેન બોલ્યો.

"તાનસેનજી, પધારો. શું આપની શિષ્યાને મળવા આવ્યા છો?"

"ના, તમને. એ મારે ત્યાં જ ઊતર્યાં છે. નૃત્ય પછી શું, બીરબલજી ?" ઉસ્તાદે પોતાની શિષ્યા માટે અતિ આતુરતાથી પૂછ્યું.

"પછી શું ? સુંદરી, સૌંદર્ય ને કલા નષ્ટ કરવા માટે નથી, પરંતુ નીરખવા માટે તો જરૂર છે જ. બાદશાહને નીરખવા દો; પછી જોઈ લેવાશે કે કવિઓઘેલો બાદશાહ સૌંદર્યને ને કલાને નષ્ટ કરવાનો માર્ગ લે છે કે વિકસાવવાનો. આપ નચિંત રહો. હાં, ઓડછા-નરેશ કેટલા ભાગ્યવાન છે !"

"અત્યારે તો હું ભાગ્યવાન છું કે આપ જેવા..."

"હાં—હાં." બીરબલે રાયપ્રવીણને ઉપકાર માનતી અટકાવી દેતાં કહેવા માંડ્યું. "મારાથી સંભાળજો; હજી હું કુંવારો છું."

કવિ, કવિતા અને સંગીત હસી પડ્યાં.

એ જ રાતે ભીંતમાં ખોસેલી એક જ મશાલથી વધુ અંધારી લાગતી આગ્રાની એક કંગાલ ગલીમાં, એ મશાલ નીચે, ગરીબ વેશે દિલ્હીનો બાદશાહ અને તેનો માનીતો મિત્ર બીરબલ ઊભા હતા. મશાલના સળગતા કાકડા તરફ પતંગિયાં ઊડી અગ્નિમાં હોમાતાં હતાં અને બાદશાહ ધ્યાનપૂર્વક તે જોઈ રહ્યો હતો. થોડી ક્ષણ જોઈ રહ્યા પછી બાદશાહ બોલ્યો: "શમામાં પરવાના કેમ બળી મરે છે ?"

"હજૂર, બેવકૂફ છે."

"કોણ ? હું કે પરવાના ?" બાદશાહે ચમકીને વાંખી આંખે પૂછ્યું.

"પરવાના." બીરબલે સહેજ હસતાં કહ્યું.

"કેમ ?" બાદશાહે ચાલતાં ચાલતાં પૂછવા માંડ્યું.

"જિંદગીનો મકસદ છે જીવવું—મરવું નહિ, હજૂર !"

"હજૂર નહિ, જમાલ!" એક ઘોબીને સામેથી આવતો જોઈ ચેતવતાં બાદશાહે ધીમેથી ઈશારો કર્યો.

"હાં, તો મીયાં જમાલ!" બીરબલે કમાલના વેશમાં જમાલને કહેવા માંડ્યું, "એક ખૂબસૂરત ઔરત શમા છે. એને અડવાથી ઈન્સાન બેવકૂફ બને છે—મરી જાય છે. ઘણા ઇન્સાન ઈન્સાન નથી રહેતા તેનું કારણ છે શમા. શમા હમેશાં દેખાડતી આવી છે કે ખૂબસૂરતીને દૂરથી જુઓ; અડશો તો બળી મરશો."

"વાહ રે ભઈ વાહ!" જોરથી અને બીરબલને ખભે હાથ ઠોકતાં એક ગરીબ આહીરે પ્રશંસા કરી. "ભાઈ, તું તો બીરબલના મુકાબલાનો છે. દરબારમાં જા, બાદશાહસલામત તને મહોરોથી મઢી દેશે."

આહીર ખૂબ બાજુમાં હોવાથી બીરબલ બેચેન થયો. પરંતુ બાદશાહની સ્વસ્થતા કાયમ હતી. શમાની વાત ભૂલવા માટે બીરબલે આહીરને કહ્યું, "હવે રહેવા દે! જોયા છે તારા બાદશાહ..."

"અરે તારી...સા...અમારા બાદશાહનું...તું..." એટલું કહી આ હિંદુ આહીર પોતાના બાદશાહનું અપમાન કરનાર કમાલિયાને પોતાની ભણી ખેંચે તે પહેલાં તે જમાલને જોઈ રહ્યો. એક ક્ષણમાં તેની આંખો ફાટી ગઈ. બાદશાહને તેણે ઓળખી લીધો. ગાંડા માણસની માફક તે ચીસો પાડતો આખા મહોલ્લાને જગાડવા લાગ્યો: "અરે, આવો—જગુ મુન્શી, અનવર...આવો બાદશાહ-હજૂર......"

જોતજોતામાં મહોલ્લાના ગરીબજનો જે ઘરબહાર જ બેસીને ગપ્પાં મારતાં હતાં તે ધાંધલ મચાવતાં દોડી આવ્યાં. જમાલ-કમાલને ખેલ બગડતો લાગ્યો. એવામાં એક ઢોલકી પેલા આહીર તરફ

જતો હતો. ચાલાકીથી તેની ઢોલ ખૂંચવી દિલ્હીનો બાદશાહ રસ્તા પર બેસી ગયો. અને તેનો મુસાહિબે દાનિશમન્દ—બુદ્ધિમાન મંત્રી-કમ્મરે હાથ દઈ તાતાથૈ તાતાથૈ બોલતો બિનઆવડતને લીધે ફાંફાં મારી નાચવા લાગ્યો.

બાદશાહનું નામ સાંભળી આબાલવૃદ્ધ બધાં દોડયાં, પરંતુ ઢોલકિયાને જોઈ બધાં આહીરની મશ્કરી કરતાં બોલ્યાં:

" હત્ તેરી ! આહીર તે આહીર ! અરે કયાં બાદશાહ અકબર અને કયાં આ ભાંડ...! "

એમ કહી ઢોલકની સાથે તાલ પુરાવતા બધા આનંદે ચડયા. 'ભાંડ' શબ્દ સાંભળી બન્નેયે ક્ષણિક ક્ષોભ અનુભવતાં આંખો બંધ કરી ઉઘાડી, પરંતુ છૂપાવેશે નગરચર્યા જોનાર બાદશાહે આવા વલણ પ્રત્યે તટસ્થ જ રહેવું રહ્યું. બાદશાહ ઢોલકની ધૂનમાં શમાને ભૂલવા માંડયો.

બીજે દિવસે દીવાનેઆમ ભરાયો અને ઓડછાની મુલ્કમશહૂર નર્તિકા રાયપ્રવીણે એક બાજુ હિંદુસ્તાનના બાદશાહ અકબર અને બીજી બાજુ સંગીતના બાદશાહ તાનસેનની વચ્ચે પોતાની નૃત્યકલામાં સર્વેને આંજી નાખવાનો પ્રારંભ કર્યો. તાનસેનનું સંગીત અને તાનસેનની શાગીર્દ, ને પ્રીતમની ઈજ્જત બચાવવા પ્રેમઘેલી પ્રેયસીની દઢતા, પછી બાકી શું રહે? બાદશાહની આંખોમાં નશો છવાવા લાગ્યો. રૂપરૂપનો અંબાર વેરતી, અંગવિન્યાસનાં અનેક કામણ કરતી નર્તિકા રાયપ્રવીણ આંખો, આંગળીઓ અને હાથપગના અભિનયથી, વળાંકોથી એક પછી એક દરેક દરબારીની આંખમાં, હૃદયમાં ને મનમાં ફરવા લાગી. સંગીતદેવતા તાનસેનના કંઠે વાતાવરણ બદલી નાખ્યું હતું.

આગ્રા, દરબારને બાદશાહ–બધાં બધું ભૂલી ફૂદડીઓ લેતી રાયપ્રવીણને જોઈ રહ્યા હતા. બાદશાહની આંખોમાં રાયપ્રવીણ ઘડીકમાં

બહિસ્તની અપ્સરા તો ઘડીકમાં દોઝખની ભડભડતી શમા જણાવા લાગી. અંતે રાયપ્રવીણ અને શમા એક થઈ ગયાં.

નૃત્ય બંધ થયું અને રાયપ્રવીણ બાદશાહના સિંહાસન આગળ કદમબોસી કરવા ઝૂકી પડી ત્યારે સભાજનો આસમાનમાંથી નીચે ઊતર્યા. શમા હોલવાઇ ગઈ. અને બાદશાહે ધીમેથી મોં ઊંચું કરતી સુંદરી રાયપ્રવીણને જોઈ.

"વાહ, રાયપ્રવીણ! અદ્દ્ભુત, અદ્દ્ભુત, માગ, શું ઇચ્છે છે?"

"જહાંપનાહ, ઓડછાનરેશનો દંડ માફ થાય એવી શાહી મહેરબાની મેળવવા રાયપ્રવીણ વિનંતિ કરે છે." શકરાની માફક તક ઝડપવાની રાહ જોઈ રહેલા બીરબલે તરત કહી દીધું.

"માફ!" બાદશાહે કહ્યું. "બીજી શી વિનંતિ છે?" બીજી બક્ષિસ માગવાને નૃત્યનું ઘેન પામેલા બાદશાહે કહ્યું. રાયપ્રવીણ બીરબલની સૂચનાથી, બીરબલના પ્રોત્સાહનથી કહેવા લાગી:

"બિનતિ રાયપ્રવીનકી, સુનિયે ચતુર સુજાન!
જૂઠી પાતર ભખત હૈ, બારી, બાયસ, શ્વાન."[1]

બાદશાહના હૃદય પર કોઈએ લોખંડી પંજો માર્યો, પરંતુ હજારો ઘા મારનાર બાદશાહ અકબર આ ઘાને જીરવી શક્યો. હીરાજડિત હાર રાયપ્રવીણ પર નાખતાં બાદશાહ ઊભો થઈ બોલ્યો, "તાનસેનમીયાં, તમારી શાગીર્દ તમારું નામ રોશન કરશે. ઓડછાનરેશને ત્યાં બે દિવસ જવાની તમારી અરજ મંજૂર છે. કાલે રાયપ્રવીણ સાથે જ રવાના થવું હોય તો રાજદરબાર તમારા આનંદમાં ભંગ કરવા નહિ ઇચ્છે."

---

૧ ચતુર બાદશાહ રાયપ્રવીણની વિનંતિ સાંભળો. જૂઠું ભોજન હમેશાં બારી (ભિખારીઓની એક જાત), કાગડો અને કૂતરો ગ્રહણ કરે છે.

"જય હો મહાબલી અકબર!" રાયપ્રવીણ અશ્રુભરી આંખે બોલી.

"અમર રહો કૃપાનિધાન!" તાનસેન ધીમે અવાજે બોલ્યો.

"અમર તપો કૃપાનિધાન." ધીમે રહી બીરબલે ઉમેર્યું.

બાદશાહે બીરબલ તરફ એક નજર કરી ચાલવા માંડ્યું. બીરબલ નીચી નજર કરી જોઈ રહ્યો હતો.

ને યુસુફ પણ બધી સભા સાથે તેને જોઈ રહ્યો હતો; પરંતુ તેનાં અંગેઅંગમાં આગ પ્રજળી રહી હતી.

તે ત્યાંથી આગળ ચાલ્યો. ઉનાળામાંયે શ્રાવણ મહિનાનો ખ્યાલ કરાવનાર બાબરશાહનો શાહી બગીચો પણ યુસુફની આગને શાંત કરવા નિષ્ફળ નીવડ્યો. તેના હૃદયની આગ આસ્તે આસ્તે જ્વાળામુખીનું રૂપ લેતી હતી અને તેમાં અબ્દુલ્લા, નાસીર, રતન આદિનો ઓછો હિસ્સો ન હતો.

"આપ, એટલે કોણ?" નાસીરે પોતાનું પારાયણ ચલાવ્યું. "ખાન મારું કહ્યું માનો, મરીશ પછી તો યાદ કરશો. સાંભળી લ્યો, બાદશાહસલામત સાંઈ બનવા માંડ્યા છે. હું અર્જ કરું છું કે કેટલી મહેનત અને પરેશાનીથી આપણે ઓડછાના ઉદ્ધત રાજાનું મોં નીચું કરાવ્યું, અને લાખોમાં એક, સીર્ફ શાહી મહેલમાં જ રહેવી જોઈએ એવી એક હૂરને આપે પેશ કરી--પરંતુ, કંઈજ નહિ. અરે એમને નહોતી પસંદ તો આપને તો હતી? આપને તો હજૂર પોતાના જમાઈ તરીકે માને છે!"

"આ બ્રાહ્મણ ઈસ્લામની શાનને જોખમમાં નાખશે." રતનસિંહ સહેજ નિર્બળતાના જુસ્સાથી બોલવા માંડ્યો. "એને ઠીક કરવો પડશે, સરકાર!" સ્વત્વ ગુમાવવાની તૈયારીમાં આવેલો રતન પેટનો બળ્યો ગામ બાળવા નીકળ્યો. મશ્કરીમાં મુદ્દા ન સમજનારો

રતન મશ્કરીને ગંભીર વાત સમજી બેઠો હતો. બીરબલ સાથે એને જુગજુગનાં વેર બંધાઈ ગયાં હતાં.

જવાબમાં યુસુફે એક શબ્દ પણ ન કહ્યો.

બીજે દિવસે તેણે ખાસ માણુસોને બોલાવ્યા.

ત્રીજે દિવસે ખાસ માણુસોએ પોતાના ખાસ માણુસો બોલાવ્યા.

ચોથે દિવસે નાના સરદારો, હજૂરિયાઓ અને ખુશામદ-પરસ્તો ભેગા થયા.

એમણે નિશ્ચય કર્યો કે બાદશાહના ભલાને ખાતર એમણે બીરબલને હમેશને માટે ખસેડવો; પરંતુ કેટલાક શાણા સરદાર વચમાં પડ્યા. અકબરશાહ ગુસ્સામાં હોય ત્યારે કોઈના રહેતા નથી, એ તેમનાં પટ્ટરાણીથી માંડીને તે પહેરેગીર, અને વઝીરથી માંડીને વાઘરી સુધી બધાં જાણુતાં હતાં; આથી તરકીબથી કાંટો દૂર કરવાનો નિર્ણય થયો.

પાંચમે દિવસે અબ્દુલ્લાએ, બીરબલનું નામ બતાવ્યા વિના, મશ્કરા મૌલવી દોપ્યાઝા પાસે એક તરકીબ દેખાડવા કહ્યું, અને એમની પાસેથી એ જાણી અબ્દુલ્લા અને રતને યુસુફને તે અજમાવવા કહ્યું.

છઠ્ઠે દિવસે બાદશાહના ખાસ હજામ કાળિયાને યુસુફે બોલાવ્યો. પચાસ હજાર રૂપિયાની લાંચ આપવાનું નક્કી થયું. બે હજાર તરત જ રોકડા આપ્યા. અને અન્ય સરદારોને દેખાડતાં યુસુફે કહ્યું, “જો અમે કહીએ છીએ તેમ જહાંપનાહની હજામત કરતી વખતે તારે બોલવું. બસ, પછી અમે બધા તારી મદદે છીએ, પરંતુ ખબરદાર, કોઈનેય આ વાતની ખબર પડી...તો...”

"ના રે ના, માબાપ!" કાળિયાએ કપાળ પરથી પસીનાનાં રેળા લૂછતાં, અને પચાસ હજાર રૂપિયાનું નામ સાંભળી જીભમાંથી બોલવાનું ચેતન ગુમાવવાથી, થોથરાતાં કહ્યું, "આપ બેફિકર રહો, જો કોઇને પણ ખબર પડી તો હું પોતે જ આત્મહત્યા કરી લઈશ..." એમ કહી બે હજાર રૂપિયાની થેલી ઉઠાવી પાગલ માણુસની જેમ એ બહાર ચાલ્યો ગયો.



# [ ૮ ]

"રસ્તો છોડી દો !" ઉમા બોલી.

"નહિ છોડું. અહીં સૂઈ રહીશ." પોતાની માનસિક શક્તિની છેલ્લી હદે પહોંચેલો પંડિત વિદ્યાધર સૂતાં સૂતાં બોલ્યો.

"ભલે ત્યારે સૂઈ રહો. મને જતાં અનુકૂળતા થશે." કાલીમાતાનો મંદિરના છેલ્લા પગથિયા પર અકળાઈને ઊભી રહી ગયેલી ઉમા બોલી. પગથિયા આગળ વિદ્યાધર સૂતો હતો. ત્રણ ત્રણ દિવસથી વિદ્યાધર ઉમાને જે ધમકી આપી રહ્યો હતો તે આજે તેણે ખરી પાડી હતી. ઉમાના શબ્દો સાંભળી સહેજ આશ્ચર્યમાં તે બોલ્યો, "તો મારા પેટ પર પગ મૂકીને જશો?"

"તમારી એમ ઇચ્છા હોય તો એમ કરીશ." ઉમાએ ઠાવકે મોઢે કહ્યું. વિદ્યાધરને ગમે ત્યારે પાણી પાણી કરી નાંખવાની તેનામાં શક્તિ હતી.

"ના, તો પછી મારી જરાય ઇચ્છા નથી, ઉમા." ગુસ્સાને નરમ કરતાં વિદ્યાધર બોલ્યો.

"તો મને જવા દો, વિદ્યાધર, મોડું થાય છે. પિતાજી વાટ જોતા હશે." દયામિશ્રિત આંખે ઉમાએ તેના તરફ જોઈ કહ્યું. વિદ્યાધર તેને ક્રૂરતા સમજ્યો. તે બોલ્યો, "આજે મેં નિશ્ચય કરી

લીધો છે. બોલવામાં ભલે હું તમને ન જીતી શકું, પરંતુ હૃદયના ત્રસ્ત તરંગો પ્રત્યક્ષ કરવામાં અને કુમળી લાગણી તમારી સંમુખ મૂકવામાં મને તમે નહિ પહોંચો." વિદ્યાધરે બને તેટલી પાંડિત્યભરી રીતે કહેવા માંડ્યું. ઉમાને વિદ્યાધરના આ હાસ્યાસ્પદ વેવલાપણાથી હસવું આવી ગયું. મહેશને બહુ પ્રિય એવી કાલીમાતાનું દર્શન કરવા આવેલી ઉમા પૂજાથાળ લઈ મંદિરના પગથિયા ઉપર બેસી ગઈ. તેને ખાતરી હતી કે વાંદરાની માફક કૂદાકૂદ કરી પંડિત વિદ્યાધર તેને રોકવાનો જ. પ્રેમની ખરી ખોટી ઘેલછામાં પુરુષો આવા મૂર્ખા કેમ બની જતા હશે એ વિષે ઉમાને હમેશાં વિમાસણ થતી હતી. પોતાના પગ આગળ સૂઈ જનાર પંડિત વિદ્યાધર અને અદેખાઈમાં પોથીઓ પછાડી 'ભીરમલ' પર ક્રોધ વેરતા સૌથી ડાહ્યા પરંતુ સૌથી મૂરખ પોતાના પંડિત મહેશમાં તેને ખાસ ફરક ન દેખાયો; એટલું કે વિદ્યાધરનો દેખાવ તેના સ્વભાવ પ્રમાણે મોળો હતો, મહેશનો અભિનય તેના હૃદયને ડોલાવી દેતો.

પહેલાં એ હમેશ કાલીમંદિરે નહોતી આવતી; પરંતુ હમણાં રોજ એ આવતી. કારણ? અલબત, મહેશ.

આ જ મંદિરની સામે, બાજુમાં કે પછવાડે ફરતાં કે બેસતાં મહેશે ઉમાને ધર્મવિવાદો, નીતિવિવાદો અને પ્રેમવિવાદોમાં મહાત કરી હતી. મંદિરનાં પગથિયાં અને વૃક્ષો પાસે તેને મહેશનું સ્મરણ પ્રત્યક્ષ થતું જણાતું. કાલીના મંદિરમાં આવવાથી તેને હૂંફ મળતી.

ઉમાને હૈયે વેદના ભરી હતી. તેને શાની ઊણપ હતી? મા ન હતી, પરંતુ માની ખોટ પૂરી પાડી શકે તેવો બાપ, વૃદ્ધ પંડિત રમાનાથ હતો. પૈસાની ઊણપ ન હતી. પ્રેમ હતો. યૌવન હતું. કલા–જ્ઞાન હતાં. કુલીનતા હતી. છતાં અત્યારે તે સૌથી વધારે એકલતા અને વધુ નિરાધારપણું અનુભવતી હતી. કંટાળો આપવા

છતાં વિદ્યાધરના મિથ્યા પ્રલાપો ઉમાને મહેશનું વધુ સ્મરણ કરાવતા, તેથી તે જે કંઈ બોલતો તે હસીને સાંભળી લેતી.

પરંતુ આજે વિદ્યાધર પંડિત છેક હાથથી ગયો હતો. ભાંગ નહોતી પીધી એ સ્પષ્ટ હતું. ગાંજાઅફીણથી એ બાર ગાઉ દૂર નાસનાર પ્રાણી હતું; છતાં આજે શું પીને વિદ્યાધર આવ્યો હતો કે વિનોદમાં ભલભલાને મહાત કરી દેનારી ઉમા અકળામણમાં પડી ગઈ?

થોડીવાર બન્ને ચૂપ રહ્યાં. જ્યારે વિદ્યાધર ઉમાને એકીટસે જોઈ રહેતો ત્યારે ઉમા નીચું જોઈ રહેતી અને જ્યારે ઉમા વિદ્યાધરને જોવા માંડતી ત્યારે વિદ્યાધર નીચું જોઈ લેતો. તેના હૃદયમાં જાણે હજાર ઘોડા દોડી રહ્યા હતા. ઉમા ઓચિંતી ઊભી થઈ ગઈ. વિદ્યાધર પલકમાં તેની સામે ઊભો રહ્યો.

"વિદ્યાધર, મંદિરને પગથારે આપણે વાતો કરીએ એ ઠીક નથી."

"તો સામે વડલાને ઓટલે બેસો. પરંતુ મારી બધી વાત સાંભળવી પડશે. આજે હું તમને નહિ જવા દઉં."

"તમારી બધી વાતો સાંભળી લઉં તો પણ?" મીઠો કટાક્ષ કરતાં ઉમા બોલી.

"ના, તમે ન્યાયની દેવી ન બનો ત્યાં સુધી નહિ જવા દઉં."

"પંડિત, ન્યાય તો ન્યાયધીશો આપે છે—અને દેવીનું કામ છે બોલ્યા વિના પૂજા સ્વીકારવાનું." ઉમાએ અડપલું કર્યું.

"વાહ, વાહ! એ જ મારે કહેવાનું છે. તમે પૂજા સ્વીકારો. સ્વીકાર્યે જાઓ." વિદ્યાધર ઊછળી પડી બોલ્યો.

"પરંતુ હું ન્યાયધીશ પણ નથી અને દેવીયે નથી."

"ઉમા, મારી નજરમાં તમારી જાતને ઉતારી પાડવા તમે ગમે તેટલું બોલો પરંતુ હું તમારી કોઈ વાત માનનારો નથી." પોતાના અવાજમાં બને તેટલો દૃઢ નિશ્ચય દર્શાવતાં પંડિત બોલ્યો.

"એની મને ખાતરી છે." વડલાના ઓટલા પર બેસતાં ઉમા બોલી. વિદ્યાધરને તેની અસર ન થઈ.

"તો પછી ઉમા..." કટાક્ષને પ્રશંસા માની તેની અડોઅડ બેસતાં વિદ્યાધર બોલ્યો.

"પછી શું?"

"ઉમા, આપણાં લગ્ન બાબતમાં પંડિતજી આઘાપાછા કેમ થાય છે?"

"મને ખબર નથી." કંટાળતાં ઉમા બોલી.

"પંડિતજી આઘાપાછા નથી થતા, તમે થાઓ છો—અને તેનું કારણ હું બરાબર જાણું છું, ઉમા; કહો મહેશમાં શું છે અને મારામાં શું નથી?"

પોતાનો હૃદયભાર જાણે હળવો કરી મૂકતો હોય તેમ ઊંચે અવાજે વિદ્યાધર બોલી ઊઠયો. ઉમાને જવાબ વાળવાનું મન થયું; પરંતુ ઉમળકો જતો રહ્યો હતો. રસિકતા અને કલાને પેખનારી ઉમાને ક્રોધ કરતાં વિશેષ મૂર્ખ વિદ્યાધરની દયા આવી. મહેશની અદેખાઈમાં વધારે મૂર્ખ, અને કેવળ મૂર્ખ દેખાતા વિદ્યાધરના ઉશ્કેરાયેલા મુખ તરફ સ્મિત કરતાં ઉમા બોલી: "વિદ્યાધર, એક વાતની તમારે પુરુષોએ કોઈ દિવસ દલીલ ન કરવી કે સ્ત્રીને શું, કેમ, શા માટે ગમે છે? સ્ત્રી પોતાને સમજી શકતી નથી તો પુરુષો સ્ત્રીઓને શું સમજવાના હતા?"

"એટલે, હવે પછી મારે કંઈ ન બોલવું?" વિદ્યાધરે એટલી સહજ નિર્દોષતાથી કહ્યું કે ઉમા વિદ્યાધરને કોઈપણ રીતે સમજાવવું નિરર્થક સમજી, હસી પડી.

"કહી દોને કે અત્યાર સુધી હું મૂરખ બની મલકાતો હતો અને તમે જોતાં હતાં. હું બકતો હતો ને તમે ક્ષણિક આનંદ માણવા મારી સાથે રમતાં હતાં. કદાચિત હું તમારા જેટલો વિદ્વાન નથી, એટલે કયાંય ભૂલ કરી બેસતો હઈશ, પરંતુ એક બાબતમાં હું જરાય ભૂલતો નથી કે, ઉમા, તમે નિષ્ઠુર છો. તમારામાં લાગણી, વહાલ, સ્નેહ છે જ નહિ."

"મારામાં બહુ છે!" હસતી ઉમા વિરોધ દર્શાવતાં બોલી.

"કોના ઉપર? મારા ઉપર?" આવેશમાં ઊભો થઈ જતાં વિદ્યાધર બોલ્યો.

"હા." ઉમાએ બાળક આગળ મીઠાઈ વેરવા માંડી.

"ઉમા!" આંખો લીંબુ જેવી કરતાં 'બાળક' આનંદમાં ઊછળીને બોલ્યો.

"તમારા પર મને વહાલ છે." ઉમાએ મીઠાઈ મોં આગળ ધરી.

"ઉમા, હું મૂરખ છું, સ્ત્રીને નથી ઓળખતો. ફરી એક વાર બોલો."

"તમારા પર મને બહુ વહાલ..." મીઠાઈ મોંની લગોલગ આવી. બાળકે મોં ઉઘાડ્યું.

"ઉમા!" કોઈ ત્રીજાએ જ વચમાં બૂમ પાડી. અત્યાનંદમાં આસમાનમાં ઊડવા માંડેલો વિદ્યાધર જમીન પર પછડાયો. બાળક આગળની મીઠાઈ અદૃશ્ય થઈ ગઈ. તેણે એ નવા પુરુષ તરફ ઝેરી આંખે જોયું—તે હતો તેના ગામનો વૃદ્ધ રખેવાળ નૂરખાન.

ઉમા હવાની માફક ઊડી તેની પાસે દોડી ગઈ. નૂરખાને ફાટેલી બંડીમાંથી એક કાગળનો ટુકડો કાઢી ઉમાના હાથમાં મૂક્યો. ઉમા ઊછળતે હૈયે વાંચવા માંડી.

**प्रेम सत्यं तयोरेव ययोर्योगवियोगयो:।**
**वत्सरा वासरीयन्ति वासरीयन्ति वत्सरा:॥[1]**

વૃદ્ધ નૂરખાન ઉમાના ઉમંગોને પારખી ગયો હતો. આનંદ અને ટીખળમાં તેણે મહેશના કુશળ સમાચાર કહ્યા. સારું હતું

---

૧. પ્રેમ તેઓનો જ સાચો છે, જેઓના વિયોગમાં વર્ષ દિવસ સમાન અને દિવસ વર્ષ સમાન લાગે છે.

કે આગ્રા દૂર હતું નહિ તો આ પ્રેમદાએ નૂરખાનને સાત દિવસમાં બે દિવસ છાનોમાનો મહેશની ખબર લેવા મોકલ્યો હોત !

"બેટા, પંડિત બહુ મોટો થઈ ગયો છે. ખુદા ખેર કરે, પરંતુ એને બહુ દૂર રાખવો ઠીક નથી." વૃદ્ધ નૂરખાને મહેશ માટે કહ્યું. પછી ધોળી દાઢી થોડી વાર હલાવી બોલ્યો, "બેટા, લગામ ઢીલી રાખેલો ઘોડો ભાગે છે ને લગામ વિનાનો ઘોડો ફાવે તેમ દોડે છે; બુઝર્ગોના બોલ છે." બુઢ્ઢો એટલું કહી દાઢી પંપાળતો ચાલવા માંડ્યો. ઉમાએ એ ગરીબ મીયાંને થોડી બક્ષિસ આપી દીધી હતી.

આટલી હદ સુધી ઉમા પહોંચી ગઈ હતી ? વિદ્યાધર અવાક બની તેને જોઈ રહ્યો હતો. નૂરખાનના જવા પછી દાંત ચાવતો વિદ્યાધર ઉમા પાસે આવી ઊભો.

"નિષ્ઠુર, ઘાતકી, નિર્દય !" શક્ય તેટલો તિરસ્કાર દેખાડવાનાં ચોખ્ખાં ફાંફાં મારતો વિદ્યાધર બોલ્યો.

"શું છે પંડિત ?" ઉમાએ પાછી મીઠાઈ વેરવા માંડી.

"હું બાળક નથી, મારી આગળ ઢોંગ ન કર, તારા મીઠા શબ્દો ! ઓહ ! નિર્દય ! થોડીક ક્ષણો પહેલા મને કહી રહી હતી કે મારા પર તને બહુ વહાલ છે—"

"હજુ પણ કહું છું." ઉમા એવા જ વહાલભર્યા અવાજે બોલી. વિદ્યાધર એકદમ હાંફતો બોલ્યોઃ "હજુ પણ કહે છે ! આ સંદેશા કોના છે ? હું જાણું છું, મહેશના. અને છતાં કહે છે મારા પર તને બહુ વહાલ છે, નિષ્ઠુર, નિર્દય, ઘાતકી !"

"પરંતુ હું સાચેસાચ કહું છું." ઉમા મીઠું મીઠું ટહુકી. 'બાળક' મોં ઉઘાડવા માંડ્યો પણ પાછો હોંશિયાર થઈ ગયો. મીઠાશ મિથ્યા હતી. વિદ્યાધર બાળક મટી ગયો; માત્ર મૂર્ખ જ બની એ બોલ્યોઃ

"ઉમા, સ્ત્રીઓનું આભૂષણ લજ્જા છે. સ્ત્રીઓનું સ્ત્રીત્વ વિનય છે. એનાથી તું દૂર ન થા."

"પંડિત, તમે હજુ મારું વાક્ય પૂરું સાંભળ્યું છે? તમારા પર મને બહુ વહાલ આવે છે—નાના ભાઈ પર આવે તેમ. તેનું ચીડાવું, હસવું, બોલવું, નિર્દોષતા અને સરળતા બહેન હમેશાં બહુ વહાલથી જોઈ રહે છે."

"ઉમા...!" વિદ્યાધર અવાજ કાઢ્યા વિના બોલ્યો અને પછી પૂતળાની માફક ઊભો રહ્યો. તેની જીભમાંથી વાચા અને આંખમાંથી નૂર ઊડી ગયાં હતાં. ઉમા આનંદમાં અને ઉત્સાહમાં, જતાં જતાં, વિદ્યાધરના હાથને વહાલથી સ્પર્શી એ ચાલી ગઈ.

"આટલો મોટો આઘાત હું કેમ સહન કરીશ?" ઉમા થોડે દૂર ગઇ પછી પોતાને ઉદ્દેશી ક્ષીણ થઈ ગયેલા અવાજને ઊંચો કરી વિદ્યાધર બોલ્યો.

"લગ્ન કરી નાખો. પરણવાથી બધા આઘાત ભૂલી જવાય છે." કોઈએ વિદ્યાધર પંડિતને જવાબ દઈ દીધો.

પંડિત ચમક્યો. એણે પાછળ ફરીને જોયું; બોલનાર ઉમા ન હતી—પરંતુ જ્યોત્સ્ના હતી. જ્યોત્સ્ના, ઉમા ને વિદ્યાધર નાનપણનાં સાથીદાર હતાં. મસ્ત ચાલે ચાલતી, વાંકી આંખે જોતી, હાથથી ફૂલના છોડને હળવેથી રમાડતી ચંચલ જ્યોત્સ્ના ધીમે ધીમે તેના પાસે આવી, બીજી બાજુ ચાલવા માંડી. બાઘાની માફક જ્યોત્સ્નાને જોઈ રહેલા વિદ્યાધરના મગજમાં ઉમાના શબ્દોના ભણકારા સંભળાવા લાગ્યા કે 'પુરુષોએ કોઈ દિવસ દલીલ ન કરવી કે સ્ત્રીઓને શું, કેમ, શા માટે ગમે છે; સ્ત્રી પોતાને સમજી શકતી નથી તો પુરુષો સ્ત્રીઓને શું સમજવાના હતા?' એકાએક તેને ઘણાઓને થાય છે તેમ જ્ઞાનપ્રાપ્તિ થઈ. જીભમાં વાચા આવી. આંખમાં નૂર પ્રગટ્યું.

પગમાં નવશક્તિ સંચાર પામી અને ઠમક ઠમક ચાલી જતી જ્યોત્સ્નાની પાછળ ઉમાનો એ પ્રેમી વિદ્યાધર ચાલવા માંડયો.

ઉમા ઘેર પહોંચી પરંતુ ઘરમાં ન ગઇ. ગામનું નાનકડું પંચ તેના ઘરમાં બેઠું હતું અને નવા દાગીના અંગે ચડાવ્યાથી વિચિત્ર દેખાતી લખ્ખી પંડિત રમાનાથને ગાજવીજથી સંભળાવી રહી હતી. અને વૃદ્ધ રમાનાથ અતિશય ધ્રૂજતાં જવાબ આપી રહ્યો હતોઃ

"મારી જ્ઞાનસંપન્ન પુત્રી, તારા એ પથચલિત, પદચલિત, પુરુષાર્થહીન છોકરા સાથે પરણાવું?—નહિ, નહિ, નહિ."

"હા, હા, હા, અને હજાર વાર હા. સંસ્કૃતમાં જેટલું ભંડાય તેટલું ભાંડો! અમારા ઘરમાં 'એ' ભાંડે છે. પરંતુ સાંભળી લો પંડિત, અગર એ તમારા બીરબલનું મોઢું ન રંગી નાખું તો હું બ્રાહ્મણી નહિ. લોહી છાંટીશ, કેર વર્તાવીશ, ડુબાડીશ અને ડૂબીશ; પરંતુ લગ્ન થશે મારા મહેશ સાથે." લખ્ખી અંગારા વેરતાં બોલી.

"પરંતુ લખ્ખીબાઈ, મહેશને તો પહેલાં આવવા દો, પછી લગનની વાત કરજો-કયાં કન્યા નાસી જાય છે!" એક ચાણકયનીતિ આગેવાને ગામડિયણને કહ્યું.

"અરે, કાલે જ મારા મહેશને લઈ આવું છું. લો પંચ, પાંચસો રોકડા. આખું ગામ શણગારો અને જેને જે આપવું હોય તે આપો. સાત દિવસમાં મારા છોકરાને આ પંડિતની છોકરી પરણશે. જોઉં છું પછી કોની માએ શેર સૂંઠ ખાધી છે!" એટલું કહી બધાંને આશ્ચર્યથી મૂઢ બનાવી દેતી, ભત્રીજાને પૈસે આસમાનને જ જોનારી લખ્ખી ઠસ્સાથી બહાર ચાલી ગઇ.

પરંતુ તેનો ક્રોધ શાંત નહોતો થયો. પેલા ગુલાબના છોડ આગળથી પસાર થતાં હજુ તે બબડતી હતી, "મૂઆ નખોદિયાનું નામ તો જુઓઃ બીરબલ! હશે મૂઓ કોઈ, ડાંગો ઓળગાણો કે—"

"હં, હં, કાકીબા!" અંધારામાંથી દોડી આવી ઉમાએ લખ્ખીના મોંએ હાથ દેતાં કહ્યું. "બોલશો નહિ. એમનું જ નામ બીરબલ છે. કદાચ તમને એ કહેતાં ભૂલી ગયા હશે."

"વાહ બેટા!" કોઈ ઝાડો પછવાડેથી બોલી પડયું. કાકીએ જોઈ લીધું કે એ એનો ગંજેરી પતિ હતો. કાકી, ડોળા કાઢી ઉમા તરફ ઘૂરકી રહી. "અલી, મને ખબર નથી અને તને ખબર છે? મને એણે કેમ ન કહ્યું?" એટલું કહી કાકી છોડ પછવાડે સંતાયેલા પોતાના પતિદેવ તરફ ઊંચે અવાજે બોલી: "એ સાંભળો છો કે–અહીં આવો. કાલને કાલ જ આગ્રા જઈએ. મને આ છોકરાનાં લક્ષણ ઠીક નથી લાગતાં." એટલું કહી ધણીનો હાથ પકડી લખ્ખી તેને બગીચાની બહાર ખેંચવા લાગી અને ગંજેરી કાકો વહાલથી ઉમા તરફ આંખ મટકાવી પત્નીની સાથે ખેંચાવા લાગ્યો.



# [ ૯ ]

“**ના**, હજૂર, આપ કહો તો મારા પંચને બોલાવી લાવું ને કબૂલ કરાવું. આ તો બહુ મોટો ચમત્કાર છે!” જમણા હાથે અકબર બાદશાહની દાઢીના ખરબચડા વાળ અસ્ત્રા પર લઈ પોતાના ડાબા હાથ ઉપર લપેડતો, હજામોનો મુખી કાળિયો કહેવા માંડ્યો. એની અક્કલ પ્રમાણે એને ખાતરી થઈ હતી કે શાહી બગીચામાંથી પોતે અવારનવાર ચોરીચૂપકીથી ઉચાપત કરેલી ખટમધુરી દ્રાક્ષ જેવા પોતાના ખટમધુરા શબ્દોથી એ બાદશાહને પાણીપાણી કરી શક્યો હતો અને બાદશાહ પણ ચૂપચાપ શ્રદ્ધાપૂર્વક, રસપૂર્વક ને શાંતિથી એનું પુરાણ સાંભળી રહ્યો હતો. બાદશાહે એક વખત પણ તેને વચ્ચે ટોક્યો નહિ એટલે કાળિયો હવે રંગે ચડ્યો હતો. પોતાની હજામની બુદ્ધિ પ્રમાણે તેણે શહેનશાહને વધુ આકર્ષવા માંડ્યો. “અમારા પંચના પાંચેપાંચ મુખીઓએ, ગરીબપરવર, તેમનાં સગાંને સ્વર્ગમાં જતાં જાતે જોયાં છે. આ તો હાજરાહજૂર ચમત્કાર છે, માલિક! કાલભૈરવની કૃપા છે. ઈન્સાન જરાય આંચ વિના સ્વર્ગમાં જઈ પોતાનાં સગાંવહાલાંની ખબર લઈ પાછો આવી શકે છે.” તેણે કહ્યું.

“તો પછી આ ચમત્કારનો બધા લોકો કેમ અમલ કરતા નથી?” દાઢી પર હાથ ફેરવતાં બાદશાહે પૂછ્યું.

"અમલ કરવાનું જાણનારા તો ઘણા છે હજૂર, પરંતુ ગુરુની આજ્ઞા વિના કોઈને આ વિષે કહેવાતું નથી અને કોઈ પૂછી શકતું નથી. બાર બાર મહિનાથી હું ગુરુની મહેરબાની મેળવવા ફાંફાં મારતો હતો, છેવટે આજે રાજીખુશીથી એ મંત્ર વાપરવાની એમણે મને પરવાનગી આપી, એટલે હજૂર, આપને મેં અરજ ગુજારી છે."

"ઓહો! તો જીવતા માણસને સ્વર્ગમાં મોકલવાનો મંત્ર તું પોતે જાણે છે, કાળિયા?" બાદશાહે આશ્ચર્યથી પૂછ્યું.

"કાલભૈરવની કૃપા, આલીજાહ!" કાળિયો શરમાતાં બોલ્યો.

"વારુ, વારુ, બહુ સારું. તો કાળિયા, અમારા વડીલોના કુશળસમાચાર લઈ આવવા તું જ સ્વર્ગમાં જા—"

કાળિયો ધ્રૂજી ઊઠ્યો. બાદશાહે તો તેનું જ કાસળ કાઢવા વિચાર કર્યો કે શું? એકાએક થયેલી ગભરામણની અસર જમણા હાથમાં રહેલા અસ્ત્રા પર ચોખ્ખી દેખાવા માંડી. બાદશાહની નજર ચૂકવી કાળિયાએ અસ્ત્રો ડાબા હાથમાં લઈ લીધો અને પછી ખોટું હસી પડતાં બોલ્યો: "આલીજાહ, હું તો મંત્ર ભણીશ; સ્વર્ગમાં જનારો તો કોઈ બીજો જ આદમી જોઈએ—બત્રીશલક્ષણો."

"ઓહ!" અને પછી થોડી વારે બાદશાહે પૂછ્યું: "તો કાળિયા, એવો કોઈ પુરુષ આપણી પાસે છે? ખાસ કરીને આપણા રાજદરબારમાં?"

"હજૂર, ભગવાનેજ આપને એ પૂછવા પ્રેર્યા!" કાળિયાના જીવમાં જીવ આવતાં હિંમતથી બોલ્યો, "એક જ પુરુષ છે. આપના રાજદરબારમાં જ છે—પણ હજૂર—"

"બોલ, બોલ, સંકોચ ન પામ. હું ખુશ છું. કોણ છે એ?"

"બીરબલજી! જહાંપનાહ, એમને સ્વર્ગમાં મોકલો—એ જ એક માત્ર છે કે જે સ્વર્ગમાં જઈ શકે."

"બરાબર કહ્યું, મને પણ કવિરાજ બીરબલ જ લાયક જણાય છે." બાદશાહે કહ્યું, અને પછી સહેજ ઊંડા વિચારમાં પડ્યો. કાળિયો પણ કંઈ વિચાર કરવા જતો હતો, તેવામાં બાદશાહ એકદમ ઝબકી ખુશ થતો બોલ્યો, "કાળિયા, તારી વાત બિલકુલ ખરી છે. કવિરાજે જ સ્વર્ગમાં જવું જોઈએ."

"બરાબર છે, હજૂર! બીરબલજી જરૂર જશે. ને હજૂર, એ એક જ બત્રીસલક્ષણા છે. માલિક..."

બાદશાહ વધુ સાંભળ્યા વિના ઊભો થઈ હમામખાના તરફ વળ્યો અને ખાસ સેવકસેવિકાઓ વસ્ત્રસામગ્રી લઈ તેને અનુસર્યાં.

કાળિયો હજામ પોતાનો સરંજામ સમેટી, એક ડગલે ડરતો અને બીજે ડગલે નાચતો મહેલ બહાર નીકળ્યો.

દૌલતખાનામાં અમીરઉમરાવોની નાની મિજલસ મળી હતી. ફૈજી, ને અબુલફઝલ ત્યાં હાજર હતા. એક બાજુ મોલવી દોપ્યાઝા અને બીજી બાજુ યુસુફ ને તેના થોડાક સાથીદારો પણ કોઈ ખાસ કામને અંગે આવ્યા હતા.

ત્યાં બીરબલ હાજર નહોતો પરંતુ તે પણ આવતો દેખાયો.

"આવો, આવો, કવિરાજ પધારો." બેચાર જણા બોલવા મંડી પડ્યા. હમેશાં ટીખળ કરનાર મૌલવી દોપ્યાઝાએ પોતાની જોડમાં બેઠેલા હકીમની મશ્કરી કરવા કહ્યું: "બીરબલજી, મુબારિક હો, આ હકીમજી કહે છે કે આજથી તમને હજૂરે આલીએ કૂતરાઓના અફસર મુકરર કર્યા છે."

"બહુ આનંદની વાત છે, મૌલવીજી." બીરબલે તરત જ ચાંપ્યું. "આજથી આપ સર્વેને હવે મારા હુકમ પ્રમાણે ચાલવું પડશે."

મૌલવી ચૂપ થઈ આકું જોવા લાગ્યો. હકીમ રાતો પીળો થઈ ગયો, પરંતુ ગમ ખાઈ ગયો. બધા હસી પડયા. પ્યાઝાને મજા ચખાડયા પછી હકીમને પણ મન થઈ ગયું, એટલે જાણે કંઈ અસર જ થઈ ન હોય તેવી રીતે તે બીરબલને કહેવા લાગ્યો. "કવિરાજ, હમણાં જ દોપ્યાઝાસાહેબ મને કહી રહ્યા હતા કે આજે તેમણે એક સ્વપ્ન જોયું; પોતે, ખાસ ઇરાનથી મંગાવેલા અત્તરના એક સુંદર હોજમાં પડયા હતા અને તમે તેમની સામે નરકના કુંડમાં પડયા હતા."

"કમાલ છે કુદરતની, હકીમજી!" બીરબલે ચટ દઈ કહેવા માંડયું. બધા ઊંચી ડોક કરી આતુરતાથી સાંભળી રહ્યા. "મને પણ આજે એ જ સ્વપ્નું આવ્યું હતું; પછી હું નરકના કુંડમાંથી અને મૌલવીસાહેબ અત્તરના હોજમાંથી બહાર નીકળ્યા; અને અમે બન્ને એકબીજાને એકદમ ભેટી પડયા. અને જનાબ, વહાલ એવું આવ્યું કે અમે બંને એકમેકને ચાટવા લાગ્યા."

"આફરીન, આફરીન." ફૈજી સુદ્ધાં બોલી ઊઠયો. મુલ્લા દોપ્યાઝા હકીમની સામે જોઈ રહ્યો.

છડીવાળાએ નેકી પોકારી. બધા સ્વસ્થ થઈ બેઠા. દરબારીઓએ અદબપૂર્વક તસ્લીમ કરી. બાદશાહ ગાદી પર બેસતાં વેંત ફૈજીને ઉદ્દેશીને બોલ્યો: "કાં શેખજી, એ શું ખરી વાત છે કે જ્યાં સૂરજ પણ ન પહોંચી શકે ત્યાં કવિ પહોંચી શકે છે?"

"આલીજાહ, એમ કહેવાય છે ખરું," ફૈજીએ મસ્તક નમાવી કહ્યું.

"તમે કેમ ચૂપ છો, કવિરાજ?" ઈશારો કરી શાહે બીરબલને પૂછ્યું.

"હિંદુસ્તાનનો સૌથી મોટો શાયર જે કહે તે ખરું જ હોય." બીરબલ નમન કરી ફૈજીને સન્માનતાં બોલ્યો.

"તો બીરબલજી, તમે સ્વર્ગમાં જાઓ." જાણે કોઈ નજીકના ગામમાં જવાની આજ્ઞા કરતો હોય તેવી સરળતાથી શાહે કહ્યું.

"જહાંપનાહ!" આશ્ચર્યથી અબુલફજલ બોલી ઊઠયા. નમેલો બીરબલ નમેલો જ રહી ગયો. યુસુફની છાતીમાં આનંદની છોળ ઊછળી રહી. બધા અમીરોના આશ્ચર્યને દૂર કરવા અકબરશાહે કહ્યું:

"કાળુ હજામની પાસે એક કીમિયો છે અને એ કહે છે કે બહુ જ કામયાબ છે." પછી બહુ જ શાંતિ જાળવી બાદશાહ અબુલફઝલને જોઈ કહેવા માંડયો: "મને મારા વડીલો સ્વર્ગમાં શું કરે છે તે જાણવાની ઈચ્છા છે, એટલે હું કવિરાજ બીરબલને પૂછું છું કે તેઓ મારી ખાતર સ્વર્ગમાં જશે કે નહિ? કવિ ગમે ત્યાં જઈ શકે છે." એટલું કહી બાદશાહે કવિ તરફ જોઈ પૂછ્યું, "કેમ કવિરાજ, જઈ શકશો?"

"કેમ નહિ, જહાંપનાહ? જ્યારે હુકમ થાય ત્યારે ચાલવા માંડું." બીરબલે તરત જ જવાબ દીધો. મનને સંયમિત રાખીને યુસુફે મહામહેનતે સ્વસ્થતા જાળવી. અત્યારે ઊઠીને એને બાદશાહના પગ ચૂમવાની ઈચ્છા થઈ આવી હતી.

બાદશાહે બીરબલ ઉપરથી નજર હઠાવી ધીમે ધીમે યુસુફ ઈત્યાદિ સરદારો તરફ ફરી કહેવા માંડયું, "કવિરાજ, અહીંયાં આપણા કેટલાક મનસબદારો છે તેમની પણ પોતાના વડીલોની ખબર જાણવા ઈચ્છા હશે તો સ્વર્ગમાં તેઓનો ભેટો થઈ જાય તો ખબર અંતર પૂછતા આવજો. કેમ યુસુફખાન?"

"જરૂર, હજૂર! આલમપનાહ ઠીક ફરમાવે છે. અહીંયાં એવા ઘણા મનસબદાર છે...અમે...અમે...બધા છીએ." એટલું કહેતાં કહેતાં જીભ પરનો કાબૂ જતો રહેશે એ બીકે યુસુફ બેસી ગયો.

હમેશનો હાજરજવાબી કવિરાજ બીરબલ, 'હરવખ્ત, હરચીઝ'નો જવાબ આપનાર મુસાહિબ દાનિશમન્દ આજે બરાબર ગુંચવણમાં પડ્યો હતો. બાદશાહ આગળ બીરબલ તેના રમૂજી ટુચકાઓમાં રાજકીય, સામાજિક ને નૈતિક ઘટનાઓ પર બહુ ખૂબીથી ને સચોટ રીતે પ્રહાર કરતો; અને બન્ને એકમેકને સહૃદયતાથી બરાબર સમજી લેતા. પરંતુ આ વખતે બાદશાહે ઉપાડેલી રમૂજ પાર પાડવી તેને કઠણ જણાતી હતી. છતાં બીરબલે સ્વસ્થતા જાળવી રાખી, પોતાની મુઝવણ જરા પણ દર્શાવ્યા વિના કહ્યું, "આલીજાહ, સ્વર્ગનો રસ્તો એમ તો બિલકુલ સીધો છે, પણ જરા ખર્ચાળ છે; હાલ તરત પચાસ હજાર પૂરા થઈ રહેશે."

બાદશાહે બીરબલ સામે તેની હમેશની રીત મુજબ ત્રાંસી આંખે જોયું અને બીરબલની આંખ સાથે આંખ મેળવીને ખાતરી કરી લીધી ને તરત હુકમ કર્યો:

"વઝીરજી, ખજાનચીને હુકમ કરો, પંચોતેર હજાર કવિરાજની હવેલીએ રવાના કરે. પચીસ હજાર વધારે લેતા જાઓ, કવિ, સ્વર્ગનો રસ્તો છે, વખત છે, ને કોઈ ખાસ જરૂર ઊભી થઈ તો મુશ્કેલી નહિ."

એટલું કહી બાદશાહે અબુલફઝલ તરફ જોયું અને કહ્યું:

"રેવાનરેશને મેરતીઓ + પાઠવો કે અમારી તેમને મળવાની ઇચ્છા છે."

અકબરશાહની યાદદાસ્ત અદ્‌ભુત હતી. હાથમાં લીધેલી વાત કોઈ દિવસ અડધેથી છોડવાનો તેનો સ્વભાવ ન હતો. બધા દરબારીઓને કદાચ

+ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝડપથી રાજ્યના સંદેશા લઈ જનારા સંદેશવાહકો.

રેવાનરેશ ખ્યાલ બહાર થઈ ગયો હશે, પરંતુ બાદશાહ તેને નહોતો ભૂલ્યો. રેવાનરેશનું અતડાપણું તેને ખૂબ ખૂંચતું હતું. એ વિષે વિવાદોનો પ્રારંભ થયો અને એક પછી એક અગત્યના મુદ્દાઓ ચર્ચાવા માંડયા.

બીરબલને આ ચર્ચામાં આજે રસ ન પડયો. ઘડીકમાં રેવાનરેશના, ઘડીકમાં સ્વર્ગના તો ઘડીકમાં ઉમાના ભણકારા તેના મસ્તકમાં રણકી રહ્યા. અંતે રાજદરબાર બરખાસ્ત થયો અને બીરબલ ભારે પગે પોતાની હવેલીએ ગયો.

"ભગવાન, આ બધી તારી જ કૃપા છે." બનીઠનીને લખ્ખીકાકી ભગવાનને પ્રાર્થી રહી હતી.

"બધી ભગવાનની જ કૃપા છે, કાકી, ગભરાતી નહિ, હું સીધો જ સ્વર્ગમાં જાઉં છું." બીરબલે કાકી પાસે આવી પ્રણામ કરતાં કહ્યું.

"સ્વર્ગમાં જાય તારા દુશ્મન! હેં, સ્વર્ગમાં શા માટે? મૂઆ નરકમાં જ પડેને! શું બકબક કરે છે? જરા પૂછતો ખરો કે ક્યારે આવ્યાં, શું કરીને આવ્યાં? આખા ગામનાં મોં બંધ કરી આવી છું! મારા છોકરાની મશ્કરી કરતાં હતાં!"

એટલું બોલી વહાલથી બીરબલને વાંસે હેતભર્યો હાથ ફેરવતાં કાકી બોલવા લાગી, "મહેશ, રાતદિવસ હું બળતી હતી, તે હવે મને ટાઢક થઈ. તું ગભરાતો નહિ, આવતા બુધવારે લગન!"

"લગનની વાત જવા દો, કાકી. આવતા મંગળવારે તો હું એકલો સ્વર્ગમાં જાઉં છું–એકલો."

"તારા કાકા ખરું કહે છે–ભણેલા બ્રાહ્મણને ભાગ્યે જ પૈસા પચે છે; તને પૈસાનો અપચો થવા માંડયો લાગે છે. અલ્યા, તારું તે ખસવા માંડયું છે કે શું?"

"કાકી, હમણાં શાહી ખજાનામાંથી પંચોતેર હજાર આવશે, તે બધા લઇ તમે કાલે સવારે જ મારા કાકાને સાથે લઈ કાશી-મથુરાની જાત્રા કરવા નીકળી પડો, અને ગંગાકિનારે કોઈ સારા બ્રાહ્મણ પાસે મઅંતિ મારી ક્રિયા કરાવી, બાકીના પૈસા સાથે રાખી, ગામ ભેગા થઈ જજો." બીરબલે કહ્યું.

"ભાઈસા'બ, હાથ જોડયા તારાથી. તું છો કવિ! હું તારી ભાષા નથી સમજતી! તારે સ્વર્ગમાં જવું હોય તો સ્વર્ગમાં જજે અને હિમાલય ચડવો હોય તો તે પણ કરજે, હું નહિ રોકું; પરંતુ પહેલાં લગન થઈ જવા દે..."

"કાકી, હું ખરેખર સ્વર્ગમાં જવાનો છું!" બીરબલે ગંભીરતાથી ઘેરે અવાજે કહ્યું.

"વાહ બેટા!" કાકાએ ઘેનમગ્ન દશામાં જ કોઈ જગાએથી બૂમ પાડી વાતમાં સૂર પુરાવ્યો. બીરબલે ચમકી આસપાસ જોયું તો થોડે જ છેટે એ ઓરડાના ભોંયતળિયેથી ધુમાડો નીકળી રહ્યો હતો.

લખ્ખી ચીસ પાડી ત્યાં દોડી ગઈ અને જમીન પરનું કાણાવાળું ઢાંકણું ધાંધલથી ખસેડયું તો અંદર પુરાણીકાકો નિરાંતે બેસી ચલમ પી રહ્યો હતો.

"સો વરસ સુધી કૂતરાની પૂંછડી ભોંયમાં ઘાલો પરંતુ એ વાંકી તે વાંકી. અંદર બેસીને શું કરો છો? બહાર આવો. શરમ નથી આવતી?"

"તને શરમ ન આવે એટલે તો અહીં બેઠો છું," કાકો બોલ્યો.

"બહાર આવો છો કે નહિ?" ગર્જના કરતી કાકી બોલી.

"ના, કાકા, અંદર જ રહો," બૂમ પાડતો બીરબલ બોલી

ઊઠ્યો. કાકાને અંદર ધકેલી પોતે ભોંયરાની અંદર ઊતર્યો અને ચકિત બનેલી કાકીનોય હાથ ખેંચ્યો ભોંયરામાં જ આગળ ને આગળ કાકાકાકી સાથે ચાલવા માંડ્યો.

થોડી જ વારમાં શાહી મહેલની બહારની દીવાલ આગળ ખુલ્લા ચોગાનમાં તેઓ આવી પહોંચ્યા. બીરબલ આનંદમાં નાચી ઊઠ્યો. તે કાકાને બાઝી પડી બોલ્યો: " કાકા, મંગળવારે અહીંથી જ 'સ્વર્ગમાં જઈશ. અને કાકી, બુધવારે ઉમા સાથે લગન કરીશ."

કાકીને તમ્મર આવવા લાગ્યાં. તેને ખાતરી થઈ ચૂકી કે મહેશનું ખસવા માંડ્યું છે ને પોતાના ધણીનું તો ઠેકાણે ક્યાં હતું તે ચિંતા હોય ? તે નીચે બેસી ગઈ. કાકાએ તેનો હાથ પકડી લીધો અને પછી એકીટશે ડોળા કાઢી લખ્ખીને જોવા લાગ્યો. તેને પાકો વહેમ પડ્યો હતો કે તેની ચલમ આડે હાથે લખ્ખીના હાથમાં આવી ગઈ હોવી જોઈએ.

તે રાતે, ખાસ અમલદારોની સામે, પેલા ભોંયરા ઉપર જ બીરબલે કોઈને પણ વહેમ ન આવે તેવી રીતે તૈયાર કરાવેલી ચિતા પાસે બેસી, કાળિયો હજામ, મહામુસીબતે પોતાના થરથરતા મનને કાબૂમાં રાખી ખોટી ખોટી ક્રિયાઓ કરાવી રહ્યો હતો. તે જે કંઈ બોલતો હતો એનો એકેય શબ્દ સમજાતો નહતો અને કોઈને સમજવાની પડીય ન હતી. બીજી ગમ, સમય થતાં બીરબલે બાદશાહને ઝૂકી નમન કર્યું અને સ્વર્ગમાં જવાની રજા લીધી.

બાદશાહે ધીમે રહી કાનમાં કહ્યું, " કવિરાજ, સ્વર્ગને રસ્તે શરીરને તો કંઈ નહિ થાય ને ?" બાદશાહના કંઠમાં પ્રેમવશ પડેલા દોસ્તના ભયની સાચી કંપારી જણાતી હતી. પોતાનાં જેવા નાચીઝ

ઉપર વરસતી શાહની સાચી મહોબ્બતથી બીરબલનું હૈયું ભરાઈ આવ્યું. તેણે શાહના ફરીથી ચરણ પકડી લીધા. તેણે નિર્બળતા રોકી, અવાજમાં પ્રેમની વિવશતા સાથે કહ્યું: “જહાંપનાહ, કોનું શરીર અમર રહ્યું છે? આદમી નહિ, આદમીના ગુણ જીવે છે. પરંતુ મારા બેલી, હું ખબર પૂછવા જાઉં છું એટલે મારે પાછા આવ્યા વિના છૂટકો જ નથી; વળી હું રહ્યો આખર બ્રાહ્મણ, મને કંઈ જ નહિ થાય. આજ્ઞા આપો.”

એટલું કહી બધાને આશ્ચર્યમાં નાખતો, અને ખોટા મંત્રો બોલી રહેલ કાળિયા હજામને તેના હૃદયમાં ઊછળી રહેલી ગભરામણમાં અર્ધગાંડો બનાવી દેતો કવિરાજ બીરબલ ચિતાએ ચડ્યો. લાકડાં બરાબર ગોઠવાયાં હતાં. ચિતા જોતજોતામાં સળગી અને ભડકાઓ ગગન તરફ ઊડવા માંડ્યા.

આવી મશ્કરી કોઈ દિવસ કોઈએ જોઈ ન હતી. કુદરતી રીતે જ હજામના પેટમાં કદી વાત નથી ટકતી. આ શાપ સામે બિચારા કાળિયાને તે દિવસથી બહુ સહેવું પડ્યું. તેને હરપળે લાગતું હતું કે મૂળ હકીકત કોઈને એ નહિ કહે તો ગાંડો થઈ જશે, ઉદરરોગ લાગુ પડશે કે પછી એ વાત તેનો જીવ લઈ તેનું માથું ફાડી બહાર નીકળશે! પરંતુ તેણે બહુ મહેનતે, પોતાની જાત પર કાબૂ જાળવી રાખ્યો, ને વધારામાં પેલા પચાસ હજાર!

જેમતેમ જમીન પર પગ ટેકવતો કાળિયો પોતાને ઘેર પહોંચ્યો ત્યારે તેનો જીવ બીરબલ પછવાડે ચિતામાં અને ત્યાંથી ભડકા ઉપર બેસી ઠેઠ ઊંચે આકાશ સુધી પહોંચી ગયો હતો. ઘેર જાણે તેનું ખોળિયું જ માત્ર આવ્યું હતું.

જ્યારે કાળિયાની વહુએ તેના માથા પર પાણીનો ત્રીજો ઘડો

રેડવા માંડ્યો ત્યારે જ તેને ભાન આવ્યું કે પોતે પોતાના ઘરના આંગણામાં ક્યારનોય આવી બેઠો હતો અને વાસ્તવિક રીતે આકાશમાં ગયો જ નહોતો.

તેણે પોતાની વહુને માથા પર પાણી રેડતી અટકાવ્યા વિના તેના તરફ જોવા માંડયું; પછી તે હસ્યો અને પાછો બેહોશ થઈ પડ્યો. એની ડાગળી થોડીવાર માટે ખસી ગઈ હતી. એણે બીરબલ બ્રાહ્મણને જીવતો સળગાવી દીધો હતો એ તે કોઈ રીતે ભૂલી શકે તેમ નહોતું.

કવિરાજ બીરબલ ભોંયરા વાટે પોતાની હવેલીમાં આવી અર્ધરાત સુધી ભરાઈ રહ્યો અને પછી મળસકા પહેલાં અંધારે કાળાં કપડાંમાં, એકલો ઘર બહાર નીકળી પડ્યો.

છઠ્ઠા દિવસે રખડતો–છુપાતો કવિરાજ બીરબલ પોતાને ગામ સુખરૂપ આવી પહોંચ્યો. ન કોઈએ રોક્યો, ન કોઈએ ટોક્યો. કાકા ને કાકી ક્યારનાંયે ગામમાં આવી લગનની તૈયારી કરી તેની વાટ જોતાં હતાં.

જ્યારે બીરબલ ગામમાં આવ્યો ત્યારે કોઈ તેને ઓળખી શક્યું નહિ. પુરાણી કાકાએ 'વાહ બેટા!' ન કહ્યું હોત તો પોતાને પ્રણામ કરતા, વેશ બદલેલા પોતાના મહેશને કાકી ઓળખી શકી ન હોત.

તે જ રાતે કાલીમંદિર આગળ ઝાંખા અજવાળામાં ઉમા પણ બીરબલને જોવા હાજર હતી. સાત દિવસમાં બીરબલની દાઢી ખાસી વધી ગઈ હતી.

દાઢીને ઉગાડવાનું એક ખાસ કારણ હતું. છ દિવસ ભટકવામાં તેને જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ઉમાને પણ તેણે દાઢીનું કારણ ન કહ્યું.

પરંતુ, લગ્નને દિવસે પંડિત રમાનાથ ઊકળી ઊઠ્યો, " આવા,

દાઢીવાળા, બેદી, મ્લેચ્છ સાથે હું મારી છોકરી પરણાવું? શાસ્ત્ર-વિરુદ્ધ! કેવળ શાસ્ત્રવિરુદ્ધ; ના, લગ્ન નહિ થાય!"

પરંતુ બીરબલે, બધું સાંભળી લીધા પછી ઠંડે પેટે કહ્યું,

"મારી સાથે લગ્ન કબૂલ હોય તો મારી દાઢીને ય કબૂલ કરવી પડશે. વિશ્વામિત્ર, વસિષ્ઠ, અત્રેયી, જમદગ્નિ કયા ઋષિને દાઢી ન હતી? છતાં તેમનાં લગ્ન થયાં હતાં કે નહિ? તો પછી મારાં લગ્ન પણ થશે." બીરબલે બધાંને અચંબામાં નાખી દીધાં. તેણે દાઢી રાખી તે રાખી, અને લગ્ન થયાં તે થયાં.

ઉમાએ દાઢીવાળા મહેશને સ્વીકાર્યો.



# [ ૧૦ ]

"બીરબલજીને ગયે ચાર મહિના થયા."

"ચાર મહિના અને ચાર દિવસ." પોતાને બહુ પ્રિય એવા ગંગાજળમાં બનાવેલા શરબતને, જોધાબાઈના હાથમાંથી લેતાં અકબર બોલ્યો. રાણી મોં મલકાવી બાદશાહની બાજુમાં બેઠી.

"પ્રાણનાથ, સ્ત્રીઓને તો દિવસ ગણતાં સાંભળીએ છીએ પરંતુ પુરુષ, પુરુષ માટે દિવસો ગણે અને તે પણ હિંદુસ્તાનના સમ્રાટ ગણે, હં, એ તો દેખીતી આંખેય ન મનાય તેવી વાત છે."

"તો તમે દેખીતી આંખે મેં કહ્યું તે નથી માનતાં ?" શાહે મોં મલકાવ્યું.

"આપનું કહેવું હું ન માનું તો પછી મારે જીવતાં જમનામાં જ સમાઈ જવું જોઈએ !"

"બસ રાણી, આગળ બોલતાં નહીં. અકબરશાહ ખરેખર ડરે છે માત્ર રજપૂતાણીઓથી."

"એને ડર કહેવો એ આપની મહત્તા છે. આપ ડરતા નથી, પરંતુ વીરતાને સન્માનો છો. ચિતોડનું રક્ષણ કરતાં અદ્ભુત શૌર્યથી અમર થઈ ગયેલા વીર જયમલ અને પત્તનાં બાવલાં પોતાના શહેરના દરવાજે મુકાવી તેમની વીરતાને પૂજવાનું અપૂર્વ કામ તો

માત્ર વીરતાને સાચી રીતે પૂજનાર એક આપ નામવર જેવું જ કોઈ કરી શકે."

"પત્ત સત્તર વરસનો જુવાન છોકરો!" બાદશાહ ચિતોડના સમરાંગણને યાદ કરતાં બોલ્યો, "શી તેની વીરતા! રાણી, રજપૂતોએ ઘણા ઘણા ભોગ આપ્યા છે; પરંતુ આ જુવાને તો હદ કરી. મોગલ સૈન્યમાં સૌથી વધારે તારીફ એ છોકરાની થતી હતી. ધન્ય છે તેનાં માબાપને."

એટલું કહેતાં કહેતાં બાદશાહના મોં પર એક પ્રકારનો વિષાદ છવાવા લાગ્યો. ચતુર રાણી બાદશાહને નીરખી રહી. બપોરના ભોજન પછી બાદશાહ નિયમિત થોડોક આરામ લેતો.

અઠવાડિયાના સાતે દિવસ જુદું જુદું વાજિંત્રવાદન અને સંગીત ચાલવું જોઈએ, તે નિયમ મુજબ આજે કર્ણાટકીઓ પાસેના જ ખંડમાં બેસી બાદશાહને નિદ્રામાં પોઢાડવા મીઠા સૂરે વીણા વગાડી રહ્યા હતા. વીણામાંથી સંભળાતા સ્પષ્ટ સૂરો મહેલની શાંતિને વધુ સ્પષ્ટ કરતા હતા. પત્તના સ્મરણે બાદશાહને ગંભીર વિચારમાં નાખી દીધો હતો. લગભગ સ્વગત બોલતો હોય તેવી રીતે બાદશાહે કહેવા માંડ્યું:

"મહારાણી, બીરબલ કહે છે કે બાપ તેવા બેટા. હું પણ કહું છું કે બાપ તેવા બેટા. ને તમે પણ એમ જ કહો છો. પરંતુ તેમાં સત્ય કેટલું છે?"

"સત્ય ઉપર જ શાણાઓ કહેવત ઘડે છે, મહારાજ! એક નહિ, અનેક અનુભવોના નિચોડમાંથી એક કહેવત ઘડાય છે. કહેવતોમાં સત્ય જરૂર હોય છે."

એટલું કહેતાં કહેતાં ખુદ મહારાણીના હૃદય પર પણ જાણે વિષાદ ઘેરાવા લાગ્યો.

૭

બાદશાહને સંતાનો થયાં હતાં, પરંતુ બધાં જન્મીને તરત મરણ પામતાં હતાં. એક દિવસ એક પહાડ પાસે વસતા ( હાલનું ફત્તેહપુર –સીક્રી ) ઓલિયા સલીમચિશ્તી સાહેબનાં દર્શને જતાં, ઓલિયાએ દુવા બક્ષી કે બાદશાહને ત્રણ છોકરા થશે. કુદરતે જાણે ઓલિયાનું વચન સિદ્ધ કર્યું. જોધાબાઈને પેટે પુત્ર પ્રસવ્યો અને ઓલિયાની મહેરબાનીથી મેળવેલા તે પુત્રનું નામ પણ બાદશાહે સલીમ રાખ્યું. ત્યારપછી તેને બીજા પુત્રો પણ થયા, પરંતુ પોતાનો વંશ ચાલશે તેની પ્રતીતિ તેને સલીમના જન્મથી થવાથી, સલીમ પર તેની અનહદ પ્રીતિ હતી. બહુ વહાલમાં તે સલીમને શેખુબાબા પણ કહેતો.

શેખુબાબા ક્ષત્રિયાણીનો પુત્ર હતો. મોગલ સિંહનો બેટો હતો. તેને શિકારનો નાનપણથી જ શોખ લાગ્યો હતો. તેનામાં સરદાર થવાની કુદરતી આવડત હતી. પિતા અકબરથી તે તદ્દન જુદી રીતનો હતો. ભણવામાં પણ તેની બુદ્ધિ તેજ હતી. છતાં અકબરશાહની જ્ઞાનપિપાસા અને સામ્રાજ્યો જીતવાની મહત્ત્વાકાંક્ષા, વીરોનું ભૂષણ કહેવાય તે ઉદારતા અને પારકાંને પોતાનાં કરવાનો શુદ્ધ ઉમળકો જે અકબરશાહમાં હતાં–તેનાં બીજ, અલ્પ પ્રમાણમાં પણ શેખુબાબામાં ન હતાં. બાદશાહને તેના સ્વભાવમાં ખોટી જિદ અને નિર્દયતા સ્થાયી થયેલાં જણાતાં હતા. તેનો વહાલો શેખુબાબા તેનાથી સવાયો થાય તેવી, એક પિતાના હૃદયમાં ધબકતી સામાન્ય ઇચ્છા, તેના હૃદયમાં પણ પ્રચંડ બની ઊછળતી હતી. અને તેમાં તેને આવાં લક્ષણો જોઈને નિરાશા જ ઘેરી રહેતી આ વાત જોધાબાઈ જાણતી હતી.—બીરબલ પણ જાણતો હતો. બાદશાહના હૃદયમાં જ્યારે જ્યારે વિષાદભરી લાગણી ઊભરાતી ત્યારે કવિરાજ બીરબલ બહુ ચાલાકીથી તેને હળવી બનાવી દેતો, તે પણ જોધાબાઈ બરાબર જાણતી હતી અને સાથે સાથે એ પણ જાણતી કે પોતાનામાં તેવી શક્તિ નહોતી.

બાદશાહના હૃદયમાં સીધો જ પ્રહાર કરતી આવી કેટલીય પ્રચ્છન્ન નાજુક બાબતોને બીરબલની સહૃદયતાએ મર્માળા પ્રહાર કરીને બિલકુલ શમાવી કે ભુલાવી દીધી હતી. દુઃખમાં હાસ્ય અને સુખમાં શાણપણ આપવાની તેની હમેશની રમૂજી રીતોએ બાદશાહ અકબરને પરવશ બનાવી દીધો હતો. તેમની મૈત્રીનું ગાઢ સ્વરૂપનું પણ આ જ મુખ્ય કારણ હતું. રાજદરબારમાં અને ખાસ કરીને રાજદરબારની બહાર રાજકારણોની મહાન ચિંતાઓમાંથી સુખદ રાહત આપવાનું કામ બીરબલ કરતો, એટલે મિત્ર અને મંત્રીની ઝંખના બાદશાહને છેલ્લા ચાર મહિનાઓમાં અનેકવાર વિવશ બનાવી દેતી. જોધાબાઈ એ પણ જાણતી હતી.

હમણાં હમણાં શેખુબાબામાં અજડપણું અને જિદ્દ વધુ જણાતાં હતાં. સીધી રીતે વાત કહેવામાં મર્યાદાભંગ થતો હતો. સચોટ રીતે કંઈ કહી શકાય તેવો કોઈ રસ્તો દેખાતો ન હતો. જોધાબાઈ અને બાદશાહ બન્નેને આ વસ્તુસ્થિતિનું દુઃખ હતું. મેવાડી રાજકુમાર પત્તની વાત કરતાં કરતાં બાદશાહને શેખુબાબાનું સ્મરણ થઈ આવ્યું અને જોધાબાઈ પણ તે સમજી ગઈ. છેવટે બાદશાહના મનને બીજી તરફ વાળવા જોધાબાઈએ કહેવા માંડ્યું, “ આજે તો દીવાનેખાસમાં મોટો સવાલ ચર્ચાવાનો છે, મહારાજ ? ”

“ હા, શેતરંજના પેલા પાંચ રાજાઓમાંના એક—રેવાનરેશની વાત ! તે અમારું સન્માન જાળવે છે. પોતાના શાહજાદાઓને ભેટો સાથે શાહી દરબારમાં મોકલાવે છે, પરંતુ પોતે નથી આવતા. જિતાયા છે પરંતુ જિતાયાનો ડંખ તેમને સાલતો લાગે છે. અકબરશાહનો મિત્રતા માટે કંપતો હાથ તેમને રાજક્રોધમાં ધ્રૂજતો જણાય છે. ”

“ પણ રેવાનરેશ એક વાત તો ખૂબ સમજે છે કે ધારે તો સમ્રાટ અકબર સાત જ દિવસમાં તેમની મજબૂત તૈયારીઓને પણ

રમતાં રમતાં વિખેરી નાખી શકે છે," જોધાબાઈએ બાદશાહને શાંત કરવાના ઈરાદાથી કહ્યું.

"તેઓ જાણે છે. ને હું પણ બરાબર જાણું છું. પરંતુ રાણી, મારે જોર નથી વાપરવું અને એમને સ્વચ્છંદી પણ નથી થવા દેવા."

"એકલા એમને કે બીજાઓને પણ?" રાણીએ પાછું સહેતુક પૂછ્યું.

"બધાઓને," બાદશાહ બોલ્યો. અને તરત તે દીવાનેખાસમાં જવા પોશાક બદલવા પોતાના શયનગૃહ તરફ ગયો. જોધાબાઈની યુક્તિ સફળ થઈ. રેવાનરેશના વિચારોએ બાદશાહના મગજમાંથી શેખુબાબા અને બીરબલને એક સાથે દૂર કરી દીધા—તત્કાલ.

ફત્તેહપુર–સીક્રીના, ખાસ દીવાનેખાસમાં આજે મુખ્ય મુખ્ય બધા અમીરઉમરાવો ભેગા થયા હતા. દૂર દૂરથી પૂર્વપશ્ચિમના યુદ્ધવિજેતા સિપહસાલારો આજે બાદશાહની વાટ જોતા હતા. યુદ્ધ વિષેનો બાદશાહનો ઝડપી નિર્ણય સૌ કોઈ જાણતું હતું. પોતાના રાજ્યમાં ક્યાંય પણ નિર્બળતા જોતાં સત્વર તેના પર જોઈએ તે કરતાં વિશેષ ધ્યાન તે આપતો. રેવાનરેશનું વર્તન તેને બહુ ખૂંચતું હતું. રાજમંત્રીઓ અને સેનાપતિઓ પોતાના વિચારો જણાવવા તૈયાર જ હતા.

દરબારમાં આવ્યા પછી તરત જ બાદશાહે રેવાનરેશ વિષે ચર્ચા શરૂ કરી. દરેક જણે પોતપોતાનો અભિપ્રાય આપવા માંડ્યો અને બાદશાહ બહુ ધ્યાન દઈ ચૂપકીથી બધું સાંભળવા લાગ્યો.

અતુલ પરાક્રમી ખાનખાનાન બોલ્યો: "રેવાનરેશ નહિ, હજૂર, પણ ડુંગરપુર, ચોરા, નગરકોટના બધા રાજા અને સુલતાનો

પોતે આવવાને બદલે પોતાના શાહજાદાઓને મોકલી આપી, બાદશાહની હજુરમાંથી આસ્તે આસ્તે અલગ થવા માંડયા છે."

નિમકહલાલ હકીમ બોલ્યો, "આવા લોક જહાંપનાહની ખિદમત માટે લાયક નથી."

વીરોનો વીર રાજા માનસિંહ બોલ્યો, "મહારાજ, લશ્કર જ રવાના કરી દેવું જોઈએ."

પરાક્રમી રાજા ભગવાન અને રાજનીતિકુશળ ટોડરમલજીએ માનસિંહની તરફેણમાં જ અભિપ્રાય આપી રેવાનરેશને રાજદંડ આપવા કહ્યું.

ઇરાનનો એક શાહ જે અકબરશાહની તલવાર કરતાં પણ જેની કલમથી વધુ ડરતો તે અદ્ભુત બુદ્ધિશાળી તેજસ્વી મહામંત્રી અબુલફજલ ધીમે રહી વાગોળતાં બોલ્યો, "ગરીબપરવર, જીતેલા રાજાઓને ફરી જીતવા જવું ઠીક નથી, પરંતુ બદતમીજીને તો સજા થવી જ જોઈએ."

શાયરોનો શાયર ફૈજી ચૂપ રહ્યો. બાદશાહે તરત તેના સામે જોઈ પૂછ્યું.

"કેમ શેખજી, તમે ચૂપ છો ?"

"આજે કવિરાજ બીરબલ હાજર હોત તો..." ફૈજીએ પોતાને અને અકબરશાહને બહુ પ્રિય એવી વ્યક્તિનું નામ લઈ તંગ બનતા વાતાવરણને નરમ પાડતાં કહ્યું, "તો પહેલાં જ કહી દેત—સામ, દામ ને ભેદ."

બાદશાહે સ્મિત કરી ફૈજી તરફ જોયા કર્યું. બીરબલનું નામ બાદશાહના મોં પર કેવું પરિવર્તન લાવી શકે છે તે બધા સરદારો જાણતા હતા અને બહુ સારી રીતે જાણતા હતા. બાદશાહ તથા

બીરબલનો અરસપરસનો ગાઢ સ્નેહ હવે કોઈથી છૂપો નહોતો. બાદશાહે સ્મિત કરતાં કહ્યું,

"હાં, જો કવિરાજ અહીં હોત તો...! ખુદા એમને સ્વર્ગમાં કામયાબ કરે."

"મહારાજ, જહાંપનાહ, આલીજાહ!" ટોડરમલ, ખાનખાનાન અને માનસિંહ એકાએક આશ્ચર્યથી બોલી ઊઠયા.

બાદશાહ હસી પડયા.

"ઓહ! રાજાજી, આપ બધા હમણાં જ લડાઈનાં મેદાનોમાંથી ચાલ્યા આવો છો એટલે કદાચ બધું જાણતા નહિ હો! કવિરાજ બીરબલ અમારા વડીલોના કુશળ સમાચાર પૂછવા સ્વર્ગમાં ગયા છે. આપણા ઘણા સરદારો પણ એમના વડીલોના કુશળ જાણવા આતુરતાથી એમની રાહ જોઈ રહ્યા છે. આપ તે રાતે નહોતા ટોડરમલજી, નહિ તો આપ જેવા પવિત્ર અને મઝહબી પુરુષ પણ સાથે જઈ શકત..."

"ના હજૂર," તરત ટોડરમલ બોલી પડયો, "એટલી હિંમત મારામાં નથી; એ કામ બીરબલનું. હું મારી હાર સ્વીકારી લઉં છું." બધા હસી પડયા.

"આપ શું ફરમાવો છો?" રાજા માને બાદશાહને સીધો પ્રશ્ન કર્યો. એમને ટીખળ વધુ પસંદ ન હતું. બાદશાહે થોડીવાર વિચાર કરી સ્મિત વેરતાં કહેવા માંડયું, "જો કવિરાજ બીરબલ હોત..." હજુ તો અકબરશાહ વાકય પૂરું કરે તે પહેલાં તો જવાબ આવ્યો,

"હાજર છે, આલીજાહ."

બધાએ ચમકીને, જે બાજુથી અવાજ આવ્યો તે તરફ જોયું ને બધા સ્થિર જ થઈ ગયા. લાંબી દાઢી વડે શોભતો કવિરાજ બીરબલ નમન કરતો કરતો બાદશાહ પાસે આવી પહોંચ્યો.

બીરબલને એકદમ ભેટી પડવાનો બાદશાહને ઉમળકો આવ્યો, પરંતુ સહજ સંયમે વધુ પડતું લાગણીદર્શન થતું અટકાવ્યું. બાદશાહનું મન આનંદથી પુલકિત થઈ ગયું. શાહે ઉમળકાભેર કહ્યું, "હજારવાર મુબારક, કવિ, કહો, કેમ છો, બધાં ઉપર સ્વર્ગમાં કુશળ છે?"

એકીટશે જોઈ રહેલા ફૈજી તરફ સહેજ ઈશારો કરી બીરબલ બોલ્યો,

"ગરીબપરવર, એમ તો બધાં કુશળ છે. વડીલોએ તમને બહુ બહુ આશીર્વાદ પાઠવ્યા છે, કહ્યું છે અમર રહેશો. પરંતુ તેઓને એક મોટું દુઃખ છે."

"એવું તે શું છે, કવિ?" બાદશાહે ઝીણવટથી પૂછ્યું. રાજા માન અને હકીમને હમેશની ઘેલી વાતો આમ શરૂ થતાં કંટાળો આવવા લાગ્યો. પરંતુ ફૈજી અને અબુલફઝલ રસપૂર્વક સાંભળવા લાગ્યા. તેઓ જાણતા હતા કે ઘેલી વાતોમાં જે ડહાપણનું દર્શન થાય છે તે અન્યત્ર ભાગ્યે જ જોવા મળે છે. બાદશાહે પૂછેલા પ્રશ્ન પર જરા વધારે પડતી ગંભીરતા દેખાડી કવિ બોલ્યો, "મહારાજ, મારા મોં સામે તો જરા જુઓ. મારી દાઢી જોઈ! સ્વર્ગમાં એક સારા હજામની બહુ જરૂર છે, તેથી તેઓએ અરજ કરી છે કે ખાસ તકલીફ ન હોય તો અકબરશાહ પોતાના હજામને જલદી સ્વર્ગમાં મોકલી આપે. કાળિયો જશે તો ચાલશે."

"કાલે જ એને મોકલવા બંદોબસ્ત થશે, કેમ યુસુફખાન?" પોતાનું પોકળ બહાર પડવાની બીકે ધ્રૂજતા અને બીરબલને જોઈ સફેદ પૂણી જેવા થઈ ગયેલા યુસુફને બાદશાહે પૂછ્યું. યુસુફે માથું નમાવી એક શબ્દ પણ બોલ્યા વિના આજ્ઞા સ્વીકારી લીધી. બાદશાહે ત્રાંસી આંખે પછી બીરબલને પૂછ્યું.

"વારુ, અને બીજા સરદારોના વડીલો કેમ છે?"

"એ પણ બહુ મઝામાં છે, જહાંપનાહ, પરંતુ એક અરજ એમણે કરી છે."

"અટકો નહિ, કહી જ દો." બાદશાહે આતુરતાથી કહ્યું.

"એમણે સરદારોને કહેવડાવ્યું છે કે પાપ કરો છો તો ભલે કરો; પરંતુ સાથે સાથે દાન–પુણ્ય પણ કરતા રહેજો. દાન એમને જરાય પહોંચ્યું નથી."

"સાંભળ્યું સરદારો?" બાદશાહે યુસુફની મંડળી તરફ જોઈને કહ્યું. "યુસુફખાન, ધરમપુર અને ખૈરાતપુરમાં ગરીબ મુફલિસોને રોટીપાણી મોકલાવી દો. પચીસ હજાર હાલમાં ચાલશે, કેમ યુસુફખાન?"[1]

"જેવો જહાંપનાહનો હુકમ!" તાળવે ચોંટેલી જીભ મહામુસીબતે છૂટી કરતાં યુસુફ ગભરાટમાં બોલ્યો. "અમે પચીસ હજાર કાલે જ મોકલાવી દઈશું." જાણે મરતો માણસ પુનર્જીવન પામે તેવી રીતે બોલી યુસુફ ઊભો થઈ ગયો.

"અને કાળિયા હજામને પણ સત્વર સ્વર્ગમાં મોકલવા તજવીજ કરજો." બહુ જ મામુલી ઢંગમાં બાદશાહે આજ્ઞા કરી. બધા આશ્ચર્યમુગ્ધ બની જોઈ રહ્યા.

"જેવો જહાંપનાહનો હુકમ!" યુસુફ ગભરાટ બહાર પાડ્યા વિના એટલું જ કહી ચૂપચાપ બેસી ગયો. બાદશાહના બીજા હુકમે પહેલા હુકમથી ઊપજેલા તેના ક્ષણિક આનંદને એકદમ ગૂંગળાવી નાખ્યો. બીરબલના તોફાન પર પચીસ હજાર કુરબાન કરવા

---

૧ ફત્તેહપુર–સીક્રીમાં બાદશાહ અકબરે હિંદુ–મુસલમાનો માટે આ બે અનાથાશ્રમ ઉઘડાવ્યાં હતાં.

તેને વસમા ન હતા; પરંતુ કાળિયાને સ્વર્ગમાં મોકલવો એ બહુ ભારે વાત હતી. એ અને એના સરદારો માથા કૂટી થાક્યા હતા પરંતુ ખબર નહોતી મેળવી શક્યા કે બીરબલે કોઈ યુક્તિ કરી છે કે ખરેખર મરી ગયો છે? હમણાં હમણાં તો બધી મંડળી એમ જ માની બેઠી હતી કે બીરબલ સદાને માટે તેમનાથી દૂર થઈ ગયો છે અને તેથી તેઓ ખૂબ આનંદ અનુભવતા હતા. પણ એ આનંદ કેવો તુચ્છ, કેવો ક્ષણિક! બીરબલને રાજકાજની બધી ખબર ચૂપકીથી મળી ગઈ હતી. અને ફૈજીએ આજની રાજદરબારની મૂળ વાત એને કહી અને રેવાનરેશની વાત ફરી રાજદરબારમાં ચર્ચાવા લાગી.

બાદશાહે બીરબલ સામે જોયું. બીરબલે બહુ શાંતિથી કહ્યું: "જહાંપનાહ, પહેલાં સામ, દામ અને ભેદ..."

બાદશાહે શકરાની આંખે રાજા માન સામે જોયું. રાજા માન ગાંભીર્યની મૂર્તિ હતો. ગંભીર રાજકીય સમસ્યાઓનો વિચાર કરતી વેળાએ હાસ્યવિનોદને રાજા ટોડરમલ અને હકીમ પણ જરાય પસંદ ન કરતા, એટલે સ્વર્ગનાં પ્રકરણથી ધુંધવાયેલા રાજા માને તરત બીરબલને સંભળાવી દીધું: "કવિરાજ, રેવાનરેશ બ્રાહ્મણ નથી—તીખો ક્ષત્રિય છે. એને માટે કીમિયો એક જ છે—તલવાર."

"રેવાનરેશ ખૂબ તુમાખીવાળો છે—જંગ!" ટોડરમલ બોલ્યો.

"રેવાનરેશ બહાદુર અને જિદ્દી છે. કવિ, બાદશાહત તલવારો પર ઊભી રહે છે." ખાનખાનાન બોલ્યો.

"પરંતુ બાદશાહત નભી રહે છે શાંતિ પર; જહાંપનાહના ઉસ્તાદનો બોલ છેઃ સુલહ—યે—કુલ્લ અર્થાત્ સર્વસમન્વય." બાદશાહના બાળપણના ઉસ્તાદ લતીફસાહેબનો મંત્રોચ્ચાર બાદશાહને યાદ દેવડાવતાં બીરબલ બોલ્યો.

"બીરબલજી," રાજા માન છંછેડાઈ પડ્યો, "બળવાન રાજા શાંતિ અને બુદ્ધિની વાતો નથી ગણકારતો, એ શક્તિને ગણકારે છે—"

એટલું બોલી રાજા માને બાદશાહ ભણી નજર ફેરવી અને વિનંતિ કરી: "જહાંપનાહ, સત્વર લશ્કર મોકલો. રેવાનરેશને શિક્ષા થવી જ જોઈએ."

"હજૂર," બીરબલે દઢતાપૂર્વક કહ્યું, "આપણું ચાલે, ત્યાં સુધી લડાઈ દૂર ઠેલવી જોઈએ."

"રાજા રામચંદ્ર લડવા માગે છે." ટોડરમલ બોલ્યો.

"યુદ્ધ જ, મહારાજ." રાજા માને અવાજ વધારી કહ્યું.

"મૂછ મુડાવી દઉં, હજૂર, જો રેવાનરેશ શાંતિથી અહીં આવે તો!"

એકદમ અધીર બની ગયેલો કલ્યાણમલ હજૂરિયો પોતાનું સ્થાન અને સ્થળ ભૂલી એકદમ બોલી ઊઠયો. પરંતુ બીજી જ પળે વિનય-ભંગના અપરાધનો ખ્યાલ થતાં ગરદન ઝુકાવી ઊભો રહ્યો. અકબર કલ્યાણમલ પર ગુસ્સે ન થયો. તે કુતૂહલથી તેને જોઈ રહ્યો.

"જરૂર, આવશે." બીરબલ વધુ દઢતાથી બોલી પડયો.

"નહિ હજૂર, આ ખોટા ખ્યાલો છે. રેવાનરેશ અહીં કદાપિ નહિ આવે." રાજા માન અને હકીમ જોરથી બોલી ઊઠયા.

"હું લઈ આવીશ." બીરબલે સામો જવાબ વાળ્યો.

"મંજૂર." તરત જ તીક્ષ્ણ આંખે આ અમીરોની શાબ્દિક લડાઈ જોઈ રહેલા બાદશાહે કહી દીધું. બાદશાહ જાણતો હતો કે બીરબલનું માનસિંહ ને ખાનખાનાન જેવા સેનાધિપતિઓ તથા મુખ્ય મંત્રીઓ વચ્ચે બોલવું અથવા વિવાદે ચડવું ફૈજી સિવાય કોઈને પસંદ ન હતું. આજે જ બીરબલ આટલી છૂટથી રાજખટપટમાં બોલ્યો હતો, નહિ તો અત્યાર સુધી ચર્ચાતા પ્રશ્નો પોતે સાંભળી રહેતો; ન છૂટકે જ બાદશાહની આજ્ઞા થતાં બોલતો અને કંઈ ખાસ કહેવાનું હોય તો ખાનગીમાં જ્યારે બાદશાહ મિત્ર તરીકે તેને પૂછે ત્યારે તે કહેતો.

ફૈજી અને અબુલફઝલ સિવાય દરેક સરદારને લાગ્યું કે ગંભીર પ્રશ્ને એક ટીખળનું સ્વરૂપ ધાર્યું હતું. બાદશાહે બીરબલને મંજૂરી આપી, તે તો ખોટો સમય બગાડવા બરાબર જ હતું. તેમને તો સંપૂર્ણ ખાતરી હતી કે બીરબલનો પ્રયત્ન હાસ્યાસ્પદ જ બનવાનો; અને રાજા માને તથા હકીમે માની લીધું કે બાદશાહને એક સાધારણ રજપૂત રાજા અપમાન કરીને નીચું જોવડાવશે. પરંતુ યુસુફ અને એના મળતિયા સરદારોના પેટમાં ફાળ પડી કે કવિ બીરબલ બધાંને હસાવતાં હસાવતાં હવે છેક અમીર બનવાની કોશિષ કરી રહ્યો હતો અને જલદી અમીર બની રાજ્યના મુખ્ય સરદારો સાથે સ્થાન મેળવશે.

આ આખી ચર્ચા પૂરી થતાં મીયાં તાનસેને ધીમે રહી ગીત શરૂ કર્યું.

બાદશાહને એ જ પળે સાંભર્યું કે તાનસેન રેવાનરેશનો આશ્રિત અને ખાસ મિત્ર હતો. રેવાનરેશે જ તાનસેનજીને અકબર શાહના રાજદરબારમાં ભેટ મોકલ્યા હતા. શાહે પૂછ્યું " કાં તાનસેનજી, તમે કેમ કંઈ અભિપ્રાય નથી આપતા? અકબરશાહના પ્રશ્નનો ઉત્તર મીયાં તાનસેન સંગીતમાં ગાઈ રહ્યો.

તે ગાતો હતો કે પ્રેમ જેવી અમોઘ શક્તિ અન્ય કોઈ નથી. સંહારમાં નહિ, પ્રેમમાં જ છે ખરી જીત.



## [ ૧૧ ]

હારેલો જુગારી બમણું રમે.

યુસુફની વૈરવૃત્તિ અસાધારણ બની ગઈ હતી. બીરબલે આપેલી હારથી યુસુફ ક્રોધમાં સળગી રહ્યો હતો. તેના હૃદયમાં, મનમાં, આંખમાં બીરબલ કંટકસમ ખૂંચી રહ્યો હતો. ક્રોધ અને નિરાશાની વિપરીત સ્થિતિમાં યુસુફ પગ પછાડતો હતો, ત્યારે કાળિયો હજામ રડતો રડતો ત્યાં આવી તેના પગમાં માથું કૂટવા લાગ્યો.

" સરકાર, હું તો ચાલ્યો સ્વર્ગે ! હજૂર મને સ્વર્ગમાં મોકલાવ્યા વિના નહિ રહે ! માબાપ, હું બાલબચ્ચાંવાળો, આપના જ કહેવાથી મેં બાદશાહને એવી વાત કરી હતી, હવે નહિ બચાવો તો...તો..."

" તો શું કરીશ ?" લાલચોળ આંખો કરી યુસુફે તેની સામે જોયું. તેની હિંસકવૃત્તિ સ્પષ્ટ થઈ રહી હતી. કાળિયાનાં મોતિયાં મરી ગયાં, પરંતુ પોતે બાદશાહનો હજામ છે એ વિચાર આવતાં સહેજ હિંમત લાવી એ બોલ્યો: " સરકાર, હું શું કરવાનો હતો ? પરંતુ સરકાર, ખરી વાત હજૂરને નહિ કહું તો તો હું મરી જ જવાનો."

" કમબખ્ત ! રહેંસી નાખીશ. " યુસુફ જાણે તેનું લોહી પીવાની તૈયારીમાં હોય તેવી રીતે દાંત કચકચાવી બોલ્યો.

"સરકાર, મારે હજુ સ્વર્ગમાં જવાનું છે, હમણાં મને તમે નહિ મારી શકો. શાહી અનામત છું." ચાલાક હજામે બાદશાહને વચમાં નાખી પોતાનો બચાવ કરવા માંડ્યો. બાદશાહનું ફરમાન યાદ આવતાં યુસુફ કંઈક ટાઢો પડી ગયો. કાળિયાને મારી નાખવો એ પોતાના માટે ભય ભરેલું હતું—પોતાને મળેલા પચાસ હજાર રૂપિયા કાળિયાએ યુસુફ પાસે રાખ્યા હતા. યુસુફે એ બાબતમાં ઉદ્દેશીને કહ્યું: "તું એ લઈને ચાલ્યો જા. નાસી જા, ડૂબી મર. આજે જ રસ્તો પકડ." એટલું કહી યુસુફ ચાલી જવા તૈયાર થયો, પણ કાળિયો એમ છોડે તેવો નહતો.

એ રડતાં રડતાં કરગરવા લાગ્યો, "પરંતુ સરકાર, આલમપનાહે છૂપા બાતમીદારો મારી પાછળ મૂક્યા છે. ચિતાએ ચડ્યા સિવાય મારો છૂટકો નથી."

"પૈસા લે અને રસ્તો પકડ, કહી દીધું ને! નીકળ."

યુસુફ ચાલ્યો ગયો.

કાળિયો હજામ કકળતો મહામુસીબતે યુસુફને રહેઠાણેથી નીકળ્યો. તેની આંખો આગળ બધો વખત ચિતા તરવરતી હતી. રોતી આંખે એ મહેલ બહાર નીકળ્યો ત્યાં તેણે એક કૌતુક જોયું. માથાની આસપાસ બે તંબૂરા લટકાવી એક હાથી ચાલતો હતો અને તેની આગળ બે શાહી ગવૈયાઓને પકડી કેટલાક સિપાહીઓ, શાહી મહેલના પોતાના ખાસ ઝરૂખામાં બેઠેલ અકબરશાહ પાસે, લઈ જતા હતા.

થોડાક જ દિવસો ઉપર અકબરશાહે આ ગવૈયાઓની વિદ્યા પર ખુશ થઈ જઈ એક કીંમતી હાથી ઇનામ આપ્યો હતો. હાથીનું ભરણપોષણ કરવા અશક્ત હોવાથી ગવૈયાઓ બીરબલ પાસે ગયા અને બીરબલે હાથીમાંથી મુક્તિ મેળવવા એક યુક્તિ દેખાડી. બીજે દિવસે ગવૈયાઓએ હાથીને છુટ્ટો મૂક્યો અને હાથી સ્વચ્છંદ બનતા, લોકોનું

બહુ નુકશાન કરવા લાગ્યો. આથી ગવૈયાઓ અને હાથીને પકડી સિપાહીઓ શાહ આગળ આવી ઊભા.

"કેમ, ઉસ્તાદો, હાથીને છૂટો મૂકી મારી બેઈજ્જતી કરવા ઇચ્છો છો ?" બાદશાહે ગવૈયાઆઓને જોઈ જરા રોષથી પૂછ્યું.

ગવૈયાઓ તરત દીન બની કહેવા લાગ્યા: "હજૂર, એ કરતાં તો મરવું ભલું. વાત એમ છે જહાંપનાહ, કે હાથીને અમોએ થોડા દિવસ અમારી પાસે રાખ્યો અને તેને સંગીતવિદ્યા બરાબર શિખવાડી. પછી એ સુંદર તંબૂરા આપી કહ્યું: જા ગલીએ ગલીએ ને ગામે ગામ ફરી સમ્રાટ અકબરનાં વખાણ કર. બિચારા હાથીની ભાષા કોઈ જાણતું ન હોવાથી લોકો તેને સતાવે છે અને હાથી પોતાનો બચાવ કરતાં નુકસાન કરી બેસે છે."

બાદશાહ હસી પડ્યો ને બોલ્યો "કોણે આ રસ્તો દેખાડ્યો ?"

ગવૈયાઓએ તરત એકરાર કર્યો: "કવિરાજ બીરબલે."

બાદશાહનું મોં મલકાયું. તેને આ વાતની સંપૂર્ણ ખાતરી જ હતી. તેણે ગવૈયાઓને ઈનામ આપી હાથીને પોતાની હસ્તીશાળામાં પાછો મોકલાવવાની આજ્ઞા કરી.

કાળિયો આ ખેલ જોઈ રહ્યો હતો. તરત તેણે બીરબલના ઘરનો રસ્તો લીધો.

"નમસ્કાર, કવિરાજ," મહામહેનતે ડૂસકું ખાળી, બીરબલની હવેલીમાં પગ મૂકતાં કાળિયો બોલી પડ્યો.

"તું અહીં કેમ, ભાઈ ?" અંદરના ખંડમાં ઉમા સાથે વાત કરતો કવિરાજ બહાર આવીને બોલ્યો.

"ચાર મહિનાથી આપની દાઢી વધી ગઈ છે. મન થયું, આજે કંઈ કામ નથી. લાવ, કવિરાજની બરદાસ્ત કરી આવું !" એટલું કહી એક ધ્રુસકું ખાળતાં તેણે ખભેથી કોથળી ઉતારી.

"તેં તો મારી બરાબર બરદાસ્ત કરી છે, હવે ઇચ્છા નથી. મારે દાઢી મુંડાવવી હશે તો હવે જાતે જ મૂંડીશ."

"કવિરાજ!" એકદમ રડી પડી બીરબલના પગ પકડતાં ગભરુ હજામ બોલવા માંડ્યો, "હું તો નરકનો માણસ છું. માબાપ, મારે સ્વર્ગમાં નથી જવું. મને બચાવો. અન્નદાતા, તમે બ્રાહ્મણ છો, દયાળુ છો. હું બૈરાંછોકરાંવાળો-સરકાર..."

"તારાં બૈરાંછોકરાંની તું ચિંતા શા માટે કરે છે? પેલા પચાસ હજાર તેઓ જિંદગીભર આરામથી ખાશે."

પચાસ હજારનું નામ સાંભળતાં કાળિયો ઊંચે સાદે રડી પડ્યો: "ના, માબાપ, ના, મારે મરવું નથી. મારાથી નહિ મરી શકાય. ગમે તેમ કરી આ એક વાર બચાવી લો. પુણ્યનું કામ છે. એ પચાસ હજાર આ રહ્યા." એટલું કહી કાળિયો તરત બહાર ગયો અને ખૂણામાં મૂકેલી થેલી ઊંચકી બીરબલના પગ આગળ મૂકી, હાથ જોડી ઊભો રહ્યો.

ઉમાને દયા આવી. અંદરથી જ બોલી ઊઠી: "ઊભો શું રહ્યો છે, એમને બેસાડીને એમની દાઢી મૂંડી આપ. હું પાણી લાવું છું."

"મને બચાવી લો માબાપ. આટલો ગુનો માફ કરો. વાંક મારો નથી; સરદારોનો છે." એટલું કહી સરદારો અને યુસુફની તમામ વાત રોતાં રોતાં મીઠુંમરચું ઉમેરીને એ કહેવા માંડ્યો. બીરબલે પણ ધ્યાનપૂર્વક એના શબ્દો સાંભળવા માંડ્યા. તેની વિરુદ્ધ ઘણા સરદારો હતા તે એ જાણતો હતો, પરંતુ તેમનાં દ્વેષ અને વૈર આવી અત્યંત વિષમ સ્થિતિએ પહોંચ્યાં હશે તેની તેને કલ્પના ન હતી. કાળિયાના મીઠામરચાંમાંથી ઘણી સાચી વસ્તુઓ તેણે વીણી લીધી. બધું સાંભળી રહ્યા પછી તેણે વિચાર કરતાં કહ્યું: "કાળિયા, સ્વર્ગમાં તો તારે જવું જ પડશે. પરંતુ જાન બચાવીને ત્યાં જવાનો એક

રસ્તો છે; એટલે કે જરા ખર્ચ વધારે થશે. આ પચાસ હજાર પૂરા નહિ થાય; તે માટે તો દોઢ લાખ જોઈશે."

"દોઢ લાખમાં હું બચી જઈશ, કવિરાજ ?" જાણે ઊડી ગયેલો જીવ પાછો મળ્યો હોય તેવી રીતે કાળિયો બોલી ઊઠ્યો.

"હાં, બચી તો જઈશ, પરંતુ એક શરત છે."

"એકદમ કહો, માબાપ, એકદમ કહો. નહિ તો મારો પ્રાણ હાથ નહિ રહે." કાળિયો બબડી ઊઠ્યો.

"શરત એ છે કે—" કાળિયા દ્વારા જ સરદારોની ખબર લેવાનો તાગડો રચી બીરબલ બોલ્યો: "સ્વર્ગમાં ગયા પછી એકલો બ્રાહ્મણ જ પાછો આવી શકે છે."

"અરે માબાપ, અરે માબાપ, બેફિકર રહો—એવો ભાગીશ, એવો ભાગીશ કે મારું નામ કે નિશાન કોઈના હાથમાં નહિ આવે. આપ બિલકુલ બેફિકર રહો. હમણાં હું સરદારો પાસેથી એક લાખ રૂપિયા લઈ આવું છું."

"પણ તેઓ આપશે ?" બીરબલે કાળિયા સામે એકીટશે જોઈ કહ્યું.

"યુસુફખાન એકલા આપી દેશે, ક્યાં જશે ? પોતાનું પાપ તેને છુપાવવું છે. હું અબઘડી આવ્યો, માબાપ !" એટલું કહી આનંદમાં બીરબલના પગમાં આળોટી કાળિયો બહાર દોડ્યો.

એના ગયા પછી આનંદમાં ગણગણતા બીરબલ પાસે આવી ઉમાએ છણકો કરતાં કહ્યું. "રોવડાવી રોવડાવીને એકઠા કરેલા આ રૂપિયાનું શું કરશો ?"

"હસાવી હસાવીને કાલ્પીના ચંદ્રશંકર પંડિત અને મહમદશેખને વિદ્યાદાન આપવામાં મદદ કરીશ. એ ઉપરાંત બેએક હજાર વિધવા

ઓનું પોષણ થશે અને કોઈ ગરીબ કવિઓની કવિતા જીવતી રહેશે. "

બીરબલનું ઉદાર હૈયું કેટલું વિશાળ હતું તે ઉમા જાણતી હતી. તેણે વહાલથી કવિની સામે જોયું અને પૈસાની કોથળી લેવા નીચે વળી, એવામાં દાસીએ ધાંધલમાં અંદર આવી કવિના હાથમાં એક બોર મૂક્યું.

" એક માણસ બહાર ઊભો રહ્યો છે, કહે છે કે પુરાણ જમાનામાં સુદામાએ કૃષ્ણને તાંદુલ પાઠવ્યા હતા. આ જમાનામાં હું બોર મોકલાવું છું. "

બીરબલ અને ઉમા એકમેક સામે જોઈ રહ્યા. વધુ સવાલ-જવાબ કર્યા વિના કવિ બહાર દોડી ગયો અને હવેલીના બારણા આગળ ઊભેલા માણસને જોઈ ચીસ પાડી ભેટી પડચો. "મારા બાલસખા કવિ ગંગ ? પધારો ! પધારો ! ભલે પધારો ! "

" હા કવિ, હું ગંગ—
તાનહદ મીયાં તાનસેન, હદબુદ્ધિ બીરબલ
શાહનશાહાં અકબરાં—"

" હં, હં, બ્રહ્મપુત્ર ! રાખો. કહો, કેમ પધારવું થયું ?" બીરબલે બહુ ઉમળકાથી હવેલીમાં દોરી જતાં પોતાના આ બાલસખાને પૂછ્યું.

" ગામડાઓમાં દુષ્કાળ પડચો છે. અનાવૃષ્ટિએ હજારોના પ્રાણ લીધા છે; એટલે ખાવા અને ખાવાનું માગવા મિત્ર પાસે આવ્યો છું " એટલું કહી કવિ ગંગે ઈશારો કર્યો. તરત ક્ષુધાથી મરણાભિમુખ બનેલા કેટલાક ગામડાના પટેલો તેમની સામે આવી ઊભા. પોતાનાં ગામોને મદદ કરવા તેઓ કવિ ગંગને આગેવાન કરી શહેરમાં અકબરની અને શાહ સોદાગરોની પાસે અનાજ વગેરે મદદ લેવા આવ્યા હતા. તેમના તરફ નજર કરતાં બીરબલ તરત અંદર ગયો; અને

કાળિયાવાળી કોથળી છોડી નાખી મૂઠીઓ ભરી ભરી પટેલિયાઓની ફાળ ભરવા માંડયો. "લ્યો ભાઇઓ, લેતા જાઓ. તમને ભગવાને મોકલ્યા છે. કવિ ગંગ, ભગવાન નકામો મને પોતાનો આડતિયો બનાવે છે. એણે જ મારી પાસે આ નાણું મોકલાવ્યું છે. લઈ જાઓ, બધું લઈ જાઓ." એટલું કહી બીરબલ આવેશમાં નાણું વહેંચવા માંડયો. એવામાં બીજા ગામડિયા પ્રતિનિધિઓ આવતા દેખાયા. એક પછી એક ભૂખની ભીષણ મૂર્તિઓ કવિરાજ બીરબલની હવેલીમાં ઊભરાવા લાગી.

પૂજા કરતી લખ્ખી અને ગાંજો પીતો પુરાણીકાકો બહાર આવી પહોંચ્યાં. છેલ્લા નવા આવેલા પટેલિયાઓ પછવાડે કવિ કેશવ આવીને ઊભા રહ્યા. બીરબલે નવા આવનારાઓની પસલીઓમાં રૂપિયા ભરવા માંડયા. આડમાં ઊભી આ બધો ખેલ જોઈ રહેલી ઉમા દોડી ગઈ અને બે ત્રણ બીજી થેલીઓ લાવી, લાજ કાઢી, બીરબલના પગ આગળ મૂકી ગઈ. કવિ કેશવથી ન રહેવાયું; એણે લલકાર્યું.

"રચી કે નૃપનાથ બલી બલવીર ભયો કૃતકૃત્ય મહાવ્રતધારી,
દૈ કરતાર પનો કરતો હિ, દઈ કરતાર દુહું કરનારી.'

બીરબલજી ! વિધાત્રી અત્યારે નિઃસાસા નાખવા માંડી છે કે બીરબલને મેં બે જ હાથ કેમ આપ્યા ! દાતાને તો ચાર હાથ જ હોય. વાહ મારા કવિ ! વાહ શહેનશાહ ! રંગ છે તને અને રંગ છે તેં શોધેલા તારા મિત્રને ! શતં જીવ શરદઃ વાહ...વાહ...!"

થોડીવારમાં બીરબલ અને બાદશાહના મુખ્ય મંત્રીઓ દુકાળિયાઓને લઈ રાજમંદિરે પહોંચ્યા. બાદશાહે તરત ખજાના ઉઘાડા મૂકવા આજ્ઞા કરી......અને, જ્યારે દુષ્કાળપીડિત પ્રજાજનો માટે શાહી ખજાનામાંથી રાહતદ્રવ્ય દિનપ્રતિદિન જવા માંડયું ત્યારે બાદશાહને કાને ઊડતી વાત આવી કે, રેવાનરેશ તરફ કૂચ કરી જતાં

પહેલાં કવિરાજ બીરબલે અઢી લાખ રૂપિયા દાનધર્મમાં વેરી નાખ્યા હતા. પ્રજાના દુઃખે દુઃખી થયેલો બહુ કોમળ હૃદયવાળો બાદશાહ આ સાંભળી પુલકિત થઈ ઊઠયો.

બીરબલને અપાતાં મોટાં મોટાં ઇનામો કયાં અદૃશ્ય થતાં હતાં તેનો બાદશાહ અકબરને ખ્યાલ આવી ગયો.

પરંતુ તે વખતે બેચેનીમાં બહુ તરફડતો હતો અને વૈરાગ્નિમાં ખૂબ શેકાતો હતો માત્ર એક મુસુફખાન.



## [ ૧૨ ]

તાનસેન જેવા ‘હજાર વરસમાં એક જન્મનાર’ અદ્ભુત સંગીતસમ્રાટને મોગલ શહેનશાહના દરબારમાં ઉદારચિત્તે મોકલનાર રેવાનરેશ રાજા રામચંદ્ર જેટલો માયાળુ હતો એટલો જ ઉગ્ર હતો. એ બે વિરોધી તત્ત્વો રાજવીમાં કેમ રહેતાં હશે તે તો અકબરશાહના નિકટના રાજમંત્રીઓ પણ સમજી નહોતા શક્યા; અકબરશાહ જો કે દિલનો દરિયાવ હતો છતાં રણક્ષેત્રમાં ક્રોધે ભરાતાં તેના જેટલું નિર્દય પણ કોઈ નહોતું બની શકતું. કદાચ ઓછા વધતા પ્રમાણમાં આ બે ગુણઅવગુણો બન્નેમાં સરખા હોઈ રેવાનરેશ અને અકબરશાહ એકમેકને માનથી જોતા હોવા છતાં હૃદય ખોલી મળી નહોતા શકતા.

ખાસ કારણ સિવાય પ્રતિવર્ષ અકબરશાહના દરબારમાં સલામી ભરવા જવું રેવાનરેશને હીણપતભર્યું જણાતું હતું. એ ખરું કે બાદશાહ અકબરના સામર્થ્ય આગળ તેને નમવું પડ્યું હતું— પરંતુ તે ક્રમને.

અને હૃદયમાં કોઈ પણ પ્રકારનો દ્રોહ રાખ્યા વિના તે પ્રામાણિકપણે શાહી ફરમાનોને સન્માનતો—પરંતુ તે સિદ્ધાંતને ખાતરજ.

રેવાનરેશ પાસે શસ્ત્રસામગ્રી હોત તો તે જીવનાન્ત સુધી લડી લેત ને અકબરશાહની અધીનતા ન સ્વીકારત! પરંતુ પોતાની શક્તિનું અને પોતાના નાનકડા રાજ્યનું માપ તેને સારી રીતે

જાણમાં હતું. યુદ્ધનીતિમાં તેણે શાણપણને વધુ અપનાવ્યું, ને અકબરશાહ સાથે માનભરી સંધિ કરી લીધી, પરંતુ સ્વીકારી લીધેલી આ અધીનતા તેને હમેશાં ખૂંચતી હતી. વીરતાને પૂજનાર રેવાનરેશ અકબરશાહના ગુણોની ભારોભાર પ્રશંસા કરતો, પરંતુ પોતે ગુમાવેલી સ્વાધીનતા તેને ઘણી વાર ભયંકર ઉદ્વેગમાં નાખી દેતી અને તેથી કાંઈ અવિવેકભર્યું પગલું ન લેવાય તે માટે પોતાના પુત્રોને રાજદરબારમાં મોકલી બાદશાહનું તે હમેશાં સન્માન કરતો.

એટલે પ્રજાએ તેનો ઊલટો અર્થ લેવા માંડ્યો હતો. વળી ચોરા, ડુંગરપુર કલિંજર વગેરે રાજ્યોના રાજવીઓએ રેવાનરેશના વર્તનનો ખોટો અર્થ કરી તેનું અનુકરણ કરવાનું શરૂ કર્યું હતું. અકબરશાહના દરબારમાં ખળભળાટ થવાનું મુખ્ય કારણ આ હતું. અકબરશાહની વેધક દ્રષ્ટિએ આવા વર્તનમાંથી ઊપજનાર ભાવિ અનિષ્ટને પારખી લીધું હતું. પોતાનું સામ્રાજ્ય તેને અખંડ બનાવવું હતું. એકલું સર્વ સત્તાધારી નહિ કે એકલું સર્વોપરિ નહિ. એટલે, રેવાનરેશનું મન મનાવવા કવિરાજ બીરબલ રેવાનરેશ સામે હાજર થાય એ એને ગમતું હતું ને થયું પણ તેમ જ.

પહેલો દિવસબીરબલે રેવાનરેશ સાથે એમને બહુ પ્રિય એવા સાહિત્ય—સંગીતમાં વ્યતીત કર્યો. બીજા દિવસથી તેણે ધીમે ધીમે વિનોદમાં પોતાની વાતો શરૂ કરી. હળવી વાતોથી રેવાનરેશના ભારે થયેલા ચિત્તને તેણે ધીરધીરે હળવું કરી દીધું. બીરબલ બ્રાહ્મણ હતો. શાસ્ત્રનિપુણ હતો. વાતો કરવાની તેને પૂરી ફાવટ હતી. જ્યારે તેને એમ જણાયું કે મહારાજાના મનને તેણે પોતાના તરફ બરાબર ખેંચી લીધું છે ત્યારે, આખરે તેણે, લાગ જોઈ યુદ્ધની મૂળ વાત શરૂ કરીઃ

"મહારાજ, પત તો ઘણીએ છે પરંતુ ખરીપત છે એ, રખપત અને રખાપત."

"મેં શું એ રાખી નથી?"

" ક્ષત્રિય એક વખત મૈત્રી બાંધે કે પછી એ તે જાળવી જાણે છે. "

" મિત્રતાથી હું વિમુખ થયો નથી. "

" મિત્રથી વિમુખ થયા છો, રાજન્! અકબરશાહ આપના મિત્ર છે—આપને સન્માને છે."

" મેં પણ એમને સન્માન્યા છે. "

" લોકો કબૂલ કરે છે કે આપ બાદશાહને સન્માનો છો, પરંતુ તે તો દૂરથી જ. "

" રળિયામણા જોવા હોય તો ડુંગરો તો દૂર જ સારા. "

" પરંતુ હીરા મેળવવા હોય તો ડુંગરોની પાસે જ જવું રહે. નજીક જવાથી ભલે ડુંગરો રળિયામણા ન દેખાય, પરંતુ ઉપરથી પથ્થરો દેખાડતા પહાડો પોતાના પેટાળમાં હીરા સંઘરે છે એ ભુલવું ન ઘટે, મહારાજ! અને એમ પાસે આવ્યા વિના હીરા ન સાંપડે. "

રેવાનરેશે ધ્યાનથી બીરબલ સ્હામે જોયું અને પછી સહેજ હસીને કહ્યું:

" કવિરાજ! કવિધર્મ અને રાજધર્મ બિલકુલ જુદા છે. "

" એક પ્રશ્ન પૂછું? "

" પૂછો "

" મહારાજ! પ્રકાશમાં અંધારું રહેતું નથી—તો પછી રાજા પાસે કવિઓ કેમ રહે છે? કવિધર્મ અને રાજધર્મ તો બિલકુલ જુદા છે!" રેવાનરેશ ચમક્યો; પરંતુ શાંત થઈ જઈ બોલ્યો:

" કવિ, રાજા કવિઓને સન્માને છે, પરંતુ તેનો પહેલો ધર્મ છે પ્રજાનું પાલન કરવું. "

" મહારાજ, એક વધુ સવાલ પૂછું? રાજા પ્રજાનો રક્ષક છે કે ભક્ષક?

"રાજા પ્રજાપાલક છે. પાલક ભક્ષક ન કહેવાય."

"મહારાજ, શાક્તધર્મીઓ બકરાંપાડાને જરૂર પાળે છે—શા માટે? પાલક ભક્ષક પણ હોઈ શકે—પરંતુ રક્ષકને ભક્ષક થવું ન રુચે. પ્રજાવત્સલ રાજવી! આપના નિર્દોષ, વીર રાજપૂતો અને સિપાહીઓની નિરર્થક કત્લેઆમ કરવાનું આપ વધુ પસંદ કરો છો?"

"નિરર્થક?" રેવાનરેશે આશ્ચર્ય દેખાડી પૂછ્યું.

"હા, મહારાજ. નિરર્થક. રક્ષક હમેશાં રક્ષિતનો ખ્યાલ વધુ રાખે છે, પોતાનો ઓછો. રાજધર્મ કહે છે: રાજાએ પ્રજાની ખાતર પોતાનું અહં ભૂલવું જોઈએ. આપ વીર છો. બાદશાહ જલાલુદ્દીન અકબર વીરોને પોતાના હૃદયમાં સ્થાન આપે છે. એમની ઇજ્જતને પોતાની ઇજ્જત સમજે છે. આપનું ત્યાં પધારવું અનુચિત નથી. વીરની સામે વીર ઊભો રહે તે ઉચિત જ કહેવાય. બાદશાહે મિત્ર તરીકે હાથ લંબાવ્યો છે—બે ડગલાં આગળ જઈ તેને ગ્રહણ કરવામાં અહં કરતાં હૃદયની ઉદારતાનાં જ વધુ દર્શન થાય છે. મહારાજ, એ બે કદમમાં આપની પ્રજાનું ભાવિ છે. આપના માટે નહિ, આપના વીર લડવૈયાઓ માટે; આપનાં સંતાનોના હીત માટે નહિ, આપની પ્રજાના હીત માટે, મારી સાથે પધારો. એક નાની વાત માટે હજારોનું નિર્દોષ લોહી રેડાતું અટકતું હોય તો તેમાં કંઈ જ માનહાનિ નથી, પરંતુ શોભા છે. પધારો, મહારાજ, પ્રજા માટે પ્રજાના રક્ષક બની મારી સાથે પધારો—"

પ્રજાવતી બોલનાર આ પરદેશી પટેલિયાને રેવાનરેશ થોડીવાર તો જોઈ રહ્યો. બીરબલના વિનોદવિહાર વિષે તેણે ઘણું સાંભળ્યું હતું પરંતુ હાસ્યને ખિલવનાર આ બ્રાહ્મણ ડહાપણનો ય ભંડાર છે તેની તેને જરાય ખબર ન હતી. બીરબલના શબ્દોમાં વિવેક હતો, વિનમ્રતા હતી, સત્યની સચોટતા અને ગંભીરતા હતાં; સન્માન અને સાચી લાગણી પણ એમાં દેખાતાં હતાં. રાજાના

હૃદયમાં બીરબલે જાદુઈ અસર કરી. તેણે, એક વખતે ભરેલું ડહાપણનું પગલું ખરું હતું તેનું તેને પાછું ભાન થયું.

તેને ખાતરી થઇ ગઈ કે મોગલ બાદશાહના દરબારમાં હીરાઓ છે. તેને એ પણ હવે જણાયું કે હિંદવિજેતા સમ્રાટના હૃદયમાં કવિરાજ બીરબલ આટલી સરળતાથી કેમ પ્રવેશ પામી શકયો હતો !

અકબરશાહને બીરબલની મિત્ર તરીકેની તેમ જ મંત્રી તરીકેની જે મહત્તા હતી તે રાજા રામચંદ્રને સમજાઈ, અને છેવટે કલાભોગી રેવાનરેશનું હૃદય સત્યવક્તા બીરબલ આગળ નમવા લાગ્યું. બીરબલ પાસે રહેવામાં તેને આનંદ જણાવા લાગ્યો.

અને, એક દિવસ પહેલાં ખુદ પોતે પણ ન માન્યું હોત તે બીરબલને અંગે બની શકયું. કવિરાજ બીરબલની સાથે રેવાનરેશ રાજા રામચંદ્ર બાદશાહ અકબર પાસે હાજર થવા રવાના થયો.

ફત્તેહપુર—સીક્રીના દીવાને-ખાસમાં ધાંધલ મચી હતી. જે કોઈ ન માને તે દરેક જણને માનવું પડયું હતું રાજધુરંધરો સામે બીરબલે બીડું ઝડપ્યું હતું ને એ કામ પાર પાડયું હતું.

શહેનશાહ અકબરશાહના દીવાને-ખાસમાં, બાદશાહ જાતે સામે પગલે આવનાર વીર રેવાનરેશનું સ્વાગત કરવા ઊભો થયો, એણે રેવાનરેશને આવકાર્યો, ને વધારે પડતું નમન કરતો અટકાવી તેને ભાવ પૂર્વક હૃદય સાથે ચાંપ્યો.

આખો દરબાર આશ્ચર્યચકિત બની જોઈ રહ્યો.

અકબરશાહની એ તો ખૂબી હતી. શસ્ત્રના ઉપયોગ પછી હરીફને પ્રેમથી જીતતાં તેને સરસ આવડતું હતું. વીરને સન્માનવામાં તે નાનપ જોતો નહિ, અને એનું હૃદય જીતી લેવા બની કોશિશ કરતો.

સત્વર નજરાણાં ભેટ થવા માંડયાં અને બાદશાહે રેવાનરેશને યોગ્ય સ્થાન આપી કલ્યાણમલને નૃત્ય ઇત્યાદિ શરૂ કરાવવા કહ્યું.

કલ્યાણમલને આજ્ઞા કરતાં કરતાં બાદશાહને કંઈક યાદ આવ્યું ઘડીભર એ કલ્યાણમલ સામેજ જોઈ રહ્યો.

કલ્યાણમલના મોં પર મૂછો ન હતી. તેણે પોતાના શબ્દો પાળ્યા હતા.

એક વાળને પણ ઓછો ન થવા દેવા તૈયાર કલ્યાણમલ બીરબલની શરતમાં હાર્યો હતો. બાદશાહે હસતાં હસતાં બીરબલ તરફ અને પછી ફેજી તરફ જોયું.

કલ્યાણમલ અને તેનો પરમ મિત્ર અતગ બેગ કડવો ઘૂંટડો પી ગયા. પરંતુ યુસુફખાનને બે નવા સાથીદારો મળી ગયા.

બાદશાહ—જોધાબાઈના શેતરંજમાંના પાંચ રાજાઓમાંથી પહેલો પડ્યો-દિમાગથી. ત્યારપછી થોડાક જ મહિનામાં કવિરાજ બીરબલે ચોરાના મહારાજને પોતાનાં બુદ્ધિ ને પરાક્રમથી સમજાવી, બાદશાહ સામે નિરર્થક યુદ્ધ કરતો અટકાવી દીધો એટલું જ નહિ પણ લાખોની કિંમતનાં વીસ વીસ લાલ માણેક અને રત્નાદિવાળી તલવાર તેના જ હાથે બાદશાહને ભેટ અપાવી, તેની સાથે સંધિ કરાવી. શેતરંજનો બીજો રાજા પણ પડ્યો—દિમાગથી.

અને પછી તો ટપોટપ એ જ દરબારમાં ડુંગરપુર, કલિંજર ને નગરકોટના રાજાઓને બીરબલ પોતાના સામ, દામ અને ભેદથી બાદશાહ અકબરના સાન્નિધ્યમાં લઈ આવ્યો અને થતાં બંડો તથા રાજદ્રોહોને નિર્મૂળ કર્યા.

પાંચે રાજાઓ જિતાયા. કવિરાજ બીરબલે જીત્યા. જોધાબાઈના શબ્દો પ્રમાણે—દિમાગથી.

એ વર્ષનો નૌરોઝનો તહેવાર આવી પહોંચ્યો, અને ભર્યા દરબારમાં શાહેનશાહ અકબરે કવિરાજ બીરબલને ૨૦૦૦ ની મનસબદારી અને રાજાનો ઇલકાબ બક્ષ્યો.

મિત્ર રાજમંત્રી બન્યો.

બિચારા યુસુફનો ભય ખરો પડયો. કવિરાજ બીરબલ રાજા થયો, એટલું જ નહિ, અમીર ને સરદાર પણ બન્યો. અને બાદશાહ અકબરના દીવાનેખાસમાં ખાસ સરદારોની વચ્ચે એ ખાસ સ્થાન જમાવી ચૂકયો.

પરંતુ આ સમય દરમ્યાન યુસુફના દુઃખમાં સાથ આપનાર અન્ય સરદારો પણ હતા. સંધિ કરી ચૂકેલા પાંચ રાજાઓના કેટલાક ભાયાત રજપૂતો, કેટલાક પરદેશી તુર્કો.

યુસુફના વૈરાગ્નિમાં ધીમે ધીમે ઘી હોમાયે જતું હતું. હવે તેનો એક મોટો ભડકો કરી પોતાના દુશ્મનોને બાળી નાખવા યુસુફે દૃઢ નિશ્ચય કર્યો.

તેને એક યુક્તિ સૂઝી, ભયંકર—બહુ ભયંકર.



બુદ્ધિધન

# બીરબલ

[ભાગ ૨ જો]



જગત ડહાપણની ચાવીઓના
કિલ્લીદાર... મહારાજ બીરબલ

ન્હાનાલાલ દ. કવિ

[ ૧૩ ]

" **ક્યાં** જાય છે અતગ બેગ ?"

શાહી મહેલથી થોડેક જ છેટે આવેલી પોતાની હવેલીના પ્રવેશ-દ્વાર પાસે, મદદ માટે આવેલા એક ગરીબ બ્રાહ્મણ સાથે વાત કરતાં ઉતાવળે ઉતાવળે જતા બાદશાહના ખાસ હજૂરિયા અતગબેગને જોઈ રાજા બીરબલે પૂછ્યું. અતગ તરત અટકી ગયો અને સલામ કરી બોલ્યોઃ "રાજાજી, બાદશાહ સલામતે મને અડધાં શેર તાજો ચૂનો લઈ જલદીથી આવવા હુકમ કર્યો છે."

"જહાંપનાહ શું પાન આરોગતા હતા ?" બીરબલે અતગ સામે ઝીણી આંખ કરી પૂછ્યું. અતગ થંભી ગયો. આંખો ફાડી બોલ્યોઃ "આપે કેમ જાણ્યું રાજાજી ? મેં જાતે જ હજૂર આગળ પાન મૂક્યાં હતાં."

"તેમાં જ. અતગમીયાં ! તમે નવટાંક ચૂનામાં દોઢપાશેર માખણ મેળવીને લઈ જજો. જહાંપનાહે તમને જ ખવડાવવા માટે તમારી પાસે ચૂનો મંગાવ્યો છે. બાદશાહ સલામતને પાન આપતાં તમે વધારે ચૂનો નાખી દીધેલો જણાય છે, જાઓ."

કૃત્ય કૃત્ય થયેલો અતગમીયાં, અકસ્માતે પોતાનો જીવ બચેલો જોઈ 'મેં તેરી ગૌવા' બની ચૂપચાપ ચાલ્યો ગયો.

મૂછો મુંડાવનાર કલ્યાણમલ અતગબેગનો ખાસ મિત્ર હતો; એટલે રાજાજી પ્રત્યે અતગને ખાસ અણગમો હતો. અને મિત્રને ખાતર

બીરબલ સામે દ્વેષ વધારતાં પોતે સહેલાઈથી યુસુફે બિછાવેલી ઝેરી જાળમાં આવી ગયો હતો. પરંતુ આજના આ એક જ પ્રસંગથી ઘણુા-ઓના પ્રસંગમાં બનતું તેમ અતગમીયાંના હૃદયમાં બીરબલ માટે એકદમ પ્રેમ ફૂટી નીકળ્યો. યુસુફની સાથે સાથે તેણે કલ્યાણમલને પણ ગાળો દેવા માંડી–બહુ સારી રીતે. રાજાજીને રાજાજી બન્યે ચાર વરસ થઈ ગયાં હતાં. બીરબલ અકબરશાહની મૂછનો બાલ બની ગયો હતો એમ તો એના દુશ્મનો પણ સ્વીકારી લેતા. આ ચાર વરસમાં બાદશાહના હૃદયમાં જેટલું દૃઢ સ્થાન તેણે જમાવ્યું હતું તેટલું પ્રજાના હૃદયમાં પણ જમાવ્યું હતું. તેની સખાવત, બાદશાહનો તેના પ્રત્યેનો આંધળો મિત્રપ્રેમ, અને તેના બુદ્ધિચાતુર્યના ટુચકા એકલા ફતેહપુર સીક્રીમાં જ નહિ, પરંતુ અકબરશાહના રાજ્યના એક છેડાથી તે બીજા છેડા સુધી--અરે, છેડાની બહાર ઈરાનના દરબાર સુધી પડઘા પાડી ચૂકયા હતા. બાદશાહની સામાન્ય બેગમથી માંડીને શહેરના ખેડુ–મજૂરો સુધી બધાં પોતાનાં દુઃખનું નિવારણ કરવા, કોપ વહોરી લીધેલા બાદશાહના ક્રોધને ઠંડો પાડવા, તેની પાસે દોડી જતા.

ગઈ કાલની જ વાત! છોટી બેગમ સાથે જોધાબાઈને રમૂજી વિવાદ થયો. મથુરાના એક વિખ્યાત બ્રાહ્મણ વૈદે જાહેર કરાવ્યું હતું કે કડકડતી ટાઢમાં તે આખી રાત જમનામાં ઊભો રહે તો પણ સવારે સાજોતાજો બહાર નીકળી શકે!

આને બેગમે ગપ્પાં માન્યાં. જોધાબાઈએ હોડ બકી. છોટી બેગમે પોતે જૂઠી પડે તો એક લાખ રૂપિયા આપવા કબૂલ કર્યું. પેલો બ્રાહ્મણ સિપાહીઓના પહેરા નીચે શીતળ જળમાં આખી રાત ઊભો રહી, બીજે દિવસે બેગમ આગળ આવી ઊભો; પરંતુ એક નાનીશી વાત માટે લાખ રૂપિયા નાખી દેવા બેગમને ગમ્યા નહિ. બાદશાહને રમૂજે ચડાવી તેણે યુક્તિથી બ્રાહ્મણને પૈસા વિના કાઢી મૂકયો. એ બ્રાહ્મણ રોતો રોતો રાજાજી પાસે આવી માથાં કૂટી રહ્યો હતો.

"રાજાજી, હું કંગાળ વૈદ્ય છું. જિંદગીભરની કમાણી ભેગી કરી મેં ઔષધ બનાવ્યું હતું. બાદશાહસલામત મોટી ભેટ આપશે એવા આનંદમાં એક પણ કોડી સંઘર્યા વિના જેટલું હતું તેટલું દવામાં વાપરી દીધું હતું. તે પી આખી રાત હું જમનામાં ઊભો રહી શકયો. હવે હુકમ કહે છે કે જાહેર કરેલ બક્ષિસ નહિ મળે."

"કેમ તું જળમાં નહોતો રહ્યો?"

"આખી રાત, મહેલ બહારના મોટા હોજમાં. અને બરફ જેવા ઠંડા પાણીમાં. પહેરો પણ હતો. પરંતુ બાદશાહસલામતે પૂછ્યું કે તું આખી રાત પાણીમાં રહ્યો છે તેની બીજી કોઈ ખાતરી આપ. મેં કહ્યું કે આખી રાત આપના શયનમંદિરમાં એક રંગીન અબરખની હાંડીમાં દીવો બળી રહ્યો હતો. બાદશાહે કહ્યું, તો પછી તેની ગરમીથી તું હોજમાં આખી રાત ઊભો રહ્યો—એમાં શું? રાજાજી, ત્રણ ખેતરવા દૂર શાહી મહેલમાંથી દેખાતા દીવાની જરાય ગરમી પહોંચી શકે? અરે, દીવો પાસે હોય તો પણ તેની શી અસર થાય. આ બહાનું કાઢી મને બેગમસાહેબે કાઢી મૂકયો."

"વારુ, તમે તમારે ઉતારે જાઓ. રૂપિયા મળી જશે."

રાજાજીએ જરા વિચાર કરીને કહ્યું. બેગમને ખુશ કરવા બાદશાહે ટીખળ કર્યું હતું. પરંતુ બેગમને ઠેકાણે લાવવા બીરબલે બીજું ટીખળ કર્યું. તે સીધો ઘરમાં ગયો અને પહેરેલાં કપડાં કાઢી નાખી એક ધોયેલું સ્વચ્છ ધોતિયું પહેરવા લાગ્યો. ઉમા આશ્ચર્ય પામી.

"આ શું કરવા માંડયું છે? કચેરીમાં નથી જવું?"

"મને ભૂખ લાગી છે. ખીચડી ખાવી છે, અને ખીચડી હું જ તૈયાર કરીશ."

એટલું કહી રાજા બીરબલ પોતાની હવેલીની પાછળ બગીચામાં ચાલ્યો ગયો. ઉમા માથે હાથ દઈ ઊભી રહી. જો તેના નાનકડા

હરિએ તેનો પાલવ ન ખેંચ્યો હોત તો તે ત્યાં ને ત્યાં જ ઊભી રહી હોત. પતિરાજે ખાધું છે છતાં ખીચડી ખાવી છે–અને પોતાને હાથે બનાવીને ખાવી છે—મતલબ કે એનું કૂંડું છે!

"બા, ભૂખ લાગી છે." કાલી ભાષામાં હરિ બોલ્યો.

"કેમ ન લાગે? તારા બાપને લાગી છે, એટલે તનેય લાગવી જ જોઈએ ને?"

"વાહ બેટા!" બહારથી પુરાણી કાકો બોલ્યો.

ઉમા તરત ઝંખવાણી પડી ગઈ અને છોકરાને લઇ અંદર ચાલી ગઈ.

બપોર થઈ ગયા. બાદશાહના ભોજન સમયે રાજાજી અને ફૈજી બેઠેલા જ રહેતા. આજે બીરબલ નહોતો આવ્યો; એટલે બાદશાહને જરા ચટપટી થઈ એણે અતગબેગને ખાસ બોલાવવાને મોકલ્યો. રાજાજીની હવેલી શાહી મહેલથી નજીક જ હતી. છતાં અતગ થોડીક વાર રહીને પાછો આવ્યો અને જીવ સંભાળી બોલ્યો: "હજૂર, રાજાજીની ખીચડી તૈયાર થાય છે. ભોજન કરીને રાજાજીએ ખિદમતમાં આવવાની રજા માગી છે."

બાદશાહે કચવાતે મને સ્વીકાર કર્યો.

ધીમે ધીમે સંધ્યા નજીક આવવા માંડી. રાજકારણીય કેટલીય ગૂંચો રાજાજી આગળ ચર્ચવાની બાદશાહને બહુ ઈચ્છા હતી. જ્યારથી મહેશ મહેશમાંથી બીરબલ બન્યો હતો તે દિવસથી તે રાજા બીરબલ બન્યો ત્યાંસુધી એક પણ દિવસે બીરબલે અકબરશાહની સેવામાં હાજર થવામાં ક્ષણનો પણ વિલંબ નહોતો કર્યો. હમેશાં, બાદશાહની ઇચ્છા મુજબ નિયમિત સમયે તે આવી જ જતો. એટલે આજે અકબરશાહને વધુ ચટપટી થાય તેવું જ હતું. અબુલફઝલ, ફૈજી

અને હકીમ વાટ જોઈ જોઈ થાકયા અને દીવાને-ખાસમાંથી ઊઠી મકબતખાનામાં લખાતાં અને ચિતરાતાં પુસ્તકો જોવા ગયા.

ચોથી વારે અતગ રાજાજીની હવેલીમાં ફરી જઈ આવ્યો અને પાછો આવી નરમ થઈ જતાં બોલ્યોઃ "જહાંપનાહ, ખીચડી તૈયાર થાય છે, ભોજન કરી રાજાજી પધારે છે."

"એવી તે કેવી ખીચડી પાકે છે કે આખો દિવસ થયાં પાકતી જ નથી!" અકબરશાહ ત્રાડ પાડી બોલ્યો.

તેને રોષ આવ્યો હતો. એક જ વાકય બોલીને તે અટકી ગયો.

અકબરશાહ જેવો સમ્રાટ કોઈ પણ દિવસ રાજમંત્રીઓ, અરે દાસદાસીઓ સુદ્ધાંને ખોટી રાહ જોવા નહોતો દેતો; અને આ રાજા, અકબર બાદશાહને આખો દિવસ રાહ જોવડાવી રહ્યો છે! પોતાની અંગત લાગણીઓનો બીરબલ દુરુપયોગ કરતો હોય તેમ બાદશાહને જણાયું, બીરબલજી બેઅદબ દેખાયો. બેપરવા દેખાયો. બાદશાહે વધુ વિચાર કરવા છોડી દઈ તલવાર લીધી. છોટી બેગમ જે પાસે જ ઊભી હતી તે છૂપો આનંદ અનુભવવા લાગી. ઝટઝટ તેણે બાદશાહને વસ્ત્રો પહેરવામાં મદદ કરી અને બાદશાહ પગપાળો સૌને આશ્ચર્યમાં નાખતો રાજાજીની હવેલી તરફ ચાલવા માંડયો.

અતગ પાછળ પાછળ ચાલતો હતો. ધસ્યા જતા બાદશાહની પાછળ જેમ જેમ અતગ દોડતો હતો તેમ તેમ તેનો પ્રાણ હૃદયમાંથી કંઠમાં જાઆવ કરતો હતો. પોતે બાદશાહનો માનીતો હજુરિયો હોઈ બાદશાહના સ્વભાવને રજેરજ જાણતો હતો. પોતાની લગોલગ દોડતા કલ્યાણમલને તેણે આંખના ઈશારાથી સમજાવ્યું કે રાજાજીની આજે ખયર નથી!

બાદશાહ ત્વરિત ચાલે બીરબલની હવેલી પાછળ બગીચામાં આવી ઊભો.

પરંતુ તેઓ ઊભા જ રહી ગયા.

બીરબલ ખરેખર ધોયેલું વસ્ત્ર પહેરી ખીચડી પકાવતો હતો. એક લાંબામાં લાંબો વાંસડો જમીન પર ઊભો કરી તેને છેડે ઉંચે હવામાં એક માટલું બાંધી તેમાં ખીચડી નાખી હતી. વાંસડાના જમીનવાળા છેડાની થોડે છેટે દેવતા પેટાવેલો હતો. જમીન પર દેવતા અને ઉપર અદ્ધર હાંલ્લી.

બાદશાહને આવતો જોઈ, બીરબલ જોરથી ફૂંકો મારવા લાગ્યો. બાદશાહ આ નાટક જોઈ થંભી ગયો – ગમ ખાઈ ગયો. અને બાદશાહને જોઇ ગાંજાનો નશો ગુમાવી બેઠેલા પુરાણી કાકાએ ધાંધલ કરીને આણેલી સોનાની બેઠક પર તે બેસી ગયો. થોડી વાર તેણે બીરબલને ચૂલો ફૂંકવા દીધો; અને પછી જાણે કંઈ જાણતો જ ન હોય તેમ સહજ ભાવે કહ્યું.

"રાજાજી, આ કયો પ્રયોગ કરો છો?"

બીરબલે આંખો ચોળતાં ઝટ ઊભા થઈ કહ્યું:

"હજુર, આજનું વ્રત છે કે હાથે જ ખીચડી કરીને જમવું."

"તો તમને ખાતરી છે કે એક વામ ઊંચી બાંધેલી હાંલ્લીને જમીન પરના આ દેવતાની કંઇ અસર થશે!"

"કેમ નહિ હજુર? જો જો તો ખરા, ખીચડી તૈયાર થઇ ગઈ સમજો."

"અશક્ય, અસંભવિત." બધો ક્રોધ દબાવી રાખી શાંત અવાજે અકબરશાહે કહ્યું.

અતગમીયાં ને કલ્યાણ ગભરાયા. અતિશય ક્રોધમાં આવીને પણ શીતળ શાંતિ ધારણ કરવી એનો બીજો અર્થ શો હોય? બાદશાહ કંઈક ભયંકર કૃત્ય કરી બેસશે એની એમને પૂરી ખાતરી થઈ ગઈ.

રાજાજીને કંઇ અસર ન થઈ. અકબરશાહના જ જેવી દઢ

શાંતિ રાખી બીરબલે કહ્યું: "રાજાધિરાજ, સો વામ દૂર રહેલો દીવો હોજમાં ઊભા રહેનાર બ્રાહ્મણને ગરમી આપી શકે તો એક વાંસ દૂર રાખેલી હાંલ્લીને સળગતો દેવતા આંચ નહિ આપે ? એ કેમ બને ? જરૂર આપશે; જહાંપનાહ, જરૂર.

વીજળીનો આંચકો લાગે તેમ અકબરશાહની આંખો ઊઘડી ગઈ. તેણે કરેલું ટીખળ યાદ આવી ગયું. દબાયેલો બધો ક્રોધ ક્યાંય અદૃશ્ય થઇ ગયો ! તેણે ધીમે અવાજે કહ્યું: 'અતગમીયાં, ખજાનચીને કહો કે કાલવાળા બ્રાહ્મણને એક લાખ રૂપિયા ગણી આપે."

"બ્રાહ્મણ અને રૂપિયા બન્ને તૈયાર છે, હજુર." સાથે સાથે જ આવી પહોંચેલા ખજાનચીએ કહી દીધું.

"તો પછી બક્ષિસ આપી દો—જાઓ."

"આલીજાહ મકતબખાનામાં જવાનો વખત થઈ ગયો છે." જતાં જતાં અકબરશાહને ખજાનચી યાદ કરાવવા બોલ્યો.

"કહો, ખીચડી તૈયાર થાય છે--ભોજન કરીને આવું છું."

"હજૂર—, પરંતુ આ ખીચડી..."

"રાજાજી, મને થોડી આપજો, મોટો ભાગ તમે લેજો; પરંતુ ખીચડી ખાધા વિના અહીંથી જવું નથી."

બીરબલ ચૂપ થઈ ગયો.

પરંતુ જ્યારે છોટી બેગમને તે રાતે સમાચાર મળ્યા ત્યારે બધાં સળગી ઊઠયાં. દિવસના એક જ વખત ખાનાર બાદશાહ અકબર ક્રોધે ભરાઇ રાજાજી પાસે ગયો અને પ્રેમપૂર્વક આગ્રહપૂર્વક ખીચડી સાથે બેસી ખાધી ! બાદશાહ કોઈ ખાસ પ્રસંગે જ અમીર–સરદારોને ત્યાં પધાતરા; પરંતુ આ તો ખાસ પ્રસંગ નહતો—ખાસ વાત ન હતી ! છતાં હિંદુસ્તાનનો સમ્રાટ આગ્રહ કરીને એક બ્રાહ્મણને ઘેર ખીચડી

આરોગવા બેસે ! આજે પોતાનો જન્મ દિન હતો, બાદશાહે સુંદર બેટો બક્ષી હતી; અને રાતના પોતાના મહેલમાં પધારવાના હતા— એ બધું હવામાં? પોતાની બેગમ કરતાં બાદશાહે મિત્રને વધુ ગણ્યો? તે આખી રાત બાદશાહે લગભગ મકતબખાનામાં રાજાજી, ફૈજી તથા ફઝલ સાથે કાઢી અને છોટી બેગમ ક્રોધાગ્નિમાં ભભૂકતી, પોતાના મહેલમાં બાદશાહે ન આવવાનું કહેવડાવ્યું હતું છતાં આશામાં ને આશામાં બેસી રહી. પરંતુ બાદશાહ ન આવ્યા.

છોટી બેગમનું હૃદય ભરાઈ આવ્યું. નિરાશા અને પોતાને થયેલા અપમાનના વિચારે એ બે ત્રણ વાર રડી પડી. શા માટે બાદશાહ આમ વર્ત્યા? બીરબલ? અત્યારે તેને યુસુફે રાજાજી વિરુદ્ધની કરેલી બધી ખોટી વાતો સાવ સાચી જણાઈ. બીરબલ બ્રાહ્મણ ભયંકર હતો, એમાં કંઈ શક નહોતો. બેગમને બાદશાહથી છૂટાં રાખે એ માણસ ભયંકર જ હોય ને!

એવામાં યુસુફ આવ્યો "બહેન, પહેલાં હજૂરને ગુલીસ્તાન ને બોસ્તાન નજર આગળથી દૂર કરવાં ઝેર જેવાં લાગતાં, આજે આલીજાહ સિંહાસનબત્રીશી સાંભળે છે—રાજાના કહેવાથી."

બેગમ સાંભળી રહી. તેને એટલો ક્રોધ ચઢ્યો હતો કે તેણે વળતો જવાબ પણ ન આપ્યો.

યુસુફ બેગમના ચેનચાળાથી ડરી જઈ ચાલ્યો ગયો.

તે આખી રાત બાદશાહ અકબર તેના મકતબખાનામાં સિંહાસનબત્રીશીનું ફારસી ભાષાન્તર સાંભળતો બેઠો રહ્યો.

અને બેગમ આખી રાત ક્રોધમાં અને માની લીધેલા અપમાનથી બેચેન બનતી ફરતી રહી.

સવાર થતાં બેગમ ધીરજ ખોઈ બેઠી. અકબરશાહને મળવા

તેનું હૃદય તલપવા માંડ્યું. બપોરના ભોજન—આરામ બાદ, બેગમ બાદશાહની ખિદમતમાં બળાત્કારે આવી ઊભી. જોધાબાઇ આગળ હારી જવાનું દુઃખ અને બાદશાહ કોઈ વખત નહિ ને ગઈ કાલે રાતના ન પધાર્યા તેનું દુઃખ—આ બે દુઃખ એટલાં અસહ્ય થઈ પડયાં હતાં કે તે બાદશાહને જોઈ રડી પડી.

બાદશાહને દસ બેગમો હતી; પરંતુ ખાસ માનીતી કે ખાસ અણમાનીતી કોઇ ન હતી. બધાંને તેમનાં કુળ ગુણ પ્રમાણે એ ચાહતો. નાના કુળમાંથી આવેલી બેગમનાં આંસુ ધારેલી અસર કરી શકયાં. હેતાળ હૃદયથી બાદશાહે બેગમનો હાથ પકડયો—પરંતુ આમ હાથનો સ્પર્શ થતાં તે વધુ રડી પડી.

"જ્યાં જુઓ ત્યાં બીરબલના જ ગુણો ગવાય છે. રૂપિયા આપો છો આપ, અને નામ કમાય છે રાજા બિરબલ! યુસુફને આપ આપનો જમાઈ ગણો છો. આપની બધી મહેરબાની એ ગરીબ પર જ વરસતી, પરંતુ જ્યારથી આ હિંદુ આવ્યો છે—આપની નજરોમાં, ત્યારથી તો યુસુફને સાવ નીચે ધકેલી દીધો છે."

અકબરશાહ બહુ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો, હસીને કહ્યું : "તો બેગમસાહિબા બાદશાહને એટલા બેવકુફ સમજે છે કે તેઓ દરેકની વાતોમાં ફસાઈ જાય? બેગમ, ખુદાએ મને બાદશાહ બનાવ્યો છે; બાદશાહત ચલાવવામાં હું હિંદુને હિંદુ કે મુસલમાનને મુસલમાન નથી સમજતો હું તો માત્ર તેને હિંદુસ્તાની સમજુ છું."

"મારા માલેક! યુસુફની આપ લાયકાત તો જુઓ ચુપચાપ વર્ષોથી આપની નિમકહલાલ ખિદમત ઉઠાવે છે—બધા કહે છે. એ રાજાજીથી બિલકુલ કમ નથી. એના ઉપર વિશ્વાસ રાખી આપે એનું પણ સાંભળવું ઘટે છે. કમમાં કમ એ આપના ધર્મનો—મઝહબનો છે. આપને ખોટે રસ્તે એ નહિ—"

"મઝહબ ?" અકબરશાહ વચમાં જ બોલી ઊઠ્યો. તેની વેધક આંખો બેગમ પર મંડાઈ. "મઝહબ, મારો મઝહબ ?" એટલું કહી બાદશાહ ચૂપ થઈ ગયો.

બેગમ પણ બેબાકળી બની ચૂપ થઈ ગઈ.

અકબરશાહ થોડીવાર શાંત રહી ઊભો થઈ ચાલવા માંડ્યો.

બેગમના પેટમાં ફાળ પડી. બાદશાહના સૌથી માનીતા બીરબલની વિરૂદ્ધમાં એ બોલી હતી.



[ ૧૪ ]

પ્રાતઃકાળ હતો.

"મહારાણી, મઝહબ એટલે?"

અકબરશાહે જોધાબાઈને પૂછ્યું.

"કોઈને પણ દુઃખ દીધા વિના આત્માને ઊંચે દોરવાનો રસ્તો."

"બરાબર છે." બાદશાહ એટલું કહી ચૂપ થયો.

બપોર થયા.

"શાયર, મઝહબ એટલે?"

શાહે શાયરને પૂછ્યું.

"દિલ!" શાયર ફૈજીએ જવાબ આપ્યો.

"બરાબર છે. મઝહબ અને મુહબ્બત એટલા માટે સગાં ભાઈબહેન છે!"

બાદશાહ એટલું કહી ચૂપ થયો.

સંધ્યા થઈ.

"મૌલાના, મઝહબ એટલે?"

મકતબખાનામાં જેણે રામાયણનું ભાષાંતર કરવા પૂરી મહેનત લીધી હતી, એવા ધર્મચુસ્ત ઈસ્લામી અબ્દુલ કાદર બિદૌનીને બાદશાહે પૂછ્યું.

"કુરબાની" બિદૌની બોલ્યો.

"બરાબર છે."

બાદશાહ એટલું કહી ચૂપ થયો.

રાત પડી.

"રાજા, મઝહબ એટલે?"

ફતેહપુર–સીક્રીની એક અંધારી ગલીમાં જમાલિયાએ કમાલિયાને પૂછ્યું.

"મહાભારત, મહાબલી." હાથ જોડતાં બીરબલ બોલ્યો.

"જમાલ!" બાદશાહે છૂપા વેશ તરફ ઇશારો કરી બીરબલને ચેતવ્યો. બીરબલે, એટલે કમાલે, સ્વચ્છ બની જમાલનો હાથ પકડી ચાલતાં ચાલતાં કહેવા માંડયું.

"જમાલમીયાં, ધર્મનું બીજું નામ છે—મહાભારત. હિંદુસ્તાનના હિંદુઓનું મહા કાવ્ય—રામાયણ, જીવનધર્મ, મહાભારત."

"ગીતા જેનો એક હિસ્સો છે તે?"

"હાં જમાલજી, એ જ મહાભારત. ધર્મ શબ્દનો સંસારમાં વધુમાં વધુ દુરુપયોગ થયો છે. પાપને ગોપ્યું છે ધર્મે. પુણ્યને ચગદયું છે ધર્મે. સાચો ધર્મ કોઈ નથી જાણી શકતું, જમાલજી! સ્ત્રીનો ધર્મ જુદો છે; પુરુષનો ધર્મ જુદો છે; પ્રજાનો ધર્મ જુદો છે; રાજાનો ધર્મ જુદો છે. ધર્મનો અર્થ તો છે જીવનધર્મ–અને તેમાં મહાભારત એ બધાનું ઉત્તમ દષ્ટાંત છે. અને ધર્મનો અર્થ એકલો ધર્મ હોય તો ગીતા વગેરે, એ બધુંય સમજાવવા મહાભારતમાં ફાંફાં મારે છે."

"રાજાનો ધર્મ—"બાદશાહ આસ્તેથી બબડયો: "કમાલ, મારે મહાભારત સાંભળવું છે." જમાલે કમાલને બહુ ધીમેથી કહ્યું.

બીજે જ દિવસે ઘણા વખતે પંડિત દેવીમિશ્રને અવસર મળ્યો. તે અને નવા આવેલા પંડિત જગન્નાથે મહાભારત સંભળાવવા માંડ્યુ.

અરબી પુસ્તક 'હયાતુલ હયવાન' અને ગ્રીક પુસ્તક 'સમરતુલ* ફીલાસફહ' અંધારિયા પીરનું 'ખેરૂલ બયાન' અને મુકમ્મલખાં ગુજરાતીનું 'તાજક,' ફૈજીનું નુકતા વગરનું કુરાન-ભાષ્ય 'સવાતે-ઉલ-ઇલહામ' અને હકીક હમામનું બહુ પ્રશંસા પામેલું 'મુઅજ્જ મુલ બલદાન' જ્યારે વંચાતાં હતાં અને ફારસીમાં લખાતાં હતાં, ત્યારે એટલી ધાંધલ નહોતી સંભળાતી, જેટલી મહાભારત વંચાતી વખતે સંભળાતી હતી.

દર્મ્યાન, યુસુફે બહુ ચાલાકીથી પોતે નિર્દોષ જ હોય તેવો ઉપરનો આડંબર કરી પોતાના વેરી બીરબલનું કાસળ કાઢવાનો રસ્તો શોધી કાઢ્યો.

પોતાના વૈરને એ ધર્મનો ઓપ આપવા માગતો હતો. 'તલવાર યા તો કુરાન' એ સિવાય ત્રીજી વસ્તુ હાથમાં ન ઝાલનાર પ્રામાણિક અને પવિત્ર હૃદયના કેટલાક સરદારોનાં મન ધર્મના બહાના હેઠળ પોતાના તરફ ખેંચવા યુસુફે પાકો નિશ્ચય કરી લીધો. અકબરશાહના હૃદયની ઉદારતા અને વિશાળતાનો તેણે જુદો જ અર્થ કરી, તેને જણાતા બધા અનર્થનું મૂળ રાજા બીરબલને જ તેણે માન્યો હતો, અને પછી ધીરજ અને કુનેહથી તે તેની રમત કર્યે ગયો.

જ્યારથી મહાભારત સાંભળવું, શાહે શરૂ કર્યું, ત્યારથી યુસુફે વાત ફેલાવી કે રાજાજી હવે પાકે પાયે બાદશાહને હિંદુત્વ તરફ ઘસડી જતો હતો. સ્વેચ્છાએ મુસલમાન બનેલા દક્ષિણ હિંદુસ્તાનના એક વિદ્વાન બ્રાહ્મણે સ્વેચ્છાથી અથર્વવેદનું ફારસીમાં ભાષાંતર કરવાનું સ્વીકાર્યું હતું: પરંતુ યુસુફે ફેલાવ્યું કે તે ખાસ બીરબલના જ કહેવાથી થયું હતું. ધર્મઘેલા બિદ્દીનીએ શાહી ફરમાનથી 'સિંહાસન

* દરબારે અકબરી.

બત્રીસી' ફારસીમાં લખવા માંડી પણ તે માટેય આળ આવ્યું રાજાજીને માથે. શેખ ફૈજી અને અબુલફઝલના સંસ્કૃત સાહિત્ય પરના અનહદ અને અખૂટ પ્રેમનું ખાસ કારણ યુસુફે રાજાજીની જ સલાહસૂચના હતી, એમ સમજાવ્યું.

વહેમનું ઓસડ તો ધનવંતરી લુકમાન પાસે પણ નહોતું!

મહાભારતવાળી વાતથી યુસુફે કેટલાકોનાં હૃદયમાં સફળતાથી ઝેર રેડી, તેમની વિરોધી લાગણીઓ ઉશ્કેરવા માંડી. છોટી બેગમની તેને હૂંફ હતી, અબદુલ્લા ને નાસીર જેવા લડવૈયાઓ અને બિદૌની જેવા વિદ્વાનોનો તેને સાથ હતો.

હિંદુઓનો પગપેસારો અને હિંદુ શાસ્ત્રો તરફ કેવળ જ્ઞાન-પિપાસાથી ઢળતું બાદશાહનું મન નવા આવતા પરદેશી તુર્ક-ફારસી સરદારોમાં સખત ટીકાને પાત્ર થવા માંડયાં. વહેમ ધીમે ધીમે વધવા માંડયો.

એક દિવસ મહાભારત વંચાઈ રહ્યું, એટલું જ નહિ, પણ થોડાજ વખતમાં, અતિ પરિશ્રમ લઈ ફૈજી અને ફતહઉલ્લા, અબુલ-ફઝલ, બિદૌની, કિશન જ્યોતિષી, ગંગાધર, મહેશ મહાનંદ અને અન્ય વિદ્વાનોએ તેનું ફારસી ભાષાંતર પણ તૈયાર કર્યું. શેખ અબુલ-ફઝલે તેની પ્રસ્તાવના લખી અને તેનું નામ 'રજબનામા' અથવા 'ઝરમનામા' રાખવા વિચાર કર્યો.

"અજબ તો એ છે કે બધા આ કિતાબની તારીફ કરે છે!"

શાહી મહેલના એક ખૂણામાં થોડાક સરદારોથી વીંટળાઈ ગંભીર બની બેઠેલા યુસુફખાનને અબદુલ્લાએ કહ્યું.

"મજા તો એ છે કે ખતમ થયા પછી ત્રણ વાર ફરી ફરીને આલીજાહે મહાભારત સાંભળ્યું." નાસીરે બને તેટલી કટુતા જીભ પર લાવી કહ્યું.

"બાદશાહ પધારે એટલી જ વાર છે શેખજી, ફારસી મહાભારતની નકલ લઈ તૈયાર ઊભા છે." રતન રજપૂતે કહ્યું.

"આ એક ચાલબાજી જ છે—ખાન, મારા શબ્દો જરાય ના ભૂલતા; ફક્ત રાજા બીરબલની ચાલબાજી!"

"કોઈ પણ વાત અમુક હદ સુધી સંભાળી શકાય, પરંતુ આ સેતાને હદની પણ હદ નથી રાખી. બધાંને એ બેહદ બનાવી, બેહદ બનતો જાય છે. દોસ્તો, હું તો ખુદાનો બંદો અને તમારો ગુલામ છું. ખરું કહું છું કે આ નકામો બની બેઠેલો રાજા, બાદશાહને જ નહિ, પણ સારી બાદશાહતને ધૂળ કરી દેશે; પરંતુ હું તેમ નહિ થવા દઉં, આપણે તેમ નહિ થવા દઈએ. આપણે બધા બરબાદ થઈશું, પરંતુ મૂળ બરબાદીની આ ખોફનાક જડને દૂર કરીને જ બેસીશું—હું આ નાચીજ હાથને એ માટે જ કામે લગાડીશ." યુસુફે એટલું આવેશમાં કહી પોતાના કાંપતા જમણા હાથ ભણી જોયું.

"આસ્તે, માલિક, આસ્તે" જુસ્સામાં આવી ગયેલા યુસુફને ઠંડો પાડતાં અબદુલ્લા બોલ્યો. "કરીએ સો બોલીએ."

"દિમાગ હમેશાં તલવારની પહેલાં આવે છે." રતનસિંહ ધીમેથી બોલ્યો.

"ભાઈ, તમેય રાજાના શબ્દો જ ગોખી રાખતા જણાઓ છો." નાસીર બ્હીડાઈ બોલી ઊઠ્યો.

"બાદશાહસલામત દરરોજ જે બોલે છે, તે હું બોલ્યો; જનાબ."

એટલું બોલતાં બોલતાં રતનસિંહ ચૂપ થઈ ગયો. દરબારનો સમય થવાથી રાજાજી સ્હામેથી આવતો દેખાયો. હિંદુ-તુર્ક બધા સરદારોએ તેને નમી માન આપ્યું. ચાલાક અબદુલ્લાએ અવાજ ફેરવી નાખ્યો, અને બહુ જ મીઠા સ્વરે બોલ્યો: "આદાબઅર્જ રાજાજી, પધારીએ."

"આદાબઅર્જ, ખુશ રહો." રાજાએ હસતે મોંએ કહ્યું અને

તરત તેનું ધ્યાન, ચૂપ થઈ એક બાજુ મોં કરી બેઠેલા યુસુફખાન તરફ ગયું. બધું સમજતા છતાં બીરબલે, ઉપર ઉપરથી મશ્કરીને સ્વાંગ બરાબર સાચવી રાખ્યો હતો. તેના વિનોદી સ્વભાવને લઈને અને બાદશાહનો ખાસ માનીતો હોઈને લગભગ દરેક જણ તેની સાથે મશ્કરી કરી તેને ખુશ રાખવા દેખાવ કરતું.

"કેમ ખાન, આજ કંઈ ભારે વિચારમાં પડયા છો ? શું છે ?"

બીરબલે યુસુફને પૂછયું. તરત તેનો જવાબ અબદુલ્લાએ આપ્યોઃ "રાજાજી, સરદારજીનો એક ગધેડો ખોવાઈ ગયો છે."

"હોય નહિ ! ગધેડો તો અહીં જ છે." બીરબલે તરત કહ્યું.

"કયાં છે ? અહીં ? બતાવતા જાઓ, રાજાજી !" બહુ અગત્યતા દર્શાવવાનો ઢોંગ કરી અબદુલ્લા બોલ્યો.

"પેલા આયનામાં જુઓ, દેખાશે." બીરબલે આયના સામે હાથ કરી અબદુલ્લાને કહ્યું. અબદુલ્લા તુરત આયનામાં જોવા ગયો, અને જોતાં જોતાં બોલ્યો,

"કયાં છે, રાજાજી ?" એટલું બોલતાં બોલતાં અટકી ગયો. આયનામાં તો પોતે એકલો જ દેખાતો હતો ! બધા સરદારો હસી પડયા. અબદુલ્લા પણ આંબલી ચાવ્યું હસ્યો. બીરબલ ખાનને સારી રીતે ઓળખી ગયો હતો. આજે જરા તેનું મન ખુશ કરવા તેને ઓચિંતો વિચાર આવ્યો; એટલે પાસે જઈ બોલ્યોઃ "ખાનસાહેબ, આજે મારે આપને એક અર્જ કરવી છે."

"મને વાતચીત કરવાની ફુરસદ નથી." તિરસ્કારમાં બોલી યુસુફ ઊભો થઈ ચાલવા માંડયો.

"કાંઈ ફિકર નહિ, ખાન. વાતચીત તો હું કરીશ. આપને તો માત્ર સાંભળવાનું છે."

ખાન ધુંધવાતો, શબ્દ ન જડતાં સ્હેજ અટકી ચાલવા માંડયો.

નાસીરથી આ ન સહેવાયું. પોતે મશહૂર મુલ્લા દોપ્યાઝાનો શાગિર્દ હતો. ગમ્મત કરી શકતો હતો, અને સહી શકતો હતો. ઝટ તેણે પોતાના પગની નવી સુંદર મોજડીઓ કાઢી અને ખાનને જોઈ રહેલા રાજાજી પાસે જઈ બહુ વિનયમાં તેના મોં આગળ ધરી ઓભો રહ્યો.

" શું છે, નાસીર ?"

" રાજાજી, હું હમણાં આપને ત્યાં જ જવાનો હતો. ખાનસાહેબે આપને માટે ખાસ આ મોજડી દિલ્હીથી મંગાવી બક્ષિસ મોકલી છે."

રાજાજી તરત ચેતી ગયો. અને ખુશ થઈ જતાં બોલ્યો :

" મને ખાને આ એક જોડી આપી છે; ભગવાન એમને આવી હજાર હજાર મોજડીઓ બક્ષો. "

યુસુફ અટકી ગયો. બધા સ્થંભી ગયા; અને હસી પડચા. રાજાજીએ જાણે કંઈ જ બન્યું નથી તેવું મોં રાખી નાસીરના હાથમાંથી મોજડીઓ લઈ લીધી અને તેના ઉઘાડા પગ આગળ હળવે રહી મૂકી દીધી. પોતાની ફેઠફજેતી થવા માટે ખાન એકદમ આવેશમાં બોલ્યો: "નાસર, ચાલ. ત્યાં શું ચાટવા ઊભો છે?"

" ખાસડાં, ખાન. " રાજાજી બોલી પડચો. પાછા બધા હસી પડચા. રાજાજી ત્યાંથી મકતબખાના તરફ રવાના થયો.

" જોયું, સરકાર ! " યુસુફ પાસે દોડી જઈ અબદુલ્લા બોલ્યો. " આવી રીતે, આંખના પલકારામાં બધાને મૂરખ બનાવી રાજા ચાલવા માંડે છે. આપના મોં પર પણ જૂતાં મારી ગયો. "

" વ્યાજ સાથે પાછાં આપવાની આપણે તરકીબ રચવી જ જોઈએ." રતનસિંહ બોલ્યો.

" બાદશાહસલામત આ માણુસની સોબતમાં પૂરા હિંદુ થઈ જશે." અબદુલ્લા જીભ દબાવી બોલ્યો.

"થઇ ગયા છે." યુસુફ દાંત કચકચાવી બોલ્યો. "હું બધું જાણું છું."

"બહુ ખોફનાક હકીકત છે!" એક નવા તુર્ક સરદારે ભવાં ચઢાવી કહ્યું.

"આપણે તૈયાર થવું જોઈએ; શેરેમુગલિયાતને હિંદુ નહિ થવા દઈએ." બીજા ત્રણ ચાર ફારસીઓ બોલી પડ્યા.

એક માણસ હળવે રહી હસી પડ્યો. બધા ચમક્યા. તેમની પાછળ એક વયોવૃદ્ધ, શ્વેત વાળમાં પ્રતિભાવંતો દેખાતો મૌલવી ઊભો હતો.

"સાંઈબાવા!" અબ્દુલ્લાએ શહેનશાહના એ માનીતા મૌલવીને અદબ કરી દુવા માગતાં કહ્યું. સાંઈબાબા હસતા હસતા યુસુફ પાસે આવ્યા. તેમના હાથમાં તસબી એક સરખી ફરતી હતી. બીજે હાથે એ એમની સફેદ દાઢી પંપાળતા હતા. તેમણે યુસુફના વાંસા પર હાથ ફેરવવા માંડ્યો. એકેએક સરદાર પૂજ્યભાવમાં નમી પડ્યા. સાંઈ પછી બોલ્યા :

"જુવાનો, એક વરસ પહેલાં નાજરીનોનું બાઈબલ શહેનશાહે રાતોરાત બેસી સાંભળ્યું હતું. છ મહિના પહેલાં ઇસાંઈઓના મઝહબ પણ એ સાંભળતા હતા, અને પારસી મોબેદની ખુદાઈ હિકમત સાંભળતાં સાંભળતાં ખાવાનું પણ ભૂલી ગયા હતા, છતાં બાદશાહસલામત ખ્રિસ્તી ન થયા, યહુદી ન થયા, પારસી ન થયા; તો પછી મહાભારત સાંભળી હિંદુ કેમ બનશે? બચ્ચા, આલીજાહ ખુદાનું નૂર છે—ખુદાવંદ છે. એમને આપણે કોઈ નથી સમજી શકતા—કોઈ નહિ. ગફલતમાં ન રહો, બેટા, હઠી જાઓ." એટલું કહી તસબી આંખે અડાડતા સાંઈબાવા ધીમે ધીમે ચાલ્યા ગયા. એ દેખાયા ત્યાં સુધી કોઈ ન બોલ્યું, પછી નાસીર બોલ્યો.

"જહાંપનાહને કોઈ નથી સમજતું?"

"હું સમજુ છું; રાજા બીરબલ—" એકદમ વિષાદમાં યુસુફ બોલી પડ્યો. "કસમ છે ખુદાના," એણે અવાજને તીક્ષ્ણ કરતાં દબાવેલા દાંતે કહ્યું. "હું જહાંપનાહને આ કાફરથી દૂર ન કરું તો! કાં તો એ ન રહે, કાં તો હું."

એટલું કહી તે જલદી ચાલ્યો ગયો.

પરદેશી તુર્ક ચૂપ રહ્યા.

હળવે રહી ચાણક્ય અબદુલ્લા બોલી પડ્યો, "બોલીયે સો કરીયે."



[ ૧૫ ]

**શહેનશાહ** જલાલુદ્દીન અકબર ઊભો હતો--પીઠ કરીને.

હજારો વર્ષનાં ડહાપણ જે ગ્રંથોમાં સંઘરાયાં હતાં એવા સંસારના કેટલાક મહાન ઉત્કૃષ્ટ ગ્રંથોના ફારસી તરજુમા જે ઠેકાણે દિન રાત થતા હતા; જેના ઈરાની ને કાશ્મિરી ગાલીચા પર બેસી ફૈજી અને ફતહઉલ્લા, ફઝલ ને જગન્નાથ પંડિત સંસ્કૃત તથા ફારસી સાહિત્યમાં ડૂબી એકમેકથી અદકાં મોતી બાદશાહ સંમુખ લાવતા હતા; જેને પ્રત્યેક ખૂણે અહોરાત્ર બેસી રહી સમર્થ કલાસ્વામી ખ્વાજા અહમદ અને એનો સવાયો શિષ્ય દુષ્યન્ત તેમની લાક્ષણિક માર્મિક ચિત્રકળાથી ફારસી ગ્રંથોને બોલુંબોલું થતા કરી દેતા હતા; જેના મુખ્ય ખંડમાં બેસી બિદૌની અને દેવીમિશ્ર જેવા વિદ્વાનો મહાકાવ્યો પછવાડે અને ઝરીન કલમ *મહમદહુસેન જેવા શબ્દસૃષ્ટિ પછવાડે પોતાની બધીય બુદ્ધિ શક્તિ ખર્ચતા હતા, જેની ચાર દિવાલો વચ્ચે બીરબલ ને કવિ ગંગ તથા હરિરામ ને તાનસેન, રસિકોની રસલીલા અર્થાત્ વ્રજભાષાની મીઠાશ સાહિત્ય, સંગીત અને કલાની ત્રિવેણીમાં છેડતા હતા—વહેતા હતા, વહેવડાવતા હતા; એ અકબરશાહ સ્થાપિત ફત્તેહપુર—સીક્રીના શાહી મહેલની પાસે અને હિંદમશહૂર ઈબાદત-ખાનાથી થોડેક જ દૂર, મુલ્કમશહૂર મકતબખાનામાં શહેનશાહ જલાલુદ્દીન અકબર ઊભો હતો—પીઠ કરીને. શહેનશાહની પાછળ

* સુંદર અક્ષરોને લઈને લહીઆને મળેલો ઈલ્કાબ.

અતિ સમર્થ વિદ્વાન અને મહાન નીતિજ્ઞ શેખ અબુલફઝલ અને શાયરોના શાયર ફૈજી, બુદ્ધિધન રાજા બીરબલ અને મજાક મિજાજી મુલ્લા દોપ્યાઝા, હકીમ હમામ અને બારોટ કવિ ગંગ, પંડિત જગન્નાથ અને દેવીમિશ્ર અદબ કરી ઊભા હતા, અને હા, ધર્માંધ પરંતુ પોતાના વિચારોને પ્રામાણિક—એવો તવારીખ ખેલન્તો બિદૌની પણ માથું નમાવી ઊભો હતો.

મકતબખાનાના પશ્ચિમાભિમુખ મહેરાબની બહાર એક નાના નાળિયરનાં પાંદડાંની પછવાડે સૂર્યભગવાન પશ્ચિમ ક્ષિતિજ ભણી ઝડપથી જતા હતા. બાદશાહ બે હાથ પીઠ પાછળ મૂકી મહેરાબ-વાળી જગાએથી દૂરદૂર જોઈ રહ્યો હતો—સૂરજ તરફ નહિ, ક્ષિતિજ તરફ. નાળિયેરનો લાંબો છાંયડો બાદશાહના મોઢા પર રમતો હતો. તેના હૃદયમાં સુખ હતું કે દુઃખ એ કલ્પવું મુશ્કેલ હતું. તેની દૃષ્ટિ સ્થિર હતી. મોં ગંભીર હતું.

સમસ્ત વાતાવરણ શાંત હતું. બાદશાહ ગહન વિચારમાં પડી ગયો હતો. તેની પીઠ પાછળ ઊભેલા તેના પ્રાણ સમાન સરદારો અનેક તર્ક ને શંકાઓ કરતા ઊભા રહ્યા હતા. બાદશાહે મહાભારત ત્રીજી વાર સાંભળ્યું હતું. સાંભળીને પહેલી વાર એ જેટલો વિચારમાં પડી ગયો હતો, તેટલો આજે પણ તે વિચારમાં ડૂબી ગયો હતો. અને તેથી ક્ષિતિજની પેલે પાર, ઘણે દૂર દૃષ્ટિ નાખી શહેનશાહ જલાલુદ્દીન અકબર ઊભો હતો. છેવટે...

પીઠ ફેરવી બાદશાહ પૂર્વ ભણી ફર્યો. વિદ્વાનોની મંડળી ઉત્સુકતાથી તેને જોઈ રહી. બાદશાહે થોડી ક્ષણ સ્થિર આંખે જોઈ રહી પુનઃ મોં ફેરવી લીધું અને પશ્ચિમ તરફ ઊભો રહ્યો. અંતે, શાયરે શાંતિ તોડી.

ફૈજી બોલ્યોઃ "આલીજાહ, મહાભારત ફારસી જબાનમાં સંપૂર્ણ થયું છે, તે આપને સ્વીકાર્ય હો."

બાદશાહે પીઠ ફેરવ્યા વિના કહ્યું, "ફારસીમાં મહાભારત ! સંપૂર્ણ ?"

"ના, હજૂર, અપૂર્ણ." રાજા બીરબલ બોલી પડયો. બધાએ ચમકી રાજાજી સામે જોયું. રાજાજીએ શાંતિ જાળવતાં જણાવ્યું. "હજૂર, હજી તેનું ફારસી નામ આપ્યું નથી—એટલા પૂરતું અપૂર્ણ છે !" ચાણક્યમંત્રી અબુલ ફઝલે તરત આવેલી તકનો ઉપયોગ કરી લીધો. અદબથી બે હાથ વાળી એ બોલ્યો.

"હા, હજૂર, એનું ફારસી નામ હજુ આપ્યું નથી, અગર આલીજાહ કોઈ નામ ફરમાવે તો..."

બાદશાહ ધીમે રહી પૂર્વ દિશા તરફ ફરી પોતાના દરબારના અતિ તેજસ્વી તારાઓને અવલોકવા લાગ્યો. સૌથી મોખરે શાયર ફૈજી મહાભારતને બે હાથમાં પકડી ઊભો હતો. બાદશાહ તેની પાસે આવ્યો અને બોલ્યો, "શાયર, આ કિતાબને હું 'રજબનામા' નામ આપું છું. શાહનામાની બાજુમાં અને દુનિયાની અવ્વલ કિતાબો સાથે એને રાખો. શાયર, રજબનામાની બીજી નકલો ઉતરાવો. અકબરશાહના એકેએક શાહજાદાને ઉમ્મરે પહોંચતાં એની ભેટ આપવી પડશે. હિંદુસ્તાનની ગાદી પર બેસનાર શહેનશાહને રજબનામા વાંચ્યા વિના ગાદી સ્વીકારવાનો અધિકાર નથી."

ગંભીર વાણીમાં એટલું બોલી મહાભારતને હાથ અડાડી, તેણે પહેલું પાનું ઉઘાડયું અને ફરીથી પીઠ કરી એ ઊભો રહ્યો—પશ્ચિમ તરફ, ક્ષિતિજ તરફ જોતો.

ઝરીનકલમે તરત પહેલા પાનાપર નામ લખવા માંડયું અને ઉસ્તાદોનો ઉસ્તાદ ખ્વાજા સાહેબ તેની પીંછી લઈ રંગ પૂરવાની તૈયારી કરવા લાગ્યો.

પોતાની પીઠ પાછળ ઊભેલા ઉત્સુક શેખજીને પછી બાદશાહે પૂછયું, "શેખજી, રજબનામા એટલે તો રાજધર્મ; રાજા એટલે ?"

"રૈયતને રાજી રાખે તે રાજા જેમકે આપ:" શાયર ફૈજી બોલ્યા.

"અબુલફજલજી!" બાદશાહે ઇશારો કર્યો.

"હજૂર, એક આંખે બધાંને જુએ, એક જબાનથી બધાંને ઇન્સાફ આપે, એક દિલથી બધાંને પ્યાર કરે એ જ પાદશાહ!"

"રાજાજી!" બાદશાહે ફરીથી, મોં ફેરવ્યા વિના બીરબલ તરફ નજર ફેરવી.

રાજાજી તૈયાર હતો. અત્યાર સુધી અકબરશાહના હૃદયમાં નાચતાં વિચારમંથનનાં મોજાં માપવા રાજાજી ગડમથલ કરી રહ્યો હતો. બાદશાહનું હૃદય તેના જેટલું સ્પષ્ટ રીતે કોઈ વાંચી શકતું નહોતું. એટલે સર્વ દરબારીઓએ બીરબલ તરફ નેત્ર ફેરવ્યાં. રાજાજી, પહેલી વાર, ખરેખર પહેલી જ વાર, ગંભીર અવાજે બોલવા માંડયો:

"આલીજાહ, કહેવામાં તો હુંય રાજા છું; પરંતુ કૃપાનિધાન, સુખથી બહેકે તે રાજા નહિ અને દુ:ખથી કાંપે તે રાજા શેનો? રાજા તો પ્રજાના સુખને માટે ઈશ્વરે મોકલેલો દૈવી દૂત છે. બાદશાહ એટલે બાદશાહતનો રખેવાળ. હુજુર, આ જ આર્યદેશના ચક્રવર્તી રાજાઓએ વચનને ખાતર પત્નીને વેચી છે, પ્રજાને ખાતર પત્નીનો ત્યાગ કર્યો છે. રાજધર્મને ખાતર બત્રીસલક્ષણા યુવાન પુત્રોનાં બલિદાન આપ્યાં છે અને પોતાની ફરજ અદા કરવા પોતાને હાથે પોતાના બેટાને કાપી નાખ્યા છે. એવા પ્રાત:સ્મરણીય ચક્રવર્તી રાજાઓની સાથે સાથે આપનું નામ રટવાનું પણ હિંદુસ્તાની પ્રજાએ શરૂ કર્યું છે. એ બાદશાહનું નામ કે જેનો ધર્મ છે એક આંખે બધાંને જોવાનો, એક જબાને બધાંને ઈન્સાફ આપવાનો અને એક દિલથી બધાંને પ્યાર કરવાનો. આલીજાહ, આજે ફારસી મહાભારત સંપૂર્ણ નથી થયું; આજે તો રજમનામાનો–રાજધર્મનો પ્રારંભ થયો છે.

એ રાજધર્મના પ્રવર્તક બાદશાહના કદમમાં મારા એક પ્રાણને બદલે મને જો ઇશ્વર સો પ્રાણ આપે તો સોયે ન્યોચ્છાવર કરી દઉં. મહારાજ, સંસારમાં સૌથી સુખીમાં સુખી અને સૌથી દુઃખીમાં દુઃખી બાદશાહ છે. સંસારનું બધુંય પોતાની પાસે હોવા છતાં ફરજની આગળ પોતાની પ્યારામાં પ્યારી વસ્તુની પણ તેને કુરબાની કરી દેવી પડે છે. દિલમાં અંગારાના હજાર હજાર દાહ ઊડતા હોય છતાં જે બાદશાહ હસતાં હસતાં આ કુરબાની કરી શકે છે એ જ સાચો બાદશાહ છે—ખરો રાજા છે; અને એમાં જ આવી જાય છે એનો રાજધર્મ. મહાભારત આ બધો રાજધર્મ સમજાવે છે. આપ એ રાજધર્મ પાળી રહ્યા છો; અને આજથી તે સર્વ દિશાઓમાં ફેલાવી રહ્યા છો. કૃપાનિધાન, રાજા એટલે અકબરશાહ."

આ દરમ્યાન અકબરશાહ સરદારોને જોતો જોતો અસ્ખલીત બોલતા રાજાજી તરફ પૂર્વ દિશા ભણી ફરી ગયો હતો. નાળિયેરીનાં ઝુંડમાંથી છૂટા થઈ સૂર્યભગવાન બરાબર અકબરશાહના મસ્તક પછવાડે ઢંકાઈ જાણે મસ્તકની આસપાસ તેજનું કુંડાળું રચતા હતા. સહસા બધા, રાજા બીરબલની સાથોસાથ પૂજ્યભાવથી અકબરશાહ ઝૂકી પડયા. જાણે દરેકના હૃદયમાં એ એક જ વાતનો પડઘો પડયો હોય તેમ.......

અકબરશાહ મૃદુ મૃદુ હસતાં બોલ્યો, "સરદારો, રજબનામા આજે સંપૂર્ણ થયું, પરંતુ રાજાજી આજે પોતાપણું સંપૂર્ણપણે ગુમાવી બેઠા છે."

અને અણુચિંતવ્યો એનો બધાએ જવાબ આપ્યો, "રાજા એટલે અકબરશાહ."

ઘણાઓનાં મોંમાંથી આ એક જ વાકય એક જ સાથે કેમ નીકળી પડયું એ તો રામ જાણે! એ એક ચમત્કાર જ હતો!

પરંતુ આવા ચમત્કારો તો અકબરશાહના દરબારમાં અકબરશાહ સંમુખ જ ઘણીયે વાર થતા હતા.

થોડાક જ દિવસો બાદ અકબરશાહની આલમ ખળભળી ઊઠી. અકબરશાહની હિંદુસ્તાની પ્રજા આગળ એક પછી એક રાજ-ફરમાનો નીકળ્યાં. લોકોએ ખાતરીથી માની લીધું કે શાહી ફરમાનોની પાછળ શહેનશાહ અકબર હતા અને અકબરશાહની પાછળ રાજા બીરબલ હતો. પહેલું ફરમાન નીકળ્યું:

'ઈશ્વરને એક જ ધર્મ ગમતો હોત તો તે એક જ ધર્મને દુનિયામાં રહેવા દઇને બાકીના સર્વ ધર્મોને નષ્ટવિનષ્ટ કરી દેત. પરંતુ પરવરદિગારે તેમ ન કર્યું હોવાથી પ્રતીત થાય છે કે તેનો એક ધર્મ નથી—સર્વ ધર્મો તેના છે. લોકોએ એમ માનવું.'

બીજું ફરમાન નીકળ્યું:

'નવરોઝનો તહેવાર બધી કોમો ઊજવે.'

ત્રીજું ફરમાન નીકળ્યું:

'અમારા રાજ્યમાં કોઈ પણ કારણસર ગૌવધ મના છે.'

વળી ફરમાન નીકળ્યું:

'પાક દિવસોમાં માંસભક્ષણ ન કરવું.

બીજું ફરમાન નીકળ્યું:

'હજ જવાવાળાઓને શાહી મદદ મળશે.'

પાછું ફરમાન નીકળ્યું:

'સૂરજ અને અગ્નિ પાક છે. જેને માનવું હોય તે નિઃસંકોચ-પણે એમને માને અને પૂજે.'

બસ, અકબરશાહની દુનિયામાં, પછી, અનેક સ્વરો સંભળાવા લાગ્યા.

અબદલ્લાખાન ઉઝબેગ જેવાઓએ કહેવા માંડયું, "બાદશાહે

ઇસ્લામનો ત્યાગ કર્યો છે.” શેખ મુબારક જેવાઓએ કહ્યું. “બાદશાહ પાક ઇસ્લામી છે.” હિંદુઓએ કહ્યું, “મહાબલી અકબર અમારા છે.” તુર્કોએ કહ્યું, ‘શહેનશાહ અકબર અમારા છે.’ ફારસીઓએ કહ્યું, “બાદશાહ અમારા જ હોઈ શકે.” પારસીઓએ જાહેર કર્યું, “પાદશાહ અમારા થઇ ગયા.” અને પાદરીઓએ પોતાના જાતિ-બંધુઓમાં પ્રચાર કર્યો, “દિલ્હીનો બાદશાહ અકબર ખ્રિસ્તી થતો જાય છે.”

થોડા વખતમાં હિંદુસ્તાનમાં જન્મેલો પરદેશી મોગલપતિ અકબરશાહ હિંદુસ્તાનની દરેક કોમનો રાજા થઇ ગયો. અથવા તો અકબરશાહે દરેક કોમને પોતાની કરી લીધી.

અને, રાજા બીરબલના શબ્દો હૃદયથી ઝીલતાં દરેક પ્રજાજનોએ એક જબાને ઉચ્ચારવા માંડયું:

“રાજા એટલે એટલે અકબરશાહ.’

માત્ર ન ઉચ્ચાર્યું ને ન ઝીલ્યું એક જ જણે...યુસુફખાને.



[૧૬]

"સરકાર, આપ એટલે કોણ?" ખુશામતખોરોના સરદાર, નાસરે તરુણ શાહજાદા સલીમને શાંત પરંતુ ઝેરી હાસ્ય સાથે કહેવા માંડયું. તેના હાથમાં એક કટોરો હતો. કટોરામાં થોડાક શરાબ હતો. પંદરેક દિવસ પહેલાં બન્નાં સાથે શિકારેથી પાછા ફરતાં નાદાન સલીમને થાક ઉતારવાના બહાને આ જ નાસરે, યુસુફના કહેવાથી આવો કટોરો આપ્યો હતો. પોતાના પિતાનો ભય હોવાથી સલીમ શાહજાદો બિલોરી કાચનો કટોરો હાથમાં લેતાં ડર્યો. યુસુફે તે જોયું અને જરા ગુસ્સાથી, એ કટોરો સલીમના હાથમાં આપતાં કહ્યું: "શાહજાદા, આપ હિંદુસ્તાનના શહેનશાહના શાહજાદા છો. અલ્લા માલિક છે, પરંતુ આપ જરૂર બાબાજાનથી પણ આગળ વધી ઈસ્લામનો ઝંડો દુનિયાને એક છેડેથી બીજે છેડે ફરકાવશો. પછી આપ જેવાને આ કટોરાથી ડરવાનું હોય? આપ શાહજાદા છો. આપ ધારો તે કરી શકો અને ધારો તેમ કરી શકો. ફરીથી અર્જ ગુજારું છું કે આપ શાહજાદા છો; આપની ઈચ્છા આડે સિર્ફ અલ્લાહ સિવાય કોઈ આવી શકતું નથી."

"યા રબ, લાખ લાખ શુક્ર છે ખુદાના કે આપ જેવા શાહજાદાની આસપાસ યુસુફખાન જેવા નિમકહલાલ સંરક્ષકો પોતાની તેગને તાતી કરી રાતદિન ફર્યા કરે છે."

નાસરે હામાં હા મેળવી કહેવા માંડ્યું: "આપ એટલે કોણ માલિક? આપ જે ધારો તે થવું જ જોઈએ. આજથી જ એ વાતનો અમલ કરો. પહેલાં આ કટોરો સ્વીકારો; આપને આરામ મળશે. પછી આપ એક વસ્તુની ઈચ્છા કરો, ખુદ આલીજાહ આપની ઈચ્છાને માન આપશે. આપ એક વખત નિશ્ચય કરી લો. સરકાર, એક જ વખત; પછી આ નાચીજ ગુલામને યાદ કરશો."

યુસુફ અને નાસરના શબ્દોથી પ્રોત્સાહિત થઈ નાદાન, તદ્દન નાદાન સલીમે એ ઝેરનો કટોરો, અરે, ઝેર કરતાં પણ ભૂંડો, મદ્યનો કટોરો મોંએ માંડ્યો. યુસુફ અને નાસરના શબ્દો સાચા પડ્યા.

સલીમ શાહજાદો એક જ કટોરામાં ભાન ખોયા વિના આસ્માન-માં વિહરવા લાગ્યો. તેના મગજમાં એક પ્રકારની ખુમારી ભરાઈ ચડી. થોડી વાર પછી દઢ પગલે તે મહેલના ઝનાનામાં ચાલ્યો ગયો.

ઈસ્લામના સંરક્ષક તરીકે અને હિંદુસ્તાનના ભાવિ શહેનશાહ તરીકે આ બે વિપરીત બુદ્ધિના સરદારોએ એવી એવી વાતો તરુણ સલીમને સમજાવવા માંડી હતી, અને તે એવી ચાલાકીથી કે બાદશાહનું સંપૂર્ણ માન જળવાય. કોઈનેય વહેમ ન પડે તેવી રીતે શાહજાદો સલીમ કદમે કદમે સ્વચ્છંદી બનતો જતો હતો.

સલીમના જવા પછી અત્યાનંદમાં યુસુફ પણ તેની પૂંઠે જવા માંડ્યો. પરંતુ એવામાં પશ્ચિમના સૂબાએ ગોવાથી ખાસ મોકલેલા એક પાદરીને લઈને એક નોકર દાખલ થયો.

"ઘણી ખમ્મા, માલિકને. ગોવાથી આ પાદરી આવી ગયો છે; સાથે અરગુનન[1] નામનું ખાસ વાજિંત્ર લઈ આવ્યો છે. શાહી ખિદમતમાં હાજર થવા ઈચ્છે છે. ઘણી ખમ્મા માલિકને." એ રજપૂત નોકરે કહ્યું.

---

૧ ઑર્ગન.

"વારુ, લઈ જાઉં છું. હજૂરેઆલી ક્યાં બિરાજે છે?" યુસુફે ઠંડા અવાજે પૂછ્યું.

"ઈબાદતખાનામાં, ધણી ખમ્મા માલિકને."

નોકરે જવાબ આપ્યો. પાદરી આવે તો સત્વર પોતાની પાસે લઈ આવવાનો અકબરશાહનો હુકમ હતો એટલે ક–મને પાદરીને લઈ તે ઈબાદતખાના તરફ જવા નીકળ્યો. મહેલ બહાર પગ મૂકતાં જ તે આશ્ચર્યમાં ઊભો રહી ગયો. એક બાજુ અરગુનન મૂકેલું હતું, તેની સાથે ફિરંગીઓની એક નાનકડી મંડળી રંગબેરંગી કપડાં પહેરી ઊભી હતી. તે બધાને સાથે આવવા ઈશારો કરી તે ચાલવા માંડ્યો.

ઈબાદતખાનામાં ચર્ચા જામી હતી.

થોડાંક વર્ષથી બાદશાહે સર્વ ધર્મનો અભ્યાસ કરી સત્ય અને ઈશ્વરને જાણવા અને જણાવવા દરેક ધર્મના ધર્મગુરુઓ, વિદ્વાનો અને આચાર્યોને બોલાવી ધર્મચર્ચાઓ ચલાવી હતી. દરેક જણ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપવા આઝાદ હતો. ગોવાથી પાદરીઓને અને ગૂજરાતમાંથી દસ્તુર મહેરજી રાણા અને જૈનમુનિ વિજયસૂરીને શહેનશાહે ખાસ આમંત્રણો પાઠવી બોલાવ્યા હતા. ઈબાદતખાના માટે ખાસ જગા તૈયાર કરાવી હતી અને બાદશાહ કોઇ કોઈ વાર ઉલેમાઓ અને અન્ય ધર્મગુરુઓ સાથે આખી રાત ધર્મચર્ચા અને વાદવિવાદમાં કાઢતો હતો.

આજે, અકસ્માતે લગભગ બધાય ધર્માવલંબીઓ ભેગા મળ્યા હતા. અકબરશાહ પણ ખૂબ રંગમાં હતો. તેણે ચર્ચાનો પ્રારંભ કર્યો:

"રાજાજી, ખુદા એટલે?"

"ઈશ્વર, હજૂર" બીરબલે તરત બાદશાહને જવાબ આપ્યો.

"શેખજી, ઈશ્વર એટલે?" બાદશાહે ફૈજીને પૂછ્યું.

"ખુદા, આલીજાહ" શેખજીએ ઉત્તર આપ્યો.

"વાહ! વાહ! સત્યં શિવં સુંદરમ્!" પંડિત જગન્નાથ ડોલી ઊઠયો. અકબરશાહે પંડિત તરફ મીઠી આંખે જોયું અને પછી ગોવાનિવાસી પાદરી ઈકિવેરા તરફ જોયું અને બોલ્યો, "આપે આપના ગૉડનો અર્થ ન કર્યો, વાયઝ!"

"જે સૌથી મોટો છે, સૌનો છે, સૌને માટે છે અને જેને નાઝરીને સુંદર સરળ રીતે જનતા સમક્ષ સ્પષ્ટ કર્યો છે તે."

"આપ કંઈ ન બોલ્યા, મુનિ!" અકબરે પાદરીને સાંભળી લીધા પછી જૈનમુનિ તરફ નજર કરીને કહ્યું.

"જે જ્ઞેય છે, સર્વોપરિ છે, સર્વશક્તિમાન છે."

"કોણે જોયો એ સર્વશક્તિમાન, સૌથી મોટા ઈશ્વરને અને સૌના રસુલ ખુદાને?" એક ખૂણે શકરાની આંખો કરી બેસી રહેલો ચાર્વાક ફૂંફાડા મારી બોલી ઊઠયો; નિરંકુશતા અને નિઃસંકોચપણું તેની જીભ અને આંખમાં ચમકતાં હતાં. અટકયા વિના, બેપરવા બની ચાર્વાક કહેવા માંડયું, "રાજન્, ઈશ્વર છે જ નહિ. અહીંયાં બેઠેલા કોઈએ પણ જોયો છે? આપે જોયો છે?"

"ઈશ્વર જોવાતો નથી, પણ એનું અસ્તિત્વ જાણી શકાય છે." અકબરશાહે મીઠું સ્મીત કરતાં કહેવા માંડયું "કમરગાહના મોટા શિકારે અમે ગયા હતા. સેંકડો પ્રાણીઓના શિકાર પછી મને અતિ પરિશ્રમ લાગ્યો. હૃદયમાં હમેશાં રહેતી મૂંઝવણ વધી પડી. હું જાણે અનંત નિરાશામાં ડુબતો ચાલ્યો. સત્વર હું ઘોડા પર એકલો નીકળી પડી, બહુ દૂર જંગલમાં ચાલ્યો

ગયો, અને બેચેની અસહ્ય બની જતાં, એક વૃક્ષ નીચે બેસી જઈ ખુદાની બંદગીમાં મારી આસપાસની દુનિયાને ભૂલવા લાગ્યો. એવામાં મારા હૃદયમાં અજવાળું પડ્યું. મન પ્રફુલ્લ બની નાચવા લાગ્યું. જીવ જાણે કોઈ વિરલ આનંદમાં ઊંચે ઊડવા લાગ્યો. દુનિયાને ભૂલતો હું બધી વસ્તુને કોઈ અલૌકિક દૃષ્ટિએ જોવા લાગ્યો. મને દુનિયા જુદી જણાઈ. મારા હૃદયમાં જાગેલો આ આનંદ મને નવતર બનાવવા લાગ્યો. મને લાગ્યું—"

"કે એ જ ખુદા છે?" ચાર્વાક બોલ્યો.

"ના."

"ત્યારે ખુદાને આપે જોયા નહિ?"

"ખુદાને જોયા નહિ, અનુભવ્યા—"

"બાદશાહ, જે જોઈએ છીએ તે જ સત્ય છે. જે પંચેન્દ્રિયોથી પર છે તે અસત્ય છે. ઈશ્વર માનવેન્દ્રિયોથી પર છે માટે અસત્ય છે. ખુદા નાસ્તિ."

"ખુદા છે." શાહ નિશ્ચિત અવાજે બોલ્યો. "બધાંનો એ એક જ છે. માત્ર નામ જુદાં જુદાં લોકોએ રાખી દીધાં છે. ચાર્વાક સાધુ! મંઝીલ એક છે, માત્ર રસ્તા જુદા જુદા છે."

"ધન્ય હો મહારાજ! રાગ એક છે, માત્ર ગાયકો જુદા જુદા છે." મીયાં તાનસેન મસ્ત બની વચમાં બોલી ઊઠ્યો, "જોઈએ માત્ર યકીન!"

"જી? યકીનથી ખુદા બને છે?" ચાર્વાકે મીયાં તાનસેન તરફ વક્ર દૃષ્ટિ કરી કહ્યું.

"યકીન વધારે કે ખુદા?" શાહ અકબર તરત જ બોલી ઊઠ્યો.

"જવાબ શો છે, મૌલવીજી ?"

જેના કંઠમાં માતાપિતાએ બચપણથી કુરાન ભરી દીધું હતું એવા વિદ્વાન મુલ્લા દોપ્યાઝા તરફ નજર કરી બાદશાહે પૂછ્યું. મૌલવી શીઘ્રકવિ હતો—હાજરજવાબી પણ કમ ન હતો, પરંતુ, ધાર્મિક ચર્ચામાં તે ગંભીર થઈ જતો. તરત તેણે જવાબ આપ્યો.

"હજૂર, એમાં તે શું કહેવાનું હોય ?—ખુદા,"

"કેમ રાજાજી, તમે કોને વધુ ગણો છો, યકીનને કે ખુદાને ?"

"યકીનને." રાજા બીરબલે બાદશાહને ઠંડે પેટે જવાબ આપ્યો. બધા ચમક્યા. નિરીશ્વરવાદી ચાર્વાક તો ઊછળી પડ્યો. "વાહ રાજા, વાહ. ખૂબ સંભળાવ્યું. મારો યકીન છે—ખુદા નાસ્તિ."

"પરંતુ મેં એમ નથી કહ્યું કે ઈશ્વર નથી." રાજાજી આસ્તેથી બોલ્યો.

"રાજાજી ! માની લીધું કે આપનામાં બુદ્ધિ છે. પરંતુ માફ કરજો. જરા સમજાવશો, ખુદા કરતાં યકીન કેમ વધે છે ?" દોપ્યાઝાએ ગુસ્સો દબાવ્યો.

"માફ કરજો, મુલ્લાજી, તમારી બગલમાં શું સંતાડ્યું છે ?"

"એ સંતાડ્યું નથી; હજૂર માટે ભેટ લાવ્યો છું. હજૂર, મોટી સરાઈના પીરની આ મોજડી છે, આપને ચૂમવા લાવ્યો છું." મુલ્લા દોપ્યાઝા જરા ઉશ્કેરાઈ જઈ બોલ્યો.

"મુલ્લાજી, એ મોજડી જેને તમે સવારથી અત્યાર સુધી અનેક વાર ચુંબન કરી ગયા છો, જેને લગભગ સો સરદારોએ ચુંબન

કરી હૃદયે ચાંપી છે, તે મોજડી શાહજાદા સલીમની મેં જાતે ગઈ કાલે દરગાહમાં મુકાવી હતી ને મેં જ વાત ઉડાવી હતી કે મોજડી પીરની છે. આ રહી બીજી. કહો યકીન વધે કે ખુદા?" એટલું કહી બીરબલે બીજી મોજડી પણ બાદશાહ સન્મુખ મૂકી દીધી.

યુસુફ જે ગોવાના ઍંગ્રગનવાળા પાદરીને લઈ આવી ઊભો હતો તે ઊભો ઊભો ત્યાં જ સળગી ઊઠ્યો. એણે મોજડીને ચાર વાર ચૂમી હતી. તેની પાસે ઉભેલો નાસર પણ ક્રોધમાં પીળો પડી ગયો હતો. એણે મોજડીને દસ વાર ચૂમી હતી. પરંતુ સાથી રાતોપીળો થઈ ગયો, કલ્યાણમલ. પીરને તે બહુ માનતો. એણે કેટલીયે વાર મોજડી મોંમાં લઈ માથે મૂકી હતી. બીરબલનું માથું ભાંગે અને પોતાના પ્રાણાધાર શહેનશાહની બાજુમાં બેસે એવો બળવાન પુત્ર પોતાને મળે એ આશાએ તેણે પીરની બાધા માની હતી અને મોજડીને તે ખરેખર પીરનો છૂપો આશીર્વાદ અને ચમત્કાર સમજી બેઠો હતો. બાદશાહે કેટલાકોને ઊંચાનીચા થયેલા જોઈ સહેજ મોં મલકાવ્યું ને પછી બીરબલ તરફ જોઈ બોલ્યો, "તો રાજાજી, તમે યકીનને સર્વથી વધુ માનો છો?"

"ના હજૂર, યકીન કરતાં પણ વધે છે જ્ઞાન. અને ખુદાને જ્ઞાનથી ઓળખવાનો માર્ગ બહુ મુશ્કેલ છે, પરંતુ તે જ સાચો માર્ગ છે."

"ધન્ય હો રાજાજી, બિલકુલ ઠીક છે." બાદશાહ બોલ્યો.

"પરંતુ જ્ઞાનથી ઈશ્વરને જોવાય છે? નહિ. ખુદા નાસ્તિ, નાસ્તીશ્વરઃ—યકીન જ માત્ર પથ્થરને દેવ, દેવને પત્થર મનાવે છે. રાજન્, ઈશ્વર નથી."

"ખુદા છે." બાદશાહ શાંત અવાજે બોલ્યો. "યકીનથી

મળે છે, જ્ઞાનથી મળે છે, ભક્તિથી મળે છે, ઈબાદતથી મળે છે. મને બધા ધર્મ સરખા દેખાય છે; અને બધાનો ખુદા પણ એક જ છે. ઈન્સાફ કરનાર રાજાની આગળ ઊભેલા લોકોને રાજા ભૂલી જાય છે કે તે હિંદુ છે યા મુસલમાન. તે તો માત્ર તેને પોતાની પ્રજા તરીકે જ ઓળખે છે. આલીમો, ઈશ્વરની સન્મુખ ઊભા રહેલા બધા મઝહબો સરખા છે, કોઈ ઊંચ નથી, કોઈ નીચ નથી. અને જેની સન્મુખ બધા મઝહબ માથું ઝુકાવી ઊભા રહે છે તે છે ખુદા—ઈશ્વર, અને તે જ માત્ર સત્ય છે.”

અબુલફજલ ને બીરબલ મૂઢ બની બાદશાહને જોઈ રહ્યા. આખી સભા બાદશાહના સર્વસમન્વયી વિચારો પર મુગ્ધ બની જોઈ રહી હતી. બીરબલની મશ્કરીથી ખૂબ છંછેડાયેલા યુસુફે ધીમેથી બાદશાહ સન્મુખ નવા પાદરીની ઓળખાણ કરાવી. થોડીક જ વાર અભૂતપૂર્વ વાજિંત્ર ઑારગન બાદશાહ સન્મુખ મુકાયું ને પાદરીઓ તેને વગાડતા પ્રભુ પ્રાર્થનામાં લીન થવા માંડયા.

ઑારગનના મીઠા અવાજે બાદશાહનું હૃદય ખેંચાવા માંડયું. તાનહદ મીયાં તાનસેન માતંગની જેમ ડોલવા લાગ્યો અને પ્રાર્થના પૂરી થતાં પહેલાં એ જ સ્વર ને એ જ તાલમાં સુરદાસજીનું એક હૃદયંગમ ભજન શરૂ કર્યું. પ્રભુની પ્રેમભરી પ્રાર્થનાને ખ્રિસ્તીમાંથી હિંદુ બનતાં વાર ન લાગી. કાનમાં કટુતા ન આવી કે તાલમાં રુકાવટ ન આવી. નદીના પાણીના પ્રવાહની માફક પ્રભુમહિમાનો પ્રવાહ વેગથી વહેવા માંડયો.

રાગ એક હતો, ગાનાર જુદા જુદા હતા.

ભાષા ભિન્ન હતી, ભાવ એક હતો; ન સમજાયા છતાં બધા આનંદ અનુભવવા લાગ્યા.

માત્ર ન સમજી શકયો કે ન આનંદ લઇ શકયો એક યુસુફ. તેના ધૈર્યની અવધિ આવી ગઈ હતી.

મોજડીના પ્રસંગે તેના ધૈર્યને તોડી નાખ્યું હતું.

તે લાગ જોઈ ઊભો થઈને ચાલવા માંડયો.

ફજલે તે જોયું. બાદશાહે જોયું. અકબરશાહની સભામાંથી પૂછ્યા વિના ચાલ્યા જવું એટલે મોતના મુખમાં જવું તેમ મનાતું. પરંતુ કોઈ કંઈ બોલ્યું નહિ ને યુસુફખાન તો બાદશાહનો માનીતો હતો, જમાઈ હતો ! અને ઇબાદતખાનામાં દરેક જણુ આઝાદ બની બેસતો, બોલતો અને ઉઠતો.



[ ૧૭ ]

"શાયર, શાયરી કરવી એક વાત છે, બાદશાહત ચલાવવી એ તદ્દન જુદી વાત છે. તમે અને તમારા ભાઈએ સંસ્કૃત ભણી ભણી આલીજાહનો દિમાગ ખરાબ કરી નાખ્યો છે."

મકતબખાનાની વચ્ચોવચ્ચ છાતી કાઢી, ફાટેલી આંખે યુસુફ ફૈજી સામે ગર્જના કરી રહ્યો હતો. ઘણા દિવસથી દિલનો દાવાનળ બહાર કાઢવા તે ફાંફાં મારતો હતો. પીરની મોજડીએ તેને બહુ સરસ તક આપી—તેને, અબ્દુલ્લાને, નાસરને અને બાદશાહથી બહુ અસંતુષ્ટ રહેતા કેટલાક ઉલેમાઓને.

પોતાનું અહત્વ રાખવા, બ્રાહ્મણોની જેમ, ધર્મનો પોતાની મતલબ પૂરતો ખોટો અર્થ સમજાવનાર મુલ્લા ઉલેમાઓની સહાનુભૂતિથી યુસુફમાં અજબ જુસ્સો આવ્યો હતો. બનાવટી ધાર્મિક જુસ્સાથી તે લાપરવા બન્યો હતો. તેની આંખોમાં તિરસ્કારનો અગ્નિ હતો. હોઠ કાંપતા હતા. સંકોચ અદબ ઊડી ગયાં હતાં. અત્યાર સુધી છાનોમાનો બળતોઝળતો યુસુફ આજે છતો થયો—મકતબખાનામાં.

ફૈજી અને વઝીરે–આઝમ શેખ અબુલફજલ શાંત સ્વસ્થ બની, અસ્વસ્થ અને ઉશ્કેરાયેલા યુસુફને જોઈ રહ્યા. તેમની સાથે સંસ્કૃત અને વ્રજ ભાષાનો અજોડ કવિ પરંતુ રણાંગણનો અપ્રતિહત લડવૈયો સેનાધિપતિ ખાનખાનાન અબ્દુરહિમ પશ્ચિમનો એક મહાન વિજય મેળવી બાદશાહનો ધન્યવાદ મેળવવા આવેલો,

તે ઉભો હતો. આખું મકતબખાનુ આશ્ચર્ય અને ભયભીત બની બેહદ બનેલા યુસુફને જોઈ રહ્યું હતું. આજે તેને હુતાશની સળગાવવી હતી—રાજાજી સામે અને રાજાજીના એકેએક મિત્રો સામે.

"ભૂલ તો નથી થતી ખાન ? ગઈકાલ સુધી તો રાજાજી હતા, આજે અમે ખોટા દેખાઈએ છીએ ?" ફૈજીએ ક્રોધને હાસ્યથી દાબવા પ્રયત્ન કર્યો.

"બીરબલ ?" યુસુફ ત્રાડુકી ઉઠયો.

"રાજાજી" ઠંડા પરંતુ સત્તાવાહક અવાજે યુસુફની ભૂલ સુધારતાં અબુલફઝલ બોલ્યો, પરંતુ યુસુફ બેહદ ગયો હતો. બોલવા માંડચો.

"રાજાજી ? ખબર છે—બરાબર ખબર છે. આપ બધા બાદશાહ સલામત માટે ઝેર હો તો એ ઝેરનું મૂળ છે."

"શુક્ર કરો ખુદાના કે તમે અહીં મકતબખાનામાં આવું બોલી રહ્યા છો."

"એટલે શું કહેવા માંગો છો, વઝીરે–આઝમ ?"

"અહીં હું કિતાબોનો ગુલામ છું. બાદશાહના ગુલામ તરીકે મેં તમને આટલું બોલવા દેવાની તકલીફ ન આપી હોત; તમને સીધે રસ્તે મૂકી દીધા હોત."

"હું ધર્મને રસ્તે ઊભો છું."

"તમે ગલત રસ્તા પર છો." ફૈજી બોલ્યો.

"ધર્મને ગલત કરવા જ તમે બેઠા છો. એટલે જ હું કહેવા માંડચો છું. માત્ર કહેતો નથી, આ તો મારી ફર્જ અદા કરું છું."

"કરો અદા." ખાનખાનાન બોલ્યો. અલબત્ત રમુજમાં.

"બોલો. ખૂબ બોલો. વિદ્વાન છો, બોલવામાં તમને કોઈ પહોંચનાર નથી; પરંતુ મને તમારામાં અને તમારા રાજાજીમાં કાંઈ ફરક નથી લાગતો."

"કેટલા આનંદની વાત છે ?" ફૈજી બોલ્યો.

"આનંદ ?" યુસુફ તાડૂક્યો. "તમે જે ભણ્યા છો તે ઝેર છે, એ ભણીને જે કહો છો તે ઝેર છે, અને તે કહીને બાદશાહસલામતના હૃદય પર જે અસર કરો છો તે ઝેરી છે—ઝેરી, ઝેરી, ઝેરી."

"અગર અમે બધા ઝેરી છીએ તો પછી ફરિયાદ કરવાની ગુંજાયેશ જ નથી રહેતી." વઝીર બોલ્યો.

"તમે મુગલ શહેનશાહતનો અંત લાવવા ઇચ્છો છો." યુસુફ ત્રાડ નાખી બોલ્યો.

"ખબરદાર!" છંછેડાયેલા સિંહની જેમ ખાનખાનાંને ગર્જના કરી. તેના જમણા હાથમાં એક ધ્રુજારી પસાર થઈ ગઈ; જાણે તરવાર ખેંચવાની તત્પરતા હોય તેમ.

"યુસુફ બેહદને પણ હદ હોય છે, હદ ઓળંગી જતા નહિ." વઝીરે પૂરા સત્તાવાહી અવાજે કહ્યું.

"અતીકા ભલા ન બોલના—રાજાજી ખરું કહે છે."

શાયરે ટકોર કરી.

"રાજાજી ?" ગાંડાની માફક બૂમ પાડી યુસુફ બોલ્યો. "તમારા રાજાજી ? એમના સિવાય તમે દુનિયામાં કોઈને જોતા નથી—કોઈ છે જ ક્યાં ? વઝીરે-આઝમ અને ખાનખાનાન ! ડરાવવાની વાત બીજાને કરજો. હું મુસલમાન છું. ધર્મને માટે ફના થવું મારી ફર્જ છે. હું ધર્મના રસ્તે ઉભો છું. કાન ઉઘાડા રાખી સાંભળો ! રાજાજી મુગલાઈ શહનશાહતનો દુશ્મન છે. જહાંપનાહને નેકીને રસ્તેથી, મુસલમાનને રસ્તેથી, ખસેડી લેવાની તમારા રાજાજીની આ બધી ચાલબાજી છે. મુગલાઈ શહનશાહત એટલે અમારો મઝહબ ! એ મઝહબમાંથી રાજાજી અને રાજાજીના તમામ દોસ્તો અને આ પુસ્તકો, આલીજાહને ખેંચી જવા માંડ્યા છે—"

"બેહદ, બેહદ થાઓ છો યુસફ." શાયર બોલ્યો.

"બાદશાહ સલામત અમારા મઝહબથી દૂર થતા જાય છે." યુસુફ કહેતો ગયો.

"ખામોશ, યુસુફ." વઝીર તાડુકયો.

"આલીજાહ હિંદુ બનતા જાય છે." યુસુફે દાવાનળ બહાર કાઢયો.

"જબાન બંધ કર, યુસુફ!" ખાનખાનાને ગર્જના કરી.

"અટકો નહિ, ખાનખાનાન! હું મુસલમાન છું. ડરતો નથી. કાઢો તેગ અને કાપી નાખો, પણ હું તો કહીશ—હજાર વાર કહીશ—આલીજહાં હિંદુ બની ગયા છે."

તરત, ખાનખાનાનનો હાથ તરવાર પર પડયો ન પડયો અને થંભી ગયો. મકતબખાનામાં જાણે વિજળી પડી. ફૈજી, ફઝલ, ખાનખાનાન અને મકતબખાનાના બધા સભ્યો અવાક્ બની દરવાજા તરફ જોઈ રહ્યા. યુસુફ પણ જોઇ રહ્યો.

દરવાજાની વચ્ચો વચ્ચ મુગલાઈ શહનશાહતના રક્ષક અને પોષક શહાનશાહ જલાલુદ્દીન અકબર આંખો સ્થિર કરી ઉભો હતો. બાદશાહની આવી નજર હોય ત્યારે સરદારો માની લેતા કે કોઈનું મોત ચોક્કસ આવી પહોંચ્યું છે.

થોડીક ક્ષણ જાણે શ્મશાન શાંતિ પ્રવર્તી રહી. યુસુફે યંત્રવત્ પોતાનું માથુ ઝુકાવી દીધું.

ભયનો એક નાજુક થડકો અનુભવતા બધા સરદારો પણ માથુ ઝુકાવી ઉભા રહ્યા. પહાડને પણ થથરાવે તેવા ઘેરા ઘુરકતા અવાજે, પછી, બાદશાહ બોલ્યા.

"શું આજ તારો આખરી અભિપ્રાય છે યુસુફ?"

માથું ઊંચું કરવાની યુસુફની હિંમત ન હતી. પરંતુ હૃદયનો ઉકળાટ હતો જ. તેણે ઠંડે અવાજે કહ્યું.

"જી, હુજુર."

બધા સરદારોના હૃદયમાં ફરી એકવાર ભયની કંપારી ઝણઝણી

ઉઠી. કોઈએ માથુ ઊંચું ન કર્યું. બધાને ખાત્રી હતી. એક બે ક્ષણમાં યુસુફનું માથું જમીન પર પડી જશે.

પરંતુ માથું ન પડયું.

"યુસુફ!" બાદશાહનો પ્રતાપી અવાજ સંભળાયો. "હું જરૂર બદલાઈ ગયો છું. હિંદુ નથી બની ગયો; પરંતુ હિંદુસ્તાની બની ગયો છું. કાન ખુલ્લા રાખીને તું સાંભળ! મઝહબી ઝઘડાઓ અકબરશાહના રાજ્યમાં હું કાયમ રાખવા માગતો નથી. એ મારો નિશ્ચય છે."

"અલ્લાહો અકબર" પોતાને પણ ખબર ન પડે તેવી રીતે શાયર ફૈજીના મોઢામાંથી શબ્દો સરી પડયા. બધાઓએ અદબમાં માથાં ઝુકાવ્યાં, અને પ્રતિઘોષ કર્યો: "અલ્લાહો અકબર!"

પરંતુ બાદશાહ પૂર્વવત્ બોલતો રહ્યો:

"અકબરશાહે કરેલો નિશ્ચય ખુદા હમેશાં મંજુર રાખે છે. મને લાગે છે કે તું કદાચ ભૂલી ગયો છે કે તારો દાદો એક વખત હિંદુ હતો."

એટલું કહી બાદશાહ કોઈની પરવા કર્યા વિના ચાલવા માંડયો. રાજાજી કયારનોય આવી ચૂપચાપ સાંભળી રહ્યો હતો. ત્રાંસી આંખે અકબરશાહને જોઇ રહેલા ફૈજીએ રાજાજીને પૂછયું: "હુજુરનો હાથ તલવાર પર કેમ અટકી ગયો?"

"આ મકતબખાના છે એટલે," રાજાએ યુસુફ તરફ એક નજર નાખી કહ્યું અને તરત બાદશાહ પુઠે ચાલવા માંડયો.

બાદશાહના હૃદયમાં ક્રોધ ઉભરાતો હતો. તલવાર પર ગયેલો હાથ એક દિવસ પણ પાછો નહોતો પડયો. આજે પડયો. ક્રોધે ભરાયેલા બાદશાહ સન્મુખ એ સ્થિતિમાં ઊભા રહેવું એ જિંદગીનું સોએ સો ટકા જોખમ હતું. છતાં રાજાજી સ્વસ્થ ચિત્તે શાહી જનાના ભણી ચાલતા રહ્યા.

છોટી બેગમના અંતઃપુરમાં આવી બાદશાહ ઘાયલ થયેલા સિંહની

જેમ ફરવા માંડ્યો. ભયથી થરથરતી બેગમ અંદરના ખંડમાંથી બહાર આવવાની હિંમત ન કરી શકી. પરંતુ રાજાજીએ હિંમત કરી. એક બાજુ આવી એ ઊભો રહ્યો. ક્રોધને કોઈ રસ્તો આપવા ઈચ્છતો અકબરશાહ મોટાં ડગલાં ભરતો ફરી રહ્યો હતો. તેણે થોડી થોડી વારે બીરબલ તરફ જોવા માંડ્યું, પરંતુ રાજાજી નતમસ્તકે ચૂપ રહ્યો.

"બોલતા કેમ નથી, રાજાજી?" મૌન તોડતાં ક્રોધ ભર્યા અવાજે બાદશાહે પૂછ્યું.

"અતિકા ભલા ન બોલના," રાજાજીએ ઠંડે અવાજે કહ્યું. બાદશાહે ટકોર ઝીલી. ક્રોધ વધારે આગળ વધતાં અટકી ગયો, પરંતુ પાછો આમથી તેમ ફરતો અકબરશાહ બોલવા લાગ્યો: "રાજાજી મઝહબના નામ પર જેટલા અનાચાર અને અત્યાચાર થયા છે તેવા ને તેટલા બીજે ક્યાંય થયા નથી."

"અમારાં ઈતિહાસ પુરાણો એ જ કહે છે, નામવર."

"યુસુફ સમજે છે કે એ શાહી ઝનાનાનો જમાઈ છે એટલે ધારે તેમ કરી શકશે; પરંતુ અકબરશાહને તે ઓળખતો નથી. નહિ, મઝહબના નામ પર--ખોટા જુસ્સાના નામ પર, હું રાજ્યમાં અનાચાર અને અત્યાચાર નહિ ચાલવા દઉં. રાજાજી, યુસુફ જ નહિ, જનાના બધા જમાઈઓને શૂળીએ ચઢાવી દો."

"અતિ ઉત્તમ આલીજાહ! કામ તો માત્ર એક દિવસનું છે, પણ એક અડવાડિયું થશે." બીરબલે બહુ નમ્રતાપૂર્વક ખુશામત કરતાં કહ્યું.

"અઠવાડિયું કેમ?" ક્રોધનું પ્રમાણ કંઈ ઓછું કરતાં, છતાં સખત અવાજે શાહે પૂછ્યું.

"મહાબલી, બીજા બધા જમાઈઓ માટે તો ગમે તે ચાલશે; પરંતુ એક શૂળી સોનાની કરાવવી પડશે."

"સોનાની? કાં?" બાદશાહે ક્રોધને વધુ ઓછો કરતાં કહ્યું.

"મહાબલી, છોટી બેગમ સાથે આપના નિકાહ પણ શાહી જનાનામાં થયા હતા એટલે......આપ પણ જમાઈ ગણાઓ. આપને માટે તો સોનાની જ થાળી જોઇએ ને !"

બાદશાહનો ક્રોધ, જેટલો હતો તેટલો બધોય ઊતરી ગયો. શાંત મુખમુદ્રા રાખી ઊભેલા બીરબલને થોડી વાર એકીટસે જોઈ બાદશાહ ખડખડાટ હસી પડયો.

"જહાંપનાહ, ખોટા ગુસ્સાને લઈ જેટલા અનાચાર–અત્યાચાર થયા છે તેટલા બીજા કશાને અંગે થયા નથી. કયાંય થયા નથી "બીરબલે મીઠી ટકોર કરી. બાદશાહના મન પર સીધો ઘા થયો. બાદશાહ હસતો અટકયો. ક્રોધમાં ખોયેલું ડહાપણ ફરીથી છવાઇ રહ્યું. સ્નેહભર્યો હાથ બીરબલને ખભે મૂકી બાદશાહ બીરબલને અનિમેષ નેત્રે જોવા માંડયો. અને પછી સહેજ મુસ્કરાહટ હોઠપર લાવી બોલ્યો: "રાજાજી, એક વાત ભૂલતા લાગો છો. ભૂલશો નહિ; બાદશાહનો કોઈ દોસ્ત હોતો નથી, રહી શકતો જ નથી; જાન ગુમાવવાનો ભય હંમેશાં તેને માથે હોય છે— કહી દઉં છું, તમારો જાન સલામત નથી."

"રાજાધિરાજ ! આજે માલમ પડયું કે બાદશાહના દોસ્તો સિવાય બધાના જાન સલામત છે. છતાં, આશ્ચર્ય છે, લોકો જાન સાચવતા હમેશાં કેમ ભયમાં રહે છે।"

"તસ્લીમ આલીજાહ !" માથું નમાવી અંદર આવી ચૂકેલો શાહજાદો સલીમ બોલ્યો. બીરબલ ને બાદશાહે ચમકી સલીમ તરફ જોયું.

"પધારો શેખુબાબા ! કહો શી ઇચ્છા છે ?" લાડઘેલા બાદશાહે વાત્સલ્યભાવે પોતાના જ્યેષ્ઠ પુત્રને કહ્યું.

"આલીજાહ, આપ હંમેશાં ફરમાવો છો કે રાજાજી બધું કરી શકે છે. મેં હોડ બકી છે; રાજાજીને ફરમાવો, બળદનું એક શેર દૂધ મંગાવી આપે—ઔષધમાં ખાસ જરૂર છે."

બાદશાહ થંભી ગયો.

કાચબાએ કુમળા અવયવો જાણે સખત ઢાલ નીચે ઢાંકી દીધા હોય તેમ બાદશાહના મોઢા પર સખ્તાઈ આવી ગઈ. બાદશાહે જોયું, શાહજાદા સલીમમાં અદબ હતી પરંતુ ઉપરની જ. ખુમારી હતી, પરંતુ પિતાના પુત્ર તરીકે નહિ, શાહજાદા તરીકે. સ્વતંત્રતા હતી, પરંતુ સ્વચ્છંદતા વધારે દેખાતી હતી. હોડ જીતવા કરતાં દેખાવનો ધ્વનિ શબ્દોમાં વધુ સ્પષ્ટ હતો. આવો શાહજાદો મોગલાઈ શહનશાહતનો વારસ ? બાદશાહના હૃદયમાં કાંટાની માફક આ વાત ખૂંચી. તુચ્છ વાતોની જિદ કરનાર શાહજાદો બાદશાહ બને ત્યારે બાદશાહત રહે કે જાય ? તેણે એક છૂપો પરંતુ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. બીરબલે તે જોઈ લીધું. બાદશાહનું હૃદય હળવું કરવા બીરબલ તરત હસીને બોલ્યો, " એમાં તે શી મોટી વાત ? હું જરૂર આપને દૂધ મોકલાવી આપીશ. "

" મને ખાતરી હતી. વારુ " એટલું કહી નમન કરી સલીમ ચાલવા માંડ્યો. આજે તેની ચાલમાં, તેના શબ્દોમાં, તુમાખી હતી. આવી તુમાખી બાદશાહે પહેલાં નિહાળી ન હતી. શાહજાદાને કંઈ થયું હતું. પુત્રવત્સલ અકબરશાહ પ્રેમની નિર્બળતા આગળ કંઈ ચકાસણી ન કરી શક્યો—બોલી ન શક્યો. પરંતુ તેના હૃદયમાં દુઃખ હતું. ભાવિ અનિષ્ટ માટે જણાતો તેનો ભય આજે ખરો થતો જણાયો. સદીઓને ઓળંગી ભાવિને જોઈ લેનાર બાદશાહને પુત્રનું ભાવિ ઝાંખું જણાયું !

" આલીજાહ, હમણાં જ આવી પહોંચેલું આ અત્તર સ્વીકારો. "

એટલું કહી અત્યાર સુધી ચૂપચાપ જોઈ રહેલી છોટી બેગમ આગળ આવી ઉપરથી હસતાં હસતાં પરંતુ અંદરથી ગભરાટમાં અત્તર છાંટેલા રુમાલ પર વધુ અત્તર છાંટવી માંડી; અને તેમ કરતાં એક ટીપું હિંડોળાના સળિયા પર પડ્યું. અતિ મોંઘા અત્તરને નકામું ન જવા દેવા માટે

બેગમે તરત એ ટીપું આંગળી પર લઈ લીધું. પરંતુ ત્યારે જ તેને ખબર પડી કે બાદશાહ અને બીરબલ તેના સામે જોઈ રહ્યા હતા. બેગમ સહેજ ઝંખવાણી પડી; પરંતુ જાણે કોઈએ જોયું નથી તેમ દેખાવ કરી આનંદમાં બાદશાહ સાથે વાતે વળગી. અકબરશાહની દસ બેગમોમાં છોટી બેગમ અને જોધાબાઈને બીરબલને પરદો ન હતો. અદબ હતી. બાદશાહને ખુશ કરવા, પછી બેગમે કહેવા માંડયું. "આલીજાહ, આપે આપેલી બિદૌનીજીની ફારસી રામાયણની કિતાબ બહુ સરસ છે. ખરી વાત છે, બાદશાહત એટલે—બાદશાહત એટલે..."

"કુરબાનીઓ." બીરબલે અટકી પડેલી બેગમનું વાકય પૂરું કર્યું. બેગમે પોતાની અશક્તિ પર હસી કહેવા માંડયું, "ખરી વાત, બિલકુલ ખરી વાત, રાજાજી! આલીજાહને શું ઓછી કુરબાનીઓ આપવી પડી છે?"

"દુનિયા જાણે છે, બેગમ સાહિબા આલીજાહે કુરબાનીઓ ન આપી હોત તો અમારા જેવા કંગાળ, તકલીફ પહોંચાડનારા સેવકો હજુરની અહર્નિશ કૃપામાં કેમ રહી શકત?"

બીરબલે ફરી બાદશાહને ટકોર કરી. બાદશાહનું હૃદય અનુકંપાથી ભરાયું, પણ તે કંઈ બોલ્યો નહિ.

બેગમ બોલી, "તો પછી રાજાજી, આલીજાહની રામાયણ લખો ને!"

"શું ફરમાવો છો, બેગમ?" બાદશાહે એકદમ આશ્ચર્ય અને ક્ષોભ અનુભવતાં કહ્યું.

"કેમ ન લખાય, રાજાજી?" બેગમે બીરબલને જ પૂછ્યું.

"કેમ ન લખાય? જરૂર લખાય બેગમસાહિબા અકબરી-રામાયણ જરૂર લખાય— અને......અને બહુ સારી લખાય, માત્ર..."

બીરબલે એટલું કહી ત્રાંસી આંખે બાદશાહ સામે જોઈ ચણિયાં-મણિયાં કરવા માંડયાં.

બાદશાહ સીધી નજરે વિચારમાં પડેલા બીરબલને જોઇ રહ્યો.

"અટકી કેમ ગયા? કહી દો. જે ખર્ચ થશે તે આપીશું." બેગમે શાહની ખુશામત કરવા ઉમળકાભેર રાજાજીને કહ્યું.

"બેગમસાહિબા ઓછામાં ઓછા એક લાખ રૂપિયા થશે."

બાદશાહ પોતાના તરફ જોઈ રહ્યો હતો, એ બીરબલ જાણતો હતો, એટલે તેણે બેગમને જ માથું નમાવી ઉપર પ્રમાણે જવાબ આપી તરત ઉમેર્યું; "જેવી આજ્ઞા બેગમ સાહિબાની!"

બાદશાહ જાણતો હતો કે બીરબલ આવેલી તક કોઈ દિવસ જતી નથી કરતો, અને એ પણ જાણતો હતો કે બીરબલ રામાયણ નહિ લખે અને બેગમ પાસેથી પૈસા પડાવી લેશે.

ઘડીભર બની ગયેલા બનાવોની ભારે અસરમાંથી બાદશાહ ધીમે ધીમે આનંદમાં આવ્યો. અંતે રાજાજીએ રજા માગી. બાદશાહે સહેજ ગંભીર થઈને કહ્યું,

"રાજાજી, યાદ છે ને કાલે બળદનું શેર દૂધ લાવવાનું છે તે?"

"આવી જશે, હજુર."

રાજાજીએ ખચકાઈને જવાબ આપ્યો પછી તેણે નમન કરી ચાલવા માંડ્યું.

પરંતુ હંમેશનો તેનો હળવો પગ આજે ભારે જણાતો હતો—

અકબરી રામાયણ માટે નહિ, પરંતુ શાહજાદાએ માગેલ બળદના શેર દૂધ માટે.



# [ ૧૮ ]

"રાણી! જરા બહાર તો આવો!"

રાજાજીએ ઘરમાં પગ મૂકતાં ધીમેથી અવાજ કર્યો.

"જરા શરમાઓ! આટલી ઉમર થઈ! છોકરાં સાંભળશે." અંદરના ખંડમાંથી ઝટ બહાર આવતાં છણકો કરી રાણી બોલી.

"જરા તું તો શરમા! કાકી મરી ગયાં પરંતુ સાથે સાથે તારી શરમ પણ લેતાં ગયાં; કે પછી પોતાનો વારસો તને આપતાં ગયાં? જૂઠું બોલતાં શરમાતી નથી? તારી શાહજાદી તો તારા મામાને ઘેર ગઈ છે."

"પરંતુ આપનો શાહજાદો તો અહીં છે!"

"પણ એવું તે શું કહ્યું કે રાણી..."

"મને રાણી ન કહો."

"ઓ હો! હું સમજ્યો કે ભૂલથી હું કંઈ ગાળ બોલી ગયો હોઈશ......"

"તે એ પણ ક્યાં નથી દેતા—ઊંઘમાં!" ઉમાએ દાંત દબાવી કહ્યું. જે રીતે અને જે ઢંગે, તે બોલી તે રાજાજી જેવા કવિને ઉશ્કેરવા બસ હતું. પ્રૌઢા ઉમાના મોં પર જુવાની સોળે કળાએ ખીલી હતી. કોઇ સ્ત્રી ભલે જુવાનીની અમુક ઉંમરે સુંદરમાં સુંદર દેખાતી હોય પરંતુ બ્રાહ્મણ કવિ મહેશને તેની ઉમા અત્યારે વધારેમાં વધારે સુંદર લાગતી હતી. જીવનના અનેક ઝંઝાવાતોમાંથી

આ બે જણુ એક એકનો હાથ પકડી, જિંદગીના આછાઘેરા પ્રવાહમાં ઊંડાં તોફાની વમળોમાંથી, ટાઢ-તડકો, લીલી-સૂકી વેઠી અંતે સુખરૂપ પસાર થઈ રહ્યાં હતાં, ઉંમરના વધવા સાથે એક-બીજાના પ્રેમે પણ દૃઢ રૂપ લીધું હતું.

રાજાજીનાં અનેક સંકટોમાં ધ્રુવતારા સમી ઉમા હસતે મોઢે અને મર્માળાં કટાક્ષોએ તેને સત્કારવા ઘરમાં તૈયાર જ રહેતી. અનેક આપત્તિઓ અને અનેકાનેક મુંઝવણો બીરબલે હસતી ઉમાના ચરણમાં રજૂ કરી હતી અને ઉમાએ તેનો અંત આણ્યો હતો. લોકોને એ જ આશ્ચર્ય હતું કે આ દંપતી આટલા સુખમાં કેમ રહે છે! તેમના જીવનમાં કેમ ઝંઝાવાત આવતો નથી, કેમ દુઃખ નથી, કલેશ નથી વહેમ નથી. કુદરત દરેક વાતે સુખી દંપતી સાંખી કેમ શકે છે?

બીરબલે દૂર ઊભેલી રાણી ઉમાનો હાથ પકડી જવાબમાં કહ્યું.

"એમ કહો રાણી, ગાળો સાંભળવામાં તમને મજા પડે છે."

"છેટા ઊભા રહો...છોકરો આવ્યો લાગે છે." રાણીએ હાથ ખેંચી લેતાં કહ્યું.

છોકરો તો નહિ પણ એક લાખ રૂપિયા હમણાં આવ્યા દેખાય છે."

દુપટ્ટાને રાણીના શરીર પર નાખતાં બીરબલે કહ્યું.

"વળી શું આફત આવી પહોંચી?" રાણીએ નજીક આવી રાજાજીના માથા પરથી પાઘ લેતાં પૂછ્યું.

"રાણી સવારના તું નહોતી કહેતી, કુવા-પાઠશાળા માટે રૂપિઆ જોઈએ છે? ભલા, દાન તું કરે, નામ મારું પ્રખ્યાત થાય છે; પછી રૂપિયા તો મારે આપવા જ જોઈએ ને—એટલે હમણાં એક લાખ આવે છે."

"મહારાજ, બે હાથ ને ત્રીજું માથું. જણાવો તો? લાખ

આવ્યા, તો ભલે આવ્યા; પણ કોણે આપ્યા ? કેમ આપ્યા ? અને અત્યારે જ કેમ ?"

"અકબરી–રામાયણ લખવા માટે."

ઉમા એક કદમ પાછળ હઠી ગઈ.

"મારી અક્કલ બહેર મારી ગઈ છે; જરા ફરીથી જણાવશો ?" ગુસ્સાને દબાવી રાખતાં બે હાથ જોડી ઉમા બોલી.

"તું નહિ સમજે. એ તૈયાર કરાવનાર એક સ્ત્રી જ છે, એટલે સમજવા જેવી વાત હોય જ નહિ."

"મેં કબૂલી લીધું છે કે મારી અક્કલ બહેર મારી ગઈ છે; શું તૈયાર કરવાનું કહ્યું છે ?"

"અકબરી–રામાયણ." રાણીનું અનુકરણ કરતા અવાજે રાજાજી બોલ્યો, "રાણી, પરંતુ તું ગભરાઇશ નહિ, રામાયણ તૈયાર છે. તું તારે રૂપિયા ગણી લેજે." એટલું કહી બીરબલે સામેના તાકામાંથી એક ચોપડી કાઢી. ઉમા તેની પાસે જઇ તેનો હાથ પકડી લઈ, જરા સંશય ને ગભરાટથી એની સામે જોઈ રહી બોલી, "આ ચોપડી કોરાં પાનાંની છે. કાલે જ તમારે માટે મેં બનાવરાવી છે, મેં તમને..."

"આ છે અકબરી–રામાયણ !"

"તમે સાંભળ્યું નહિ, આ તો કોરી ચોપડી છે. એક અક્ષર પણ એમાં નથી લખ્યો." રાણીએ આંખો ફાડી કહ્યું.

"અરે પાગલ, અકબરી–રામાયણ તે કોઈ દિવસ લખાયલી હોઈ શકે ? આ રામાયણ વાંચવા માટે નથી, બાળવા માટે છે— અથવા જમનામાં નાખી દેવા માટે છે."

"આ તે શી મુસીબત ?" ઉમા બેચેન બની બોલી.

"આ તો કંઈ જ નથી. ખરી મુસીબત બીજી જ છે." એટલું કહેતાં કહેતાં બીરબલના મોંમાંથી એક ઉંડો નિઃશ્વાસ નીકળી

પડ્યો. ઉમાનો જીવ ઊંચે ચડ્યો. કોરી કિતાબને બાજુએ મૂકી તેણે રાજાજીનો હાથ પકડી લીધો અને નીચે બેસી ગઈ.

"શું છે, નાથ?"

એક ક્ષણમાં રાણીનો અવાજ બદલાઈ ગયો.

"રાણી." ઉમાની ગભરામણને દૂર કરવા સહેજ સ્મિત સાથે રાજા બોલ્યો, "શાહજાદા સલીમ લાપરવા બનતા જાય છે. આલીજાહને તેનું ભારેમાં ભારે દુઃખ છે. તેમના હૃદયમાં એ એક મોટો ખટકો રહી ગયો છે. તેને દૂર કરવા હું ખૂબ ફાંફાં મારું છું પરંતુ આજે—તો મેં હાર પૂરેપૂરી માની લીધી છે."

"પૂરેપૂરી નહિ; રાજા, અરધી હાર કહો."

"એટલે?"

"જ્યારે હું હારું ત્યારે જ તમારી પૂરેપૂરી હાર કહેવાય—ભૂલી ગયા?"

રાજાએ વહાલથી રાણીનો હાથ પકડ્યો. સુખની સાથી અને દુઃખની ભેરું રાણી આટલી ઉમરે ય નવોઢાની જેમ રોમાંચ અનુભવી રહી. ઘડીભર મૂક રહી બન્ને એકમેકને જોઈ રહ્યાં. રાજાજીનું ઠંડું પડતું હૃદય ફરીથી ચેતનવંતુ અને વેગીલું બન્યું.

રાજાએ કહ્યું: "રાણી, બળદનું દુધ લાવી શકશો?"

રાણી ચોંકી. વિચારમાં પડી. રાજા ફરી બોલ્યો:

"મેં કહ્યુ, બળદનું દુધ મળી શકશે?"

"કેમ નહિ?" રાણી સહેજ વિચાર કરી આનંદમાં આંખો નચાવતાં બોલવા માંડી,

"એમાં તે શી મોટી વાત છે? ડાબા હાથનું કામ."

રાજાજી આંખો ફાડી જોઈ રહ્યો, ને બોલ્યો "શું કહ્યું? સાન ઠેકાણે છે કે?"

"હરિ! ઓ હરિ!" રાણીએ, જવાબમાં બૂમો મારવા માંડી.

" અરે, અરે ! છાની ! છોકરા આગળ વળી શું કહેવાની છે ?" રાજા સહેજ ગભરાતાં બોલ્યા.

"આટલા કાંપો નહિ. છોકરો તમારો જ છે."

" શું છે બા ?" હાંફતો હાંફતો હરિ અંદર દાખલ થયો.

" હરિ !" રાણીએ મશ્કરીમાં લાડકા છોકરાને કહેવા માંડ્યું. " જો ને, તારા પિતાજીનું માથું દુઃખે છે.. "

" એમાં નવાઇ શું છે ! દુઃખે જ. તું પાસે બેઠી છે ને ?"

"વાહ બેટા." બ્હારથી અવાજ આવ્યો. તે પુરાણી કાકાનો હતો.

રાજાજી અને રાણી સફાળાં ઉભાં થઈ ગયાં. ડોસા પાસેથી બહારથી નાસી આવેલા હરિ તરફ ડોસો આવ્યો અને વધુ બોલ્યા વિના તેને પકડીને ફરી બહાર ચાલ્યો ગયો.

" જેવા બાપ એવા બેટા. મારો એક ગુણ આ સેતાનમાં નથી."

રાણી મીઠો ગુસ્સો કરતાં બબડવા માડી.

" તું ખરેખર માને છે રાણી ?" બીરબલે એકાએક સવાલ કર્યો.

" શું ?"

" કે બાપ તેવા બેટા ! "

" આખી દુનિયા માને છે." રાણી સહેજ આશ્ચર્યથી બોલી.

"જહાંપનાહ નથી માનતા. હું તેમને એ જ સમજાવવા ચાહું છું. બાપ તેવા બેટા." રાજાજી બોલ્યો.

વહાલસોઈ પત્ની રાજાજીનો હાથ પકડી અંદર લઈ ગઈ.

તે રાતે જમાલ અને કમાલ હમેશ મુજબ ફરવા નીકળ્યા હતા અને તેમની સાથે એક નાનો ઉસમાનીયો પણ હતો. ફરતા ફરતા ત્રણે જણા ફત્તેહપુર-સીક્રીના પ્રખ્યાત તળાવ પાસે આવી પહોંચ્યા. જમાલ અકબર, કમાલ બીરબલ તથા ઉસમાન સલીમને વારાફરતી જોતો જોતો ચાલતો હતો. તળાવ પાસે આવી પહોંચતાં બીરબલ અટકી ગયો અને દૂરથી આવતો કોઈ સ્ત્રીનો મીઠો અવાજ સાંભળવા લાગ્યો.

ગીત સાંભળતા ત્રણે જણા ધીમે ધીમે તળાવને કાંઠે આવી ઊભા. સ્ત્રી ગાતી હતી.

ગુરૂ જનકી રસના ઓર બાસના ફૂલે લુંકી,
બોલે બીન બોલે બીન, કહો કેસે જાનીયે;
સોદા તો સોદાગરકા, મિજલસ તો મલૂકનકી
ગુનીજન ગેંવાર વાકું બોલતે પિછાનીયે;
કહત કવિ બિરબલ સુનો શાહ અકબ્બર
આદમી કો તોલ એક બોલસે પીછાનીયે.

એક ગધેડાને પાણીમાં ઉભો રાખી એક સ્ત્રી કાછડો મારી જોસથી તેની પીઠ ઘસી રહી હતી. સ્ત્રી ગાતી હતી પરંતુ તલ્લીન હતી ગધેડાને ધોવામાં. એ નિઃસંદેહ ધોબણ જ હોવી જોઇએ, પરંતુ ધોબી ક્યાંય દેખાતો ન હતો. તે એકલી હતી. ત્રણે જણા કુતુહલથી આ બાઈને જોઈ રહ્યા. બીરબલે બે ડગલાં આગળ આવી કહ્યું,

"અરે એ પાગલ, શું કરી રહી છે?"

"પાગલ તું, પાગલ તારો બાપ" ગાવાનું બંધ કરી છંછેડાઈને ધોબણ બોલી. ધોબણ, ધોબણ ન હતી; ઉમા હતી. લાજવાબ ધોબણનો છણકો કરી ઉમા બોલી હતી. રાજાજી ઘુંટડો પી જતાં જરા રૂવાબમાં બોલ્યો,

"અરે, ધીમે બોલ! જબાન સંભાળ, જંગલી."

"જંગલી તું—તારો બાપ!"

બીરબલ એકદમ ચૂપ થઇ ગયો. જો કે મનમાં તો કહ્યું કે ઘેર આવ પછી તારી વાત છે. પરંતુ બાદશાહનું કુતુહલ વધ્યું. એ પળમાં પામી ગયો કે બીરબલનું જ આ કંઈક તોફાન છે; એટલે જરા શાંતથી કહ્યું.

"બાઈ, આટલી મોડી રાતે તું ગધેડાને કેમ નવડાવે છે?"

"ગધેડાઓને નવડાવવાનો આ જ સમય છે!"

ઉમા ધોબણ બેપરવાઈથી બોલી. બાદશાહ વધુ આકર્ષાયો. સલીમથી ન રહેવાયું તે બોલ્યો:

"અરે, પણ ગધેડાઓને નવડાવવાનો આ સમય હોય જ કેમ?"

"ખરી વાત છે, છોકરા. ગધેડાને નવડાવવાનો આ સમય નથી—ગધેડાને ઘોડો બનાવવાનો આ સમય છે." એટલું બોલી ઉમા ગધેડાને જોસથી મસળવા માંડી.

"શું કહે છે, બાઈ?" અકબરે આશ્ચર્યમાં પૂછ્યું.

"અરે બેવકુફ લાગે છે." બીરબલે અભિપ્રાય આપ્યો.

"બેવકુફ તારો......" ઉમા છંછેડાઇ.

"હં હં, જે કહેવું હોય તે મને કહે, મારા બાપ સુધી ન પહોંચ." બીરબલે સ્વસ્થતાથી વચમાં જ કહ્યું.

"તું શું કહે છે, બાઈ?" સલીમથી ન રહેવાયું.

"ભાઈ, હું ગધેડાનો ઘોડો બનાવી રહી છું, અને આ મને હેરાન કરે છે—જા, ગમાર, ચાલતી પકડ, જો મારો ધોબી આવી પહોંચશે તો હાડકાં ખોખરાં કરી નાખશે."

"પણ બાઈ," સલીમે કહ્યું, "તું જરા તારી અક્કલ પહોંચાડી વિચાર કર, ગધેડાનો તે ઘોડો બનતો હશે?"

"ભાઈ, તું જરા તારી અક્કલ પહોંચાડી વિચાર કર, બળદનું દૂધ મળી શકે?"

મશાલના ઝાંખા અજવાળામાં ઉમા ધોબણ આગળ આવી સલીમને કહેવા લાગી. ધોબણને બરાબર જોઇ બાદશાહ એક ડગલું પાછળ હટ્યો. ખભા પરનું ઉપરણું સરી જતાં, વાંકા વળી બાદશાહે લઈ લીધું. પરંતુ તેની આંખો ઉભા તરફ જ હતી. આબેહૂબ ધોબણ! ચાલ, બોલ, છણકો બધું જ! કમાલ બીરબલ! કમાલ તારી રાણીને! એમ બાદશાહનું હૈયું બોલી ઊઠયું પણ જીભે તાળુ મરાયું. પતિપત્નીનું આ નાટક પોતાના પુત્રને માટે બનતું જોઇ તેને ઓર મજા આવી. રાણી બાદશાહના ચરણમાં ઝૂકી

જોધાબાઈ સાથે અનેકવાર રાણી વાતો કરી ચૂકી હતી. બાદશાહ જાણતો હતો કે ઉમા લાજવાબ છે. આજે એ અનુભવવા તે હોંશથી જોઈ રહ્યો.

"બાઈ," સલીમ બોલ્યો. "કેમ, બળદનું દુધ ન મળી શકે?"

"હું એ તો કહું છું." ઉમા બીરબલ તરફ ત્રાંસી આંખે જોઈ બોલવા માંડી. "મારો ધોબી કહે છે કે બળદનું દુધ મળી શકે છે. એનો એક બહુ હોશિયાર દોસ્ત કહે છે, બળદનું દુધ જરૂર મળે છે, અને એણે જ કહ્યું છે કે ગધેડાનો ઘોડો બની શકે છે. જો બળદનું દુધ મળી શકે તો ગધેડાનો ઘોડો ન બની શકે?"

"ધોબણ, તારો ધોબી બેવકુફ લાગે છે." બાદશાહ બોલ્યો.

"ના મીયાં, બેવકુફ નથી. બેવકુફોની સોબતમાં રહે છે." રાણીએ ચટ દઈને કહ્યું. અકબરશાહ પોતાની જાતને સંભાળી રહ્યો. ઉમા લાજવાબ હતી. એક કાંકરે ત્રણ પક્ષીઓને મારવા ઇચ્છતી હતી. ઉમા બાદશાહને ઓળખતી હતી છતાં એક ક્ષણ પણ ગભરાયા વિના બાદશાહને કોઈ સાધારણ જમાલમીયાં જ સમજીને બોલવાનું નાટક કરી રહી હતી. રાજાજી, સલીમ અને અકબર ત્રણેયને આ સ્ત્રી ઉધડા લેવા માંડી હતી કે શું?

"ધોબણ તારા ધણીનો મિત્ર ખરેખર હોંશિયાર છે." બીરબલ બોલ્યો.

"ખરેખર બેવકૂફ હશે. ગધેડાનો ઘોડો બને જ નહિ." સલીમ બોલ્યો. "અને બળદનું..." એટલું કહી અટકી ગયો.

"હું જાણું છું, બાપ. કોઈ મૂર્ખ શાહજાદોય ન માની શકે એવું મારો ભોળો ધણી માને છે, એને ધર્મમાં અને ગપ્પાં મારનારાઓમાં અંધ શ્રદ્ધા છે. ધર્મમાં શ્રદ્ધા એ તો બહુ સારી વાત છે, પરંતુ મુવા સાધુ ફકીર અને હવાઈ વાતો કરનાર લંપટોમાં શ્રદ્ધા રાખવાથી એવા ફસાઈ જાય છે કે એમને ખુશ કરવા મારે ય ભોગવવું પડે છે. મીયાં, એકની મૂર્ખતા આખા કુટુંબને ભોગવવી પડે છે; શું કરીયે? આજે મારે ય જોવું છે કે ગધેડાનો ઘોડો થાય છે કે નહિ. જાઓ બાપ, તમે તમારે રસ્તે પડો..."

એટલું કહી તે ફરીથી ગધેડાને મસળવા માંડી. સલીમશા, અકબરશાહનો એ વહાલકડો શેખુબાબો ચૂપ થઈ ગયો હતો. રાજાજી અને બાદશાહે મુખ પર એવું સ્વાસ્થ્ય કાયમ રાખ્યું હતું કે સલીમ પોતે પોતાને ખરેખર મૂર્ખ સમજવા લાગ્યો. ઉમાનો ઘા મર્માળો હતો, સચોટ હતો. પ્રચ્છન્ન છતાં અકસીર. સલીમને એકાએક ભાન થયું. પોતે શાહોના શાહ અકબરશાહનો શાહજાદો હતો. ઘમંડી વિચારો એને ન ખપે. મૂર્ખતા ન શોભે. બીજાની અક્કલે દોરાવું એને લાજિમ ન હોય. શાહજાદાની લાયકાત તો શાણપણ જ હોય. એના હૃદયમાં અજવાળું થયું અને આ પ્રસંગને લીધે, ઉમાના શબ્દોને અંગે જમાલ ને કમાલ સાથે ઉસમાન ડાહ્યો બની ચાલવા માંડ્યો. ગધેડું ખુશીમાં કે પછી ટાઢના દુઃખમાં ભૂંકવા માંડ્યું.

"અરે ઊભા રહો, આ એનો રૂમાલ આવી ગયો છે તે આપી દઉં!" એટલું કહી બાદશાહ ઉતાવળે પગે ઉમા પાસે આવ્યો. કિનારે પડેલો નાનો રૂમાલ પોતાના ઉપરણા સાથે, ઉપરણું પડી ગયું ત્યારે બાદશાહે ઊંચકી લીધો હતો. હાથ લાંબો કરી બાદશાહ બોલ્યો, "બહેન, આ તારો રૂમાલ પડી ગયો હતો."

ઉમા બાદશાહના હાથ તરફ જોઈ રહી. રૂમાલની વચમાં એક નાનકડો હીરાનો હાર હતો. તેણે બાદશાહના મુખ તરફ જોયું. બાદશાહની આંખોમાં ઉપકારની લાગણી હતી. આ તે બાદશાહ કે દૈવી પુરુષ! ઉમાનું મસ્તક નમી પડ્યું. રૂમાલ લેતાં લેતાં બોલી:

"ભાઈ, પડેલાને ઊંચકનારા પ્રત્યે મારા પ્રણામ."

સલીમ અને રાજાજી, અરે, ઉસમાન અને કમાલ જમાલ પાસે આવી ઊભા. બાદશાહ સ્વસ્થ થઈ બોલ્યો:

"કેવા ધોબીના નસીબમાં આ રતન પડ્યું છે!"

રાજા દાંત કચકચાવી ઊભા રહી ગયા. ઉમા ખુશ થઈ. પરંતુ તુરત લાજવાબ બની જવાબ આપ્યો :

"કેવા ધોબીના નસીબમાં આ રતન પડયું છે?"

રાજાજી દાંત કચકચાવી ઉભો રહ્યો. ઉમા ખુશ થઈ પરંતુ તરત લાજવાબ રહી તેણે બાદશાહને જવાબ આપ્યોઃ

"ભૈયા, ધોબીનું નસીબ કહો છો? સર્વેના મેલ ધોનારનું નસીબ સફેદ જ હોય છે."

"વાહ વાહ—લે" તરુણ શાહજાદો ધોબણના સુંદર વાકયથી પોતાનો છૂપો વેશ ભૂલી જઈ નાનકડા હાથની નાનકડી વીંટી ઉમાની હથેલીમાં દાબી દેતાં બોલ્યો.

"જોયું જમાલજી! બાપ એવા બેટા! બુઝર્ગોના બોલ જૂઠા નથી હોતા."

અકબરશાહ તરત સલીમને લઈ ચાલવા માંડયો. રાજાજીએ જતાં પહેલાં એક ઝીણી ચુંટી ઉમાને ભરી લીધી.

"ઓ મા." ઉમા એ તીણી ચીસ નાખી.

"શું છે?" બાદશાહે તરત મોં ફેરવી પૂછ્યું.

"કંઈ નહિ. જરા ગધેડાએ અડપલું કર્યું," પોતાનો ગધેડો દેખાડતાં ઉમા બોલી. જો કે બીજો હાથ ચલાકીથી બીરબલ તરફ રાખ્યો હતો. બાદશાહ હસી પડયો.

"જાનવરની જાત જ એવી—શું કહો છો કમાલ?"

"બિલકુલ ખરી વાત, જમાલજી" બીરબલે નછૂટકે જવાબ આપ્યો.

" મીયાં કમાલ ! " જમાલ ચાલતાં ચાલતાં બોલવા માંડ્યો.
" સંસારમાં ધોબી ને ધોબણ જેટલું સુખી કોઈ નથી ! "

કમાલ મીયાંએ જવાબ ન આપ્યો.

ત્રાંસી આંખે બાદશાહને જોતાં જોતાં ચાલવા માંડ્યો.



[ ૧૯ ]

"અલ્લા હો અકબર."

રોજ પ્રાતઃકાળે બીરબલે અને દેવીમિશ્રે ગોખાવેલાં ને સમજાવેલાં એક હજાર નામોથી સૂર્યોપાસના કરનાર, સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે, વખત ન હોય તો ભરી રાજસભામાંય સૂર્યને વંદન કરનાર દીને-ઇલાહીના પ્રણેતા, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ પ્રજાવત્સલ અકબરશાહ એક નાનકડા હોજમાં નાહતો હતો. તેની સામે દીને-ઇલાહીના અનુગામી રાજા બીરબલે આવી દીને-ઇલાહીના પ્રાથમિક નિયમ મુજબ વિનય-વંદન કરતાં કહ્યું,

"અલ્લા હો અકબર!"

"જલ જલાલુહ," અકબરશાહે વળતો જવાબ આપતાં કહ્યું "પધારો રાજાજી, આવો છો નાહવા? આજે છોટી બેગમે અત્તરનો હોજ ભરાવ્યો છે."

"મને ખાતરી હતી, હજૂર."

હોજથી બહુ દૂર બે ખાજાસરા ઊભા હતા. હોજની પાસે પણ જરા છેટે, બે બાંદીઓ ઊભી હતી, અને બાંદીઓ પાસે છોટી બેગમ બેઠી હતી. બાંદી અને છોટી બેગમે રાજાજીના શબ્દો બરાબર સાંભળ્યા. છોટી બેગમને અંદરથી રાજાજી પ્રત્યે પૂર્ણ વેર હતું, છતાં ઉપરથી તેના વિનોદવ્યાપારમાં ભાગ લેતી, અને હમેશાં તેને તેમાં હરાવવા નિરર્થક પ્રયત્ન કરતી. અકબરશાહને રાજાજી ને બેગમની

ચડસાચડસીમાં બહુ મજા પડતી અને જાણી જોઈને પોતે ઘણી વાર એ બન્ને વચ્ચે વાદવિવાદ શરૂ કરાવતો. રાજાજીના ઉપર્યુક્ત શબ્દોથી પોતાની નિર્બળતાને ઢાંકવા ખુશખુશાલ મોં રાખી બેગમ-સાહેબા બોલીઃ

"શાની ખાતરી રાજાજી ?"

"કે આપ તરતના આવેલા ઇરાની અત્તરથી હોજ ભરાવશો. પરંતુ મહાબલી, બુંદથી બગડી તે હોજથી કદાપિ નથી સુધરતી."

બાદશાહ એકદમ હસી પડ્યો. બેગમ રાતી પીળી થઈ ગઈ. તે દિવસે અત્તર આપતાં એક ટીપું પડી ગયું, તેની અસર રાજાજીના મગજ પરથી કાઢવા બેગમે આ પગલું ભર્યું હતું. પરંતુ અત્તરનું અત્તર ગયું અને હાંસી વધારામાં! શરબતનું બહાનું કાઢી છોટી બેગમ એકદમ જનાનામાં ચાલી ગઈ. બાદશાહે હળવે અવાજે કહ્યું, "રાજાજી, હવે અકબરી રામાયણની ઝટ તૈયારી કરો, બેગમસાહેબા બગડયાં છે."

"તૈયાર છે, હજૂર," રાજાજીએ તુરત કિનખાબમાં બાંધીને બગલમાં રાખેલું કોરું પુસ્તક દેખાડતાં કહ્યું.

"જોઉં તો," બાદશાહે નાહતાં નાહતાં બહુ ઉત્સુકતાથી માગ્યું. તેને વિશ્વાસ હતો કે અકબરી રામાયણ રાજાજી કોઈ દિવસ લખીને નહિ લાવે.

"હજૂર, આમ તો રામાયણ તૈયાર છે; માત્ર એક વાત રહી ગઈ છે. જો છોટી બેગમ જવાબ આપે તો ખાલી જગા પૂરી, બે પ્રહરમાં આપના શ્રી ચરણોમાં મૂકું."

બાદશાહ ઝીણી આંખે રાજાજીને જોઈ રહ્યો. આંખેઆંખ મળી. બાદશાહ હસી પડ્યો. બાદશાહની આંખો અને હસવું સ્પષ્ટ કરતાં હતાં કે તે રાજાજીને બહુ સારી રીતે ઓળખે છે.

"પધારો, હમણાં જ પૂછી લો. મારે પોતાને વાંચવું છે. મને

હિંદી લિપિ આવડી ગઈ છે, એટલે અકબરી રામાયણથી જ જાતે વાંચવાનું શરૂ કરીશ."

એટલું કહી બાદશાહે હોજમાં ડૂબકી લીધી.

રાજાજી ક્રોધમાં ગુંગળાતી છોટી બેગમ આગળ નમ્રતાપૂર્વક અદબ કરી ઊભો.

" શું છે, રાજા સાહેબ ? " બેગમ ન છૂટકે ક્રોધને વશ કરી બોલી.

" અકબરી રામાયણ તૈયાર છે, માત્ર આપ નામદાર એક વાતનો જવાબ આપવા મહેરબાની કરો તો આ નમકહલાલ સેવક આજને આજ આ કિતાબ આપના કદમમાં મૂકી દે."

" ફરમાવો," અવાજ ધીમો કરતાં પરંતુ ધુંધવાતાં બેગમ બોલી.

"વાત જાણે એમ છે કે અકબરી રામાયણમાં નાયક તો જાણે આલીજાહ છે અને નાયિકા તરીકે મેં આપને ચીતર્યાં છે. હવે અસલ રામાયણમાં નાયિકા સીતામૈયાને ચૌદ વરસના વનવાસમાં રાવણે બળાત્કારે ઉપાડી જઈ એક વરસ માટે અશોકવનમાં કેદ કર્યાં હતાં— અને પોતાની ઈચ્છાને અધીન કરવા અનેક તરકીબો રચી હતી. તો આપનું કોઈએ...કોણે, ક્યારે, કેમ હરણ કર્યું તે...

" બાબીદા ! " મહેલ ગાજી ઊઠે તેવી રીતે બેગમે વચમાં જ ચીસ પાડી. તેનું ધૈર્ય જતું રહ્યું હતું. ક્રોધ અસીમ બની ગયો હતો. રાજાજીની બગલમાંથી કિતાબ ઝૂંટવી, ગભરાટમાં દોડી આવેલી બાંદી બાબીદાના શરીર પર બેગમે કિતાબને જોસથી ફેંકી અને બોલી, " હમણાંને હમણાં આ શયતાનિયતને આગ ભેગી કર; હમણાં જ એનો જવાબ આપ." રાજાજી ખોટી ખોટી વિનંતી અને ગભરાટમાં 'હાં હાં' કરતો ગયો ને બાબીદાએ અંદર દોડી જઈ ધીકતી ભઠ્ઠીમાં અકબરી રામાયણને પધરાવી. પુસ્તક ખાખ થઈ ગયું એટલે બેગમ પાસે આવીને તે બોલી:

"બેગમસાહેબા! કિતાબ સળગી ગઈ"

"મને ખાતરી હતી," એમ કહી તે જ ક્ષણે બાદશાહે પ્રવેશ કર્યો. વીલે મોંએ, ઉપર ઉપરનો અફસોસ દેખાડતો ઊભો રહેલો રાજાજી અને બેલગામ ક્રોધમાં ઉન્મત્ત બનેલી બેગમે બાદશાહને જોતાં નમન કર્યું. પોતાના ભાઈનો શત્રુ પોતાના ઘરમાં પોતાની ઠેકડી કરે? આલમગીર અકબરની બેગમની મશ્કરી? તેની ઈજ્જતની મજાક? છોટી બેગમનું છોટું મન અને છોટું હૃદય અતિશય ક્રોધમાં એક થઈ ગયાં. તિરસ્કાર અને વૈરની વૃત્તિમાં તે સાનભાન ભૂલી, દોડીને બાદશાહને પગે પડી ઊંચે સાદે રડી પડી.

"ખુદાપરસ્ત! કિબ્લએ કાબા! આ બાંદીના સીનામાં આપ ખંજર મૂકી દો! આ કમજોર બાંદીને જિંદગી દુશ્વાર જણાય છે— નાકામયાબ, નાગવાર!"

બેગમનું આક્રંદ તીવ્ર હતું—કારણ ગમે તે હો, અસર ભયંકર હતી. ગુલામની માફક પગમાં આળોટતી બેગમનું દૃશ્ય ન મનાય તેવું હતું. બાદશાહ, રાજાજી અને બાંદી પથ્થરવત્ ઊભાં રહી ગયાં. પરંતુ શાહોનો શાહ અકબર કફોડી સ્થિતિમાંય પોતાની જાતને સંયમમાં રાખી શકતો. તેણે જોયું કે મશ્કરીએ અતિ ગંભીર સ્વરૂપ લીધું હતું. રાજાજીના દેખતાં, ગુલામોના દેખતાં દિલ્હીના શાહની માનીતી બેગમ તેના પગમાં આળોટતી હતી. અતિ ધીર ગંભીર અવાજે બાદશાહ બોલ્યો; "બેગમસાહિબા, ઊભાં થઈ જાઓ."

"પગ પકડયા છે, વચન લીધા વિના, ઓ રહમદિલ, નહિ ઊભી થાઉં."

"ફરમાવો," બાદશાહે એ જ ગંભીર અવાજે કહ્યું.

"કાં તો રાજાજી દેશપાર થાય કાં તો આપ મને બેજાન કરો." આના કરતાં તો વીજળી પડી હોત તો સારું થાત! અસંખ્ય ડંખ

બાદશાહના શરીરને વીંધી રહ્યા. બેગમ ક્રોધની પરાકાષ્ટાએ પહોંચી હતી—ને હવે એથીય જાણે તે આગળ વધી. તેનું આક્રંદ ચાલુ રહ્યું. અકબરશાહના પગ હજુ એણે પકડી રાખ્યા હતા. કઠણુ હૃદયને પણ ઘડી ભર કંપાવી મૂકે તેવા અવાજે રડતાં બેગમ બોલી:

"દીન દુનિયાના માલિક, હું જાણું છું કે રાજાજીને કોઈ સજા થઈ શકતી નથી. શહેરનું સૌ કોઇ જાણે છે કે રાજાજી ગમે તેને માટે ગમે તે બોલી શકે છે ને ગમે તે કરી શકે છે—રાજાજી બધું કરી શકે છે. બન્દા નવાજની બધી મહેરબાનીઓ રાજાજી પર જ વરસે છે. આખી શહેનશાહતમાં રાજાજી એક જ આઝાદ છે. બધાં જાણે છે, હજૂર! એમને દેશપારનું ફરમાન કદાપિ નહિ થાય. આ નાચીજને જ આપ બેજાન કરો. રાજાજી સલામત રહે, આ બાંદીને અહીં જ હમણાં ખતમ કરો."

ઘડીભર રાજાજી પણ સાનભાન ભૂલી ઊભો રહ્યો.

ખેલ બગડી ગયો હતો.

રાજાજી મૂગે મોંએ બાદશાહનો હુકમ સાંભળવા તૈયાર થયો. અકબરશાહ પગ પકડી રોતી બેગમ તરફ જોઈ રહ્યો હતો:

"અકબરશાહ પહેલો હુકમ કરે છે ઊભાં થઇ જાઓ." બાદશાહ ગંભીર સત્તાવાહી અવાજે બોલ્યો. છોટી બેગમે પગ છોડી દઈ ઊંચે જોયું. બાદશાહની આંખો સિંહની આંખો જણાતી હતી—લાલ ને ઝનૂની. બેગમ ડરી ગઇ. બાદશાહે તરત પીઠ ફેરવી ચાલવા માંડયું, પરંતુ તે પાછો અટકી ગયો.

ગરદન ઝૂકાવી યુસુફ તેની સ્હામે ઊભો હતો. તે ક્યારે આવીને ઊભો રહી ગયો હતો તેનું કોઈને ભાન ન હતું.

"તમે પણ વચન માગવા આવ્યા છો?" બાદશાહે શાંત છતાં કાળજું ફફડાવી મૂકે તેવા અવાજે પૂછ્યું.

"આલીજાહ, રશીદખાંનને બદલે આ નિમકહલાલ ગુલામને કાબૂલ જવા ઈજાજત મળે."

"તું કાબૂલ જવા ઇચ્છે છે?" બાદશાહે સત્તાવાહક અવાજે પૂછ્યું.

"હુકમ, કિબ્લગાહ." જરા પણ અચકાયા વિના નીચું માથું કરી યુસુફખાન બોલ્યો.

"કેમ? કારણ? રાજા બીરબલ!"

"જી હાં, હજૂર," લાખવાર ગોખીને તૈયાર કરી રાખેલો જવાબ, જીવને બાજુએ મૂકી યુસુફે બોલી દીધો. શહેનશાહ અકબર આગળ ઈબાદતખાના સિવાય કોઈ પણ સ્થળે સામે બોલવું એટલે ધડથી માથું જુદું જ થઈ જાય! રાજા માનસિંહ જેવા જમણા હાથ અને સગા સાળાને પણ સામે બોલતો રોકવા માટે ગળું દબાવવા તૈયાર થનાર અકબરશાહ ક્રોધ વખતે ભૂખ્યો વાઘ બની રહેતો.

ગુજરાત જીત્યા પછી સૂરતની વિજયકૂચમાં એક રાતે શૂરવીરતાની હરીફાઈ થઈ. અકબરશાહ જાતે મરવા તૈયાર થતાં (એવી એક રમત હતી) રાજા માનસિંહે તેને રોકયો. તરત બન્ને જણા બાથંબાથ આવ્યા અને બીજા સરદારો વચમાં ન પડયા હોત તો માનસિંહનું મરણ જ થયું હોત. એવો હતો અકબરશાહ.

પરંતુ બાદશાહે ગમ ખાધી.

બાથંબાથે ન ચઢ્યો કે ન તરવાર કાઢી.

રાજાજીએ જોઈ લીધું કે પોતા પ્રત્યેના પ્રેમને લીધે—મિત્ર-પ્રેમને લીધે, અકબરશાહ પોતાનો સ્વભાવ ભૂલતો હતો. મિત્રપ્રેમ સ્વભાવ બદલે, ઇન્સાફને પણ બદલશે?

ભૂખ્યો વાઘ ગર્જ્યો.

"યુસુફ! સજાયે-મોત નથી મળતી, પરંતુ આજથી જ તું શાહી ખિદમતથી અલગ થઈ જા—અબઘડી ફત્તેહપુર છોડી જા અને

ચાલ્યો જા. મ્હારી સ્હામે ફરીથી દેખાતો નહિ. મારી તલવાર કાલથી તારી ગરદન માટે તડપતી રહેશે."

યુસુફે જવાબ ન વાળ્યો. એ માત્ર પથ્થર બની ગયો.

બાદશાહ ચાલવા માંડયો.

છતાં,

રાજાજી ઊભો હતો—ચૂપ, મર્માહત.

બાદશાહે પોતાના વિષે અને રાજાજી વિષે અનેક અફવાઓ સાંભળી હતી. આજે પ્રત્યેક અફવા કર્કશપણે તેના કાનમાં ગુંજવા લાગી.

જનાનામાંથી નીકળી દફતરખાનામાં આવતાં સુધી બાદશાહને જાણે તેની પૂંઠે અમીરો, ઉમરાવો અને અનેક મનસબદારો ચીસો પાડતા દોડતા સંભળાયા. એક કહેતો—'આલમપનાહ બાદશાહત છોડી શકે છે પરંતુ રાજાજીને નહિ,' બીજો કહેતો, હજૂર રાજાજીના ગુલામ છે. ત્રીજો કહેતો, 'એક વખત પણ શહેનશાહ સલામત બીરબલ પર ખફા થયા છે?' અને તરત તેના જવાબમાં ઘાણીની માફક અવાજો ફૂટવા માંડયા. 'બાદશાહ સલામતનું દિલ કમજોર છે. પ્યાર આંધળો નથી, દોસ્તી આંધળી છે.' રાજાજીએ જ સરકારને વિધર્મી બનાવ્યા,—નાસ્તિક બનાવ્યા,—હિંદુસ્તાનના બાદશાહને બે આંખો માત્ર બીરબલને જોવા જ આપી છે...'

અકબરશાહે મનમાં જાગેલા તોફાનથી બે ત્રણવાર ભૂલમાં પાછળ જોયું તો અતગ અને કલ્યાણમલ્લ હાંફતા તેની પાછળ દોડી રહ્યા હતા.

બાદશાહે દફતરખાનામાં પગ મૂકયો કે બધા ઊભા થઈ ગયા. વજીરે—આજમ અબુલફઝલ અદબ કરી આગળ આવ્યો. બાદશાહના વાળ વિખરાયેલા હતા. મોટા જંગબહાદુરને પણ કંપાવી મૂકે તેવું ઝનૂન બાદશાહના મોં પર હતું. અને છતાં, જાણે હાથ તલવાર કે બંદૂકની નળી પકડવા તૈયાર ન હતા.

"વજીરે—આજમ, હમણાં જ ફરમાન મોકલો રાજા બીરબલ ઉપર—"

અમલદારોની આંખો ખેંચાઇ. અબુલફઝલ સખ્ત આંચકો અનુભવી પાછો સ્વસ્થ થઈ ગયો. શાંત અવાજ રાખી તેણે પૂછ્યું.

"દૂરઅંદેશ શહેનશાહનું ફરમાન?"

"કે રાજાજી શાહી દરવાજો બંધ થતાં પહેલાં આ શહેર છોડી ચાલ્યા જાય."

એટલું બોલી બાદશાહ, વજીરે—આજમનો એક શબ્દ પણ સાંભળ્યા વિના ચાલવા માંડયો—જોધાબાઈના મહેલ તરફ.

દફતરખાનું સ્તબ્ધ થઈ ગયું, નિષ્પ્રાણ થઈ ગયું.



[ ૨૦ ]

"હું નથી માનતી; કેમ મનાય ? મહાબલી તમારા પર ક્રોધ કરે જ નહિ." ઝરૂખામાં બેઠેલા રાજાનો ખભો હલાવી રાણી બોલી.

"એ તો દુઃખ છે! આલીજાહ મારા પર ક્રોધ કરતા હોત તો બહુ સારું થાત. આ તો પોતાના પર ક્રોધ કરે છે!"

"પછી ?"

"ત્યારનો એ જ વિચાર કરું છું કે—પછી ? રાણી, દુનિયામાં સૌથી વધારે સુખી અને સૌથી વધારે દુઃખી સમ્રાટ છે."

"સમ્રાટ વધારે દુઃખી છે એટલે જ તમે માફી માગવા ન ગયા. ફરમાન મળતાં જ સીધા હજૂરના ચરણમાં પડયા હોત તો— ત્યારની કહી રહી છું, જાઓ, જઈ આવો."

બીરબલે વહાલથી ઉમા સામે જોયું. મન પરની ચિંતા જાણે ઘડીભરને માટે દૂર થઈ ગઈ. ઉમાએ બે હાથ જોડતાં કહ્યું:

"પંડિતજી, હાથ જોડયા, દુઃખનો ડુંગર તૂટી પડયો છે, છતાં હસવાનો વિચાર કરો છો ? મને જવાબ આપો કે તમે બાદશાહ પાસે કેમ ન ગયા ? મિત્ર તરીકે નહિ, મનસબદાર તરીકે, રાજા તરીકે, તેમના કદમોમાં માથું મૂકી માફી માગવામાં શાની શરમ હતી ?"

"શુભકાર્ય માટે પ્રાતઃકાળમાં જેનું મોં જોવા ધર્મ આજ્ઞા કરે છે એવા પ્રજાવત્સલ શહેનશાહના ચરણમાં પડતાં મને શાની શરમ !"

"તો પછી કેમ ન ગયા ?"

"ગયો હતો," રાજાએ માથું છાતી પર નાખી દેતાં કહ્યું.

"તમે ગયા હતા ? પછી શું બન્યું ?" ઉત્કંઠાપૂર્વક ઉમા બોલી.

"હજૂરે મને મળવાની ના પાડી."

ઉમા વિસ્મયપૂર્વક રાજાને જોઈ રહી.

"હું નથી માનતી. જરાય નથી માનતી."

ઉમા જુસ્સાભેર બોલી ઊઠી. "માફી માગવા આવનારને અકબરશાહ ના પાડે જ નહિ. હું ન માનું."

"શાયર પણ એમ જ કહેતા હતા." રાજા શાંત ચિત્તે બોલ્યો.

"હજુ હું નથી માનતી."

"તું નહિ માને, પણ હું માનું છું. મને સંપૂર્ણ વિશ્વાસ હતો કે શહેનશાહ મને મળવાની ના પાડશે."

"હિંદુસ્તાનના બાદશાહની મિત્રતા જેવી તેવી નથી; મિત્રને નીચો પાડતાં તેઓ શીખ્યા નથી."

"તેથી જ મને ના પાડી. બહુ સારું થયું કે ના પાડી."

"બહુ સારું થયું !" આભી બનીને ઉમા બોલી.

"હા, રાણી, હા. બહુ સારું થયું. દુનિયા જાણશે કે બાદશાહ પોતાના પરમપ્રિય પાત્રને ઘડીના છઠ્ઠા ભાગમાં દૂર ફેંકી દઈ શકે છે."

એટલું કહી રાજાએ બાજુમાં જોયું તો ઉમા ખસીને દૂર ગઈ હતી.

રાજાએ પાસે જઈને પૂછ્યું, "શું કરે છે, રાણી ?"

"શાહી દરવાજો બંધ થાય તે પહેલાં આપણે નીકળી જવાનું છે."

"આપણે ?"

"હા. સાંભળ્યું નહિ ? રાજા બીરબલ એટલે પંડિત મહેશ અને ઉમા. તમે એકલા છો રાજા ?"

"રાણી!" ઉમાને હાથથી રોકતાં બહુ કોમળ અવાજે બીરબલ બોલ્યો.

"આપણાં આ ત્રણ છોકરાંને કોની પાસે મૂકીશું?"

"પરણી ત્યારે સૌથી પહેલી પ્રતિજ્ઞા તમારું રક્ષણ કરવાની લીધી હતી, છોકરાંની નહિ. રહેશે મોસાળે. અઢળક ધનને શું કરવું છે?"

"માબાપ વિના છોકરાં રહેશે?"

"તમારા છોકરાંના ખરા માબાપ પુરાણીકાકા છે. આપણે નહિ. એમની સાથે રહેશે.

જરાય વિચાર કર્યા વિના કે ચિંતા કર્યા વિના રાણી બોલી, અને પછી મુસાફરીનો જોઈતો સામાન ભેગો કરવા માંડી.

બીરબલ ધીમે રહી તેની પાસે ગયો અને એક પછી એક વસ્તુ લઈ, બહુ વર્ષો બાદ પતિપત્ની એક મેકને મદદ કરવા લાગ્યાં—પ્રવાસ માટે. બીરબલ આનંદમાં હતો, રાણી પણ એટલા જ આનંદમાં આવી સ્ફૂર્તિથી કામ કરતી હતી.

ફત્તેહપુરસિક્રીના એક મહેલમાં એક દંપતી આમ કામે વળગ્યાં હતાં ત્યારે એ જ વખતે શાહી મહેલમાં બીજાં દંપતી ગંભીર વિચારમાં પડયાં હતાં. અકબરશાહના રાજકાર્યોમાં પૂછ્યા વિના જરાય દખલ ન કરનાર મહારાણી જોધાબાઈ પોતાના પતિને વિનવણી કરી રહી હતી, અને અકબરશાહ ઝરૂખાના કઠેરાને થોભી શહેરના રસ્તાઓ પર નજર કરતો સાંભળી રહ્યો હતો.

"સ્વામી, શાહજાદા સલીમને જરાય ખબર ન પડે તેવી રીતે આનંદ ચઢાવી તેમને સીધે રસ્તે વાળનાર રાજાજી છે; આપના દિલને સૌથી વધુ પ્રસન્ન કરાવનાર માત્ર એક રાજાજી છે...."

"હું સમજું છું." શાહ આસપાસ જોયા વિના બોલ્યો.

"મહામંત્રી અબુલફજલ અને કહાકવિ ફૈજીના સૌથી વધારે વહાલા મિત્ર રાજાજી છે."

"એ પણ હું જાણું છું."

"મહાબલી, બાદશાહ અને બાદશાહત વચ્ચેની એક સુદૃઢ કડી રાજાજી છે."

"એ વાત પણ મેં કોઈ દિવસ નકારી નથી."

"તો પછી પ્રાણનાથ, પાછું ખેંચી લો એ ફરમાન."

"ન બને, મહારાણી. કદી ન બને."

ક્રમશઃ અવાજમાં બહુ આર્દ્રતા લાવતી મહારાણીને નિરાશ કરતાં અકબરશાહ બોલવા માંડયો. તેનો ક્રોધ જતો રહ્યો હતો. આંખમાંનું ઝનૂન અદ્રશ્ય થઈ ગયું હતું. માત્ર અવાજની સખ્તાઈ ઓછી નહોતી થઈ.

પરંતુ જોધાબાઈ ઝટ પતાવી દેવા તૈયાર ન હતી. બીરબલની કિંમત બાદશાહને મન કેટલી છે તે જોધાબાઈ કરતાં વધુ કોઈ નહોતું જાણતું. પોતાનાથી બને તેટલી નમ્રતા અવાજમાં લાવતાં તે ગળગળી થઈ ગઈ. આંસુ જાણે છલકાવાની તૈયારી કરવા લાગ્યાં. બાદશાહ અને રાજા વચ્ચેનો અસીમ પ્રેમ જોધાબાઈએ અનેક વાર જોયો હતો. બાદશાહનો હાથ પકડી લેતાં મહારાણી બોલી, "પ્રાણનાથ, હિંદુસ્તાનના સમ્રાટનાં નવ રત્નોમાંથી એક રત્ન ગુમાવવાથી બીજાં આઠ ખંડિત થશે. આપના સાચામાં સાચા, અને વહાલામાં વહાલા મિત્રોમાંના એક રાજાજી છે—"

"વહાલામાં વહાલો મિત્ર!"

બાદશાહે ફિક્કા હાસ્યથી મહારાણી તરફ જોઈ તેના શબ્દો ફરી બોલતાં કહેવા માંડ્યું, "મહારાણી, એક ધોબીની નિંદાને લઈ

આ જ હિંદુસ્તાનના દૈવી ગણાતા રાજવી રામચન્દ્રે પોતાની પ્રિય પત્ની સીતાનો ત્યાગ કર્યો હતો, તો પછી અનેક મનસબદારો, મૌલવીઓ અને પંડિતોની નિંદાને લીધે હું મારા વહાલામાં વહાલા મિત્રને દેશનિકાલ કરું તો તેમાં શી મોટી વાત છે? રાજાજી કહે છે, બાદશાહ બાદશાહતનો પહેરેગીર છે. રાણી, અકબરશાહ પોતાના પ્રાણ સમા પ્યારા માણસને સજા નહોતા કરી શકતા એવું કલંક મારી ઓલાદને માથે હમેશ માટે ચઢાવી જવા હું નથી માગતો."

"પરંતુ રાજાજી બેકસૂર છે!"

"બેકસૂર? ના, મહારાણી, રાજાજીએ મોટી કસૂર કરી છે. બહુ મોટી કસૂર!"

"કઈ, જહાંપનાહ?"

"રાજાજી બાદશાહના વહાલામાં વહાલા દોસ્ત છે. મેં એક દિવસ કહ્યું હતુંઃ રાજાજી, બાદશાહની દોસ્તી ખતરનાક હોય છે, સંભાળજો; તેણે ન માન્યું."

"શી રાજાજીની સ્વામીભક્તિ, કેવી શ્રદ્ધા!" આવેશમાં આવી જઈ જોધાબાઈ બોલવા માંડી. "મેં એક દિવસ પૂછ્યું; રાજાજી, બાદશાહ સલામત વધે કે ઈંદ્ર?"

બાદશાહે ઝટ જોધાબાઈ તરફ આંખ ફેરવી. જોધાબાઈ શાહને નહિ, પોતાને ઉદ્દેશીને બોલી રહી હતી.

"રાજાજીએ શું કહ્યું?" બાદશાહે તેને ધ્યાનભંગ કરતાં આતુરતાથી પૂછ્યું.

"ઈંદ્ર કરતાં બાદશાહ વધે." રાણી બોલ્યાં.

"જુઠ્ઠું. ખુશામતખોર!"

"મેં પણ એ જ શબ્દો કહ્યા, પરંતુ તેમણે કહ્યું કે ખરી વાત છે."

"કેવી રીતે?" બાદશાહે રસપૂર્વક પૂછ્યું.

"એક દિવસ ભગવાને ત્રાજવાના એક પલ્લામાં ઈંદ્રનું નામ મૂક્યું અને બીજા પલ્લામાં આપનું નામ મૂક્યું. આપનું પલ્લું ભારે હોવાથી નીચું નમ્યું એટલે આપને પૃથ્વીનું રાજ મળ્યું અને ઈંદ્રરાજાવાળું પલ્લું હલકું હોઇ ઉપર રહેવાથી તેમને સ્વર્ગ મળ્યું."

બાદશાહના મોં પરની સખ્તાઈ જતી રહી. સહેજ સ્મિત કરતાં તે બોલ્યો:

"મહારાણી, બોલવામાં રાજાજીને કોઈ જીતી શક્યું નથી" એટલું કહેતાં કહેતાં અકબરશાહની આંખ સામે કંઈક સ્મૃતિ સજીવ બની રહી. તેણે જોધાબાઈ પાસે બેસી જઇ કહેવા માંડ્યું: "એક દિવસ હાથીખાનાની આગળ જમીન પર મેં એક લીટી ખેંચી કહ્યું: આને અડચા કે ભૂંસ્યા વિના નાની કરી દો. રાજા માન, ટોડરમલ્લ અને ખાનખાનાન વિચાર કરી કરી થાકચા પરંતુ તે અને બધાં રત્નો હારી ગયા. એવામાં રાજાજીએ આવી લાકડી વતી મારી ખેંચેલી લીટીની પાસે એક મોટી લીટી ખેંચી અને કહ્યું, લ્યો ખુદાવંદ, અડચા કે ભૂંસ્યા વિના તમારી લીટી નાની થઈ ગઈ. રાણી, રાજાજીમાં ડહાપણ છે, તીવ્ર બુદ્ધિ છે, વિદ્વતા છે, નીડરતા છે, ભક્તિ છે. અને એ એકેએક તેમના અંગત શત્રુ છે. પછી બાદશાહની દોસ્તી ખતરનાક ન હોય? ના, મહારાણી, ના. રાજાજીએ મિત્રપ્રેમ માટે ભોગવવું જ જોઈએ, અપાર ભોગવવું જોઈએ."

એટલું કહેતાં કહેતાં શાહ ઊભો થઇ ગયો. જોધાબાઈ વિમાસણમાં તેની તરફ જોઈ રહી. બાદશાહના મોં પરની વ્યથા તેના હૃદયની ખરી સ્થિતિ દર્શાવી દેતી હતી. રાણી કરુણા અને સહાનુભૂતિથી

અશ્રુભરી આંખે બાદશાહને જોઈ રહી. તેનું સ્ત્રી હૃદય થડકા મારી મારી પૂછવા માંડયું: બાદશાહ પણ નિરાધાર હોઈ શકે ? રહી શકે ?

રાત પડી.

શહેરની બહાર શેતાનપુરમાં રામજણીઓ અને વારાંગનાઓએ પૂરબહારમાં ગાનતાન જમાવી દીધાં હતાં. અકબરશાહના ખાસ હુકમથી કોઈ પણ વેશ્યાને શહેરમાં રહેવાનો પરવાનો ન હતો. શહેર બહાર અલાયદાં મકાન બનાવી તેને શેતાનપૂર નામ આપ્યું હતું. દિવસના થાકેલા શોખીનો રાતના મજા માણવા સંધ્યા પછી અહીં ઊભરાતા, છતાંય શાહી જાસૂસો તે બધાની નોંધ લેતા હતા. આજ શેતાનપૂરમાં એક વખતે છૂપા વેશમાં ફરતાં ફરતાં એક ચતુર ગુણિકાએ બાદશાહને બેવકૂફ બનાવી બીરબલને સ્વીકાર્યો હતો. અને આ એ જ સ્થળ હતું જ્યાં ઘણા બિનઅનુભવી જુવાનોને કમાલમીયાં અને જમાલ-મીયાંએ મશ્કરી અને ચાલાકીથી વિનાશને પંથે જતાં બચાવ્યા હતા.

આજે જમાલમીયાં એકલો ફરતો દેખાયો હતો. ફરતાં ફરતાં તેની નજર એક વેલ પર પડી અને તે લપાઈને મોટા દરવાજાની બાજુમાં છુપાઈ ગયો. આરતેથી એ વહેલ શહેરના બહાર આવી પહોંચી. વહેલની પછવાડે જાત્રાળુના વેષમાં પંડિત મહેશ અને ઉમા વાતો કરતાં કરતાં ચાલતાં હતાં. દરવાજાની બહાર આવી પહોંચ્યા પછી પંડિત મહેશ એકાએક શહેર તરફ મોં ફેરવી, દરવાજાની બરાબર વચ્ચોવચ્ચ ઊભો રહ્યો.

મીયાં જમાલ પોતાની જાતને અંધારામાં સંપૂર્ણ છુપાવી ધબકતે હૈયેપોતાના સૌથી પ્યારા સાથી કમાલને થોડેક જ છેટેથી નિહાળી રહ્યો. દોડીને મિત્રને ગળે વળગી પડવા જમાલનું હૃદય ઉછાળા મારવા લાગ્યું, પરંતુ—પરંતુ……

એક વખતનો કમાલમીયાં યા રાજા બીરબલ પરંતુ અત્યારે સાધારણ જાત્રાળુ પંડિત મહેશ, જાણે દૂર દૂર દેખાતા રાજમહેલો પર છેલ્લી મીટ માંડી જોઈ રહ્યો ધીમે રહી તેણે મસ્તક નમાવ્યું અને નીચા વળી ધરતી પરથી થોડી ધૂળ લઈ માથે મૂકી અને પછી જલદીથી વહેલમાં વાટ જોઈ બેસી રહેલી ઉમા પાસે જઈને બેસી ગયો.

અંધારામાં એ ખબર ન પડી કે જમાલ અને કમાલની આંખમાં આંસુ હતાં કે નહિ.

વહેલ ચાલવા માંડી અને થોડેક દૂર ગઈ ત્યારે શહેરના દરવાજાની વચ્ચોવચ્ચ એક ઝાંખી આકૃતિ સ્થિર ઊભી રહી હતી.

પંડિત મહેશે વહેલમાં બેઠાં બેઠાં એ જોયું.



## [ ૨૧ ]

"અકબરશાહ મુસલમાન નથી."

ધર્માનુરાગી થયેલો યુસુફ યુસુફજાઈ પઠાણોની એક મોટી જીરગામાં ગાજી રહ્યો હતો. પીર રોશનાઈનો એક નવો પંથ બહુ જોરશોરથી પઠાણોમાં ફેલાવા માંડયો હતો. ચુસ્ત, મઝહબપરસ્ત, સાદા પરંતુ સુદૃઢ પઠાણોને ઉશ્કેરી મૂકવા એ રાજનીતિકુશળ ખેલાડી યુસુફને રમત વાત હતી. પોતાની વેરવૃત્તિને સંતોષવા એણે ધર્માંધતાનો નકાબ ઓઢયો હતો. ભોળિયાઓને જાળમાં સપડાવવાનો એ સદીઓ જૂનો સહજ ઉપાય હતો. જે જુસ્સાથી યુસુફ બોલી રહ્યો હતો તે પઠાણ જેવા સીધા સાદા તો શું, કોઈ પણ ધર્મપ્રેમી ઇસ્લામીને એક વખત તો કુરબાન થઈ જવા ઉશ્કેરી મૂકે તેમ હતું. દૂર દૂરના લડાયક અને ઝનૂની પઠાણો જીરગામાં ભેગા થયા હતા અને યુસુફ જોરશોરથી તેમને ઊંધે રસ્તે ખેંચી રહ્યો હતો.

"ઇસ્લામના પાક બંદાઓ, અકબરશાહ મુસલમાન નથી, હિંદુ નથી, ખ્રિસ્તી નથી. અકબરશાહ કોઈ ધર્મને માનતા નથી. અકબરશાહ નાસ્તિક છે."

"નાસ્તિકને નાબૂદ કરો!" કેટલાક જવાન રોશનાઈઓ ઊકળી ઊઠયા.

" અકબરશાહના રાજ્યમાં ઇસ્લામ સલામત નથી."

" દૂર કરો એને !" પાછો પડઘો પડ્યો.

" હિંદુસ્તાનનો શહેનશાહ ઇમામોને માનતો નથી. એણે મૌલવીઓને નસાડી મૂક્યા છે. શેખ ને સૈયદ નાસ્તિકોના ખોફથી મોં સંતાડતા ફરે છે, મરે છે, અથવા હજ પર ચાલ્યા જાય છે. બુંદેલખંડ અને રોહિલખંડમાં ઇસ્લામના પડતા ઝંડાને ઊંચો રાખી પાક મઝહબીઓએ ઘોષણા કરી છે અને એનો પડઘો તમારા જેવા બહાદુર જવાંમર્દોએ ઝીલવાનો છે.

" રોશનાઈઓ ! કસમ લો સાંઈના કે ઇસ્લામ નાસ્તિકોના શોખમાં કચડાવાનો નથી. તે પહેલાં આબાદ શહેરો બરબાદ થશે. બરબાદ થયેલી રિયાસતો આબાદ થશે. ખુદાના બંદાઓ, રબના નામ પર કુરબાન થઈ જનારા ગાઝીઓ ગરજી ઊઠશે, નાલાયકો અને નાકામયાબોને ઇસ્લામી શમશેરો ધરણી પર ઢાળી દેશે અને રસુલના પાક બંદાઓ નીલ રંગનો ઝંડો હાથમાં લઈ આ દેશના એક છેડેથી બીજે છેડે ફત્તેહની કૂચ કરતા એને ફરકાવી દેશે. એ બંદાઓ આ જીરગામાં છે, તૈયાર છે.

" રોશનાઈઓ ! ખાકસારો ! આજથી આકાશને અને પૃથ્વીને ફત્તેહના શબ્દોએ ભરી દઈને જણાવી દો કે હિંદુસ્તાનના બાદશાહને નેક રસ્તે મૂકવા અને એ રસ્તે ન આવે તો અત્યારની બદીને આપણા રસ્તામાંથી હમેશને માટે દૂર કરવા પઠાણો હોશિયાર થઈ ઊભા છે."

જવાબમાં, ગગનને જાણે ફાડી નાખે તેવા ઊંચા સ્વરે જીરગાએ વિજયઘોષણા કરી.

યુસુફનું હૃદય અનેરા આનંદથી ઊછળવા લાગ્યું. એક મહિનાથી એક ગામથી બીજે ગામ, એક ડુંગરેથી બીજે ડુંગરે રઝળી રઝળી

દૂર દૂરના પઠાણોને એક કરી, રાજા બીરબલ પર વેર લેવા, બાદશાહ અકબરની વિરુદ્ધ તેમને તે ઉશ્કેરી રહ્યો હતો. રોશનાઈ ઓ તો બધાય તેની તરફેણમાં આવ્યા હતા. પરંતુ બીજા પણ ઘણા પઠાણો તેને માનતા થયા હતા. આસ્તે આસ્તે પરંતુ ચોક્કસ રીતે યુસુફ ફાવતો હતો. આજની જીરગા જેવી કેટલીય જીરગાઓ ભરાઈ હતી અને પહાડી પઠાણો યુસુફની સરદારી નીચે સંગઠિત થવા માંડયા હતા.

"કેમ, અબદુલ્લા શું છે?" વિજય મેળવવાના ચડેલા ઉન્માદમાં ડોલતી જીરગા વચ્ચે યુસુફે ઘોડા પરથી ઊતરી પોતાની પાસે દોડી આવેલા હાંફતા અબદુલ્લાને અત્યાનંદથી પૂછ્યું. અબદુલ્લાએ તેના કાનમાં થોડાક શબ્દો નાખ્યા. યુસુફ થોડો વાર ગંભીર થયો, પરંતુ તરત જ ઉત્તેજિત બની ફરીથી લવારે ચઢયો. પઠાણોના હાથમાંથી રાજ્ય ઝૂંટવી લેનાર મોગલોને શિકસ્ત આપવાનાં અનેરાં સ્વપ્નાં સેવતાં કેટલાક બંડખોરી સરદારના કબજામાં રહેલી આખી જીરગા યુસુફને ધ્યાન દઈ સાંભળવા લાગી.

અફગાનિસ્તાન, હિંદુસ્તાની બાદશાહના તાબામાં હતું. સમરકંદ અને બુખારાની સીમાઓમાં અકબરશાહના સિક્કાઓ ચલણમાં હતા. અફગાનીસ્તાનની રાજધાની કાબૂલમાં મીરજા મહમ્મદ હુસેન બહેસ્તનશીન થયા હતા. તે જોઈ વિદ્રોહીઓએ રાજગાદી હાથ કરવા ધારી હતી. પોતાનો દેશ દૂર હોવાને લીધે કાશ્મિરના સુલતાને પણ અકબરશાહ સામે માથું ઊંચુ કરવાની હિંમત કરી હતી. એ બન્ને પ્રદેશોને બંડખોરોથી હમેશને માટે મુક્ત કરવા અકબરશાહ પોતે ફત્તેહપુર-સિક્રીથી કચેરીસહ કૂચ કરતો, લાહોર આવી પહોંચ્યો હતો. રાજાજીના ગયા પછી બાદશાહ તદ્દન એકલો પડી ગયો હતો. શહેરે જાણે નૂર ગૂમાવ્યું હોય તેમ પાણીની તંગી ફત્તેહપુર-સિક્રીમાં વધવા માંડી હતી. બાદશાહે ફત્તેહપુર-સિક્રીને હમેશ માટે છોડયું.

વિદ્રોહીઓને બેજવાબ કર્યા હતા, અને કચેરીને આગ્રે જવા અકબરશાહે હુકમ પણ કરી દીધો હતો.

બાદશાહે લાહોરમાં કચેરી નાખી દીધી હતી અને સિપહસાલારોને પંજાબ—અફગાનિસ્તાનને કાયમના કાબૂમાં મૂકી દેવા લશ્કરો સાથે રવાના કરી દીધા.

આ સમાચાર કહેવા અબદુલ્લા ચૂપકીથી આવ્યો હતો, પરંતુ યુસુફને ઉત્તેજિત થવાનું કારણ આ ન હતું, બીજું હતું. અફગાનો અને કાશ્મિરીઓએ બંડ કરવા વિચાર કર્યો હતો ત્યારે બીજી બાજુ પૂર્વમાં પણ બંડખોરો સળવળી રહ્યા હતા અને તેઓ અકબરશાહની વિરુદ્ધ થએલા કાજીઓ અને ઉલેમાઓના આદેશાનુસાર ધર્મની લાગણી ખોટી રીતે જગાડી લોકોમાં સખ્ત પ્રચાર કરતા હતા.

સમય બરાબર આવી પહોંચ્યો હતો. યુસુફને પોતાનું સ્વપ્ન સિદ્ધ થતું જણાયું. શાહી લશ્કર હિંદુસ્તાનની ચારે બાજુએ વેરાયેલું હતું; અને યુસુફના પઠાણો એક થઈ તૂટી પડે તો પાસા પોબાર હતા. તેને પોતાનો વિજય હાથવેંત લાગ્યો.

"ખુદા આપણી સાથે છે."

યુસફે ઊંચે અવાજે કહેવા માંડયું. આખી જીરગા શાંત બની સાંભળવા લાગી. "બિરાદરો, હાથમાં હથિયાર અને જબાન પર અલ્લાહનું નામ લઈ ખતમ થઈ જવા ખુદાના બંદાઓ આ દેશની ચારે દિશામાં તૈયાર થઈ ગયા છે. હું તો આપનો એક નાચીજ ખિદમતગાર છું. કહો, બહાદુર પઠાણો, તમારો શો જવાબ છે?"

પાનો બરાબર ચઢાવી યુસુફે સોગઠી મારી.

ખેલાડી હતો ને!

"તલવાર!"

આખી જીરગા એક અવાજે બોલી ઊઠી. યુસુફ આનંદ અને ઉત્સાહમાં જાણે હવામાં તરવા લાગ્યો.

જીરગા ખતમ કરવા તેણે ઊંચે અવાજે જયઘોષણા કરી.

" અલ્લાહો અકબર ! "

" અલ્લાહો અકબર ! " પઠાણોએ વળતો જવાબ દીધો. જીરગા ખતમ થતાંજ ચુનંદા સરદારોને લઈ યુસુફ મંત્રણા કરવા બેસી ગયો.

ધર્મના મતભેદોને દૂર કરી એક થઈ રહેવા રામાનંદશિષ્ય સંત કબીરે પ્રયત્ન કર્યો હતો. હિંદુમુસલમાન, ખાસ કરી નવા આવતા પરદેશી ઇસ્લામીઓ વચ્ચે, કાયમનાં વેર ઝેર અને તિરસ્કાર દૂર કરવા, અકબરશાહે એક નવો અખતરો કર્યો. હિંદુમુસલમાનનો સંબંધ ધટ્ટ કરવા લગ્ન ઇત્યાદિ તરકીઓ અજમાવી; છેવટે ધર્મોના કાયમના ઝઘડાથી કંટાળી, દરેક ધર્મની સારી વસ્તુ એકઠી કરી, પોતાનો નવોજ પંથ તેણે શરૂ કર્યો હતો અને તેનું નામ તેણે 'દીને ઇલાહી' આપ્યું હતું. જો કે તેના સિદ્ધાંતોનો મોટો ભાગ હિંદુ ધર્મ તરફ ઢળતો હતો છતાં ઇસ્લામ, ખ્રિસ્તી, પારસી અને જૈન ધર્મના ઘણા સિદ્ધાંતો તેમાં મોજૂદ હતા. ઇસ્લામી ધર્મગુરુઓની એમાં ચોખ્ખી અવગણના હતી. તેમના ખોટા આડંબરો અને જોહુકમી બાદશાહને પસંદ ન હતા અને તેથી શેખ મુબારકની આગેવાની હાથ કરી ઉલેમાઓનું સર્વોપરિપણું બાદશાહે તોડી નાખ્યું હતું. આ કારણને લઈ એ બધા અકબરશાહને ઇસ્લામ વિરોધી માનતા હતા અને ભોળા લોકોને અકબરશાહ વિરુદ્ધ ઉશ્કેરવા ખૂબ સફળ થયા હતા.

એટલે, પઠાણ સરદારોની ખાનગી બેઠકમાં સૌથી પહેલી વાત શાહનશાહે અકબર વિષે નિકળી.

"ત્યારે આપણે શું કરવું?" એક વૃદ્ધ પઠાણે પૂછ્યું.

"તરસ્યા આગળ પાણી મૂક્યું હોય ને પૂછો શું કરવું? ભૂખ્યા માણસ આગળ તલવાર અને બકરું હોય ને પૂછો શું કરવું? બિરાદરો! હિંદુસ્તાનનો બાદશાહ સૌ કરતાં આપણી પાસે વધુ નજીક આવી પહોંચ્યો છે; બધી મુસીબતોની અકસીર દવા આપણી પાસેજ છે; અકબરશાહને જીવતા પકડી લેવા." યુસુફ બોલ્યો.

"સૌ મુસીબતોની જડને કાપી નાખવી." એક જણ બોલ્યો.

"અકબરશાહને કાપી નાખો!" બીજો બોલ્યો.

"નહિ, મોગલ શહેનશાહને અહીં જીવતો લાવો અને પછી જીવતો દફનાવો." ત્રીજો બોલ્યો.

"દસ હજાર પઠાણો એ કરવા તૈયાર છે," સૌથી આગેવાન જણાતા એક જણે કહ્યું.

"સવાર પડતાં પઠાણી બંદૂકો ગોઠવી દઈએ," પહેલો બોલ્યો.

"નહીં! બાદશાહ અકબરને જીવતા ઝાલવાની અને દફન કરવાની વાતને રમત ન સમજશો. તલવાર ઘસવા પહેલાં બુદ્ધિને કસવાની છે. બાદશાહના લશ્કરને પૂરેપૂરું અલગ થઈ જવા દો. પછી આપણે, દસ હજાર નહીં, વીસ હજાર પઠાણો શાહી છાવણી પર હલ્લો કરીશું. રોશનાઈઓ! અલ્લાએ આપણો રાહ સીધો બનાવ્યો છે. ફત્તેહ આપણી છે. માત્ર વીસ હજાર પઠાણો અને હું કહું તે સમય, એટલું આપો." યુસુફે સત્તાવાહી અવાજે પઠાણો આગળ માગણી કરી.

બધા એક સાથે બોલી ઊઠ્યા. "મંજૂર!"

અબદુલ્લા આભો બની જોઈ રહ્યો. તેનામાં ભયનો સંચાર થયો હતો. અકબરશાહ જેવા સમર્થ સમ્રાટના મોતનો ય વિચાર થઈ શકે છે તે તેણે આજે જાણ્યું. ગીચ પહાડોમાં, વસતીથી દૂર પઠાણો

આઝાદ હતા. તેઓ ધાર્યું કરી શકશે? એમ થવું જોઈએ? અબદુલ્લાનું હૃદય ખળભળવા માંડ્યું. વિદ્રોહીઓની વચમાં તેને ભય જણાવા લાગ્યો. અત્યાર સુધી યુસુફનો જમણો હાથ બની રહેલો અબદુલ્લા ડગમગવા લાગ્યો.

અકબરશાહ જુલમી ન હતો. દિલનો દરિયાવ હતો. ખૂની પ્રત્યે પણ કોમળ બનતાં તેને આવડતું હતું. તે નેક હતો, બહાદુર હતો; છતાં આ બધા તેનો પ્રાણ લેવા તૈયાર થયા હતા, કારણ?

બધાઓ પ્રત્યે એક સરખો ભાવ એ શું ગુનો હતો?

દરેકને એક સરખું ચાહનાર, દરેકને આઝાદ માનનાર વીર નર મરવાને યોગ્ય હતો કે જીવવાને?

બાદશાહે પોતાનો પંથ ચલાવ્યો; પરંતુ તેણે કોઈને આગ્રહ કર્યો હતો? હિંદુ અને મુસલમાન—અકબરશાહની ગરીબ રૈયત તેના આશીર્વાદ લેવા, તેનું ફૂંકેલું પાણી લેવા અને તેનો આપેલો મેવો લેવા પડાપડી કરતાં હતાં, તેમાં બાદશાહનો વાંક હતો? પ્રજાનો ગરીબ વર્ગ તેને ઓલિયા માનતો હતો, શું બાદશાહે પોતે તેમ મનાવવાને બળાત્કાર કર્યો હતો? હરગીજ નહીં.

તો પછી? બધાંને એક નજરે જોનાર, બધાંને એક સરખો ચાહનાર હિંદુસ્તાનનો બાદશાહ જીવવો જોઈએ કે મૃત્યુ ભેગો થવો જોઈએ?!

અબદુલ્લા સૈયદ હતો. સત્ય અને ધર્મ માટે ફના થવા સૈયદો દુનિયામાં હસતી ધરાવે છે તેવી સૈયદોની માન્યતા હતી—છે.

તેનું હૃદય ભરાઈ આવ્યું. ખુદાનો બંદો થવાને બદલે પોતે શેતાનનો ગુલામ બન્યો હતો. એને આ બધા કાવતરાંખોરો માટે, ને પોતાની જાત માટે અતિશય તિરસ્કાર ઉત્પન્ન થયો. અકબરશાહના

મૃત્યુના વિચારે તેને હચમચાવી મૂકયો હતો. એની હૃદયના મનોમંથનમાં એની ઉમત અને પાક લાગણીઓએ વિજય મેળવ્યો.

જીરગા ખતમ થતાં મોં પર હાથ મૂકી અબદુલ્લા રડી પડયો.

'લાખો મરજો પણ લાખોનો પાલનહાર ન મરજો.' તેના મનમાં એ શબ્દો રમી રહ્યા.

હિંદુસ્તાનના બાદશાહની સલામતી માટે અને પોતાની ભૂલની માફી માગવા અબદુલ્લાની ગરદન ખુદાની બંદગીમાં ઝૂકી પડી— તેની આંખમાંથી આંસુ ઝરતાં હતાં અને તેના મોંમાંથી શબ્દો ઝરતા હતાઃ 'અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!'



# [ ૨૨ ]

"મહાબલી, પાસેના ગામડાના થોડાક બ્રાહ્મણો અને મુસલમાન વણકરો આપનાં દર્શને આવ્યા છે, અને...ઈરાનના દૂત, થોડાક અમીરો સાથે ભેટ લઈને આવ્યા છે."

રાવલપીંડી પાસે ઊભી કરેલી શાહી છાવણીની વચ્ચોવચ એક માળના શાહી શમિયાણામાં અકબર બાદશાહ બેઠો હતો. કલ્યાણે તેની પાસે આવી નમન કરી ઉપર પ્રમાણે આજ્ઞા માગી.

"પહેલાં ગામડિયાઓને આવવા દો," અકબરશાહે ફરમાવ્યું.

"હજૂર, ઈરાનથી આવેલા અમીરો છે," અમીર શબ્દ આગળ જરા અટકી જઈ કલ્યાણ બોલ્યો.

"મેં કહ્યું, પહેલાં ગામડિયાઓ!"

"પરંતુ, હજૂર!" અતગ, આવી વચમાં બોલ્યો.

"મારી પ્રજા પહેલી." અકબરશાહે ગર્જના કરી.

અતગ કલ્યાણ ચૂપ થઈ ગયા. પોતાની પ્રજા પોતાની પાસે વિના સંકોચે આવે એ બાદશાહને બહુ ગમતું. તેમની નાની મોટી, ગાંડીઘેલી વાતોમાં, તેમની શ્રદ્ધા અને ભક્તિમાં બાદશાહને અનેરો આનંદ દેખાતો.

અમીર-ઉલ-ઉમ્રા ભગવાનદાસ જેવા ઉચ્ચ અમલદારોને પણ બાજુએ રાખી બાદશાહ પોતાને ભેટવા આવનાર ગામઠી મહાજનોને

પહેલો આવકાર દેતો. આ તેની નીતિ હતી અને સામાન્ય પ્રજાને માટે એનો એટલો જ સાચો પ્રેમ હતો.

ગામડિયાઓ લળી લળી આગળ આવી બેઠા અને તેમના મુખી બ્રાહ્મણે એ ગામઠી શાલ બાદશાહના ચરણમાં મૂકી. બાદશાહે બહુ વહાલથી તે સ્વહસ્તે લઇ પોતાના ખોળામાં મૂકી. એવામાં એક વણકરે પોતાના ત્રણ વરસના છોકરાને બાદશાહના ચરણમાં મૂક્યો. "ગરીબ પરવર, ઘરડે ઘડપણ આ છોકરો ખુદાએ આપ્યો છે, દુઆ કરો, માલિક, જીવતો રહે. એક સરખો રોગના દુઃખે પીડાયા કરે છે."

બાદશાહે હસતાં હસતાં બચ્ચા પર હાથ ફેરવ્યો અને આંખો બંધ કરી તે કંઇક ગણગણ્યો. વણકરને શ્રદ્ધા હતી કે બાદશાહ ઓલિયા છે, ને બચ્ચું તંદુરસ્ત થઇ જશે. ગામનો મુખી એક વરસ ઉપર પોતાના બાળકને જિવાડવા બાદશાહના પગમાં મૂકવા ફત્તેહપુર–સિક્રી ગયો હતો; અને એની શ્રદ્ધા ફળી હતી અને એના કહેવાથી જ આજે વણકર પણ આવ્યો હતો. દીને ઇલાહીનો પંથ સ્થાપ્યા પછી પ્રજામાંના ઘણાએ શ્રદ્ધાળુઓ બાદશાહનો હાથ ચમત્કારી અને જયકારી માની શ્રદ્ધાપૂર્વક તેની ફૂંકનું પાણી અને હાથનો આશીર્વાદ લેવા આવતાં, અને બાદશાહ કંટાળ્યા વિના તેમની શ્રદ્ધાને પોષતો. કુદરત પણ શાહની તરફેણમાં હતી; તેથી કેટલાક ચમત્કારોની દંતકથાઓ પંજાબથી બંગાલ સુધી પ્રચલિત થઇ હતી.

બાદશાહે બાળકના શરીર પર હાથ ફેરવી આશીર્વાદ આપ્યો. અને એ ગરીબ પ્રજાજનો શ્રદ્ધા અને ભક્તિથી ગદ્ગદ થઈ નમન કરી બહાર ગયા. ત્યારબાદ અતગએગે ઇરાનના દૂતને અમીરો સાથે દાખલ કર્યો. નમનવંદન થઈ રહ્યા પછી અકબરશાહે કહ્યું :

"કહો, શાહે શી ભેટ પાઠવી છે?"

દૂતે જવાબમાં રંગ નકશીવાળો એક સુંદર ઇરાની માટીનો

ઘડો મૂકી કહ્યું: "હજૂરે-આલી, આ એક માટીનો ઘડો શાહે-ઈરાને મોકલાવ્યો છે અને અર્જ ગુજારી છે કે હિંદુસ્તાની માટીનો એક ઘડો અક્કલ ભરી મોકલવા હુકમ થાય."

બાદશાહ સહેજ આંખ ખેંચી જોઈ રહ્યો. ઈરાનના શાહે મશ્કરીમાં ટકોર કરી હતી. રાજાજીને જુદા પડયે એક વરસ થયું હતું. ઈરાનના શાહે તેથી પરીક્ષાના બહાને ઈશારો કર્યો હતો કે પોતાનાથી અકબરશાહ ચેતતા રહે. ચારે બાજુ બંડ ઊડયાં હતાં. ઈરાનનો શાહ એ તકનો લાભ લેવા ઇચ્છતો હતો! બાદશાહે ગમ ખાઈ કહ્યું, "સરદાર, શાહને અર્જ કરજો કે હિંદુસ્તાની અક્કલ છઠ્ઠે મહિને ઇરાનના દરબારમાં મોકલાવાશે."

"દૂરંદેશ શહેનશાહ!" અમીરોમાંથી એક ઊભો થઈ બોલ્યો. "હું સમરકંદથી આવું છું. આપની ઇચ્છા મુજબ સમરકંદના તોપચીઓ અને બાગવાનો અહીં નહીં આવી શકે."

"કેમ સરદાર? દામ તો મોંમાંગ્યાં અમે આપવા તૈયાર છીએ?"

"નામદાર અબ્દલ્લાખાન ઉઝબેગે સંદેશો પાઠવ્યો છે; ફરમાવ્યું છે કે ઈસ્લામનો આપે ત્યાગ કર્યો છે અને તેથી અમે તમારો ત્યાગ કર્યો છે; હવે પછી ઈરાની-બોખારી હુન્નરમંદો નહિ આવી શકે."

ફૈઝી, અબુલફઝલ અને રાજા ભગવાનદાસ હમણાં જ આવીને બેઠા હતા. આખી સભા આ શબ્દો સાંભળી સમસમી ઊઠી. પરંતુ બાદશાહ સખત વાવાઝોડામાં ય હિમાલય શો શાંત બની બેસી રહ્યો. ગંભીર પરંતુ શાંત હાસ્યે અમીરને સત્કારતાં અકબરશાહ બોલ્યો: "બહાદુર સરદાર! તમારી નીડરતા પર હું ખુશ છું. તમારા

શાહ અને ખલીફાને કહેજો કે જ્યાં સુધી અકબરશાહનું નામ અકબર છે ત્યાં સુધી અકબરશાહ ઇસ્લામી છે અને જ્યાં સુધી અકબરશાહ હિંદુસ્તાનનો બાદશાહ છે ત્યાં સુધી બધા મઝહબો તેના છે."

"અલ્લાહો અકબર!" શાયર ફૈજી હૃદય પર હાથ મૂકી બોલી પડ્યો. અકબરશાહ વધુ ન બોલતાં ઊભો થઇ ગયો.

સાંજ થવા આવી હતી. સૂર્યોપાસનાનો તેનો સમય થયો હતો. પરદેશીઓ બધા અકબરશાહના વ્યક્તિત્વથી અંજાઇ ચૂપ થઈ ગયા હતા. તેમણે વિનયમાં મસ્તક નમાવ્યાં. બાદશાહ જનાનામાં જતાં જતાં અતગ-કલ્યાણ હજૂરિયાઓને ધીમેથી કહેતો ગયો: "રમત આજે જ તૈયાર કરો. ઇરાનીઓ પણ જતા પહેલાં જોતા જાય."+

બાદશાહ જનાનામાં ગયો ત્યારે અસ્વસ્થ હતો. ઉઝબેગના જવાબને અંગે નહિ પરંતુ અક્કલના ઘડાવાળી વાતને અંગે. એક વરસથી રાજાજીનો ક્યાંય પત્તો ન હતો. જાસુસો શહેરેશહેર ફરતા હતા, તેને શોધવાને બાદશાહે પણ અનેક તરકીબો અજમાવી હતી; પરંતુ છૂપાવેશમાં ફરતો બીરબલ હાથમાં નહોતો આવતો. બીરબલ વિના બાદશાહના હાસ્ય ને વિનોદ વિસારે પડ્યાં હતાં. બધું હતું છતાં જીવનમાં એકલાપણું લાગ્યા કરતું હતું. અને જેમ જેમ બીરબલના ખબર મેળવવામાં નિષ્ફળતા પ્રાપ્ત થતી ગઈ તેમ તેમ શાહની બેચેની વધતી ગઈ. રાણીઓ હતી, રાજમંત્રીઓ હતા, રમતો હતી, મનને કર્તવ્યપરાયણ રાખે તેટલો કાર્યભાર હતો, છતાં અકબરશાહ દિલથી અને મનથી દુઃખી હતો.

રાવલપીંડી આગળ છાવણી નાખવાનાં બે કારણો હતાં. એક

---

+ અકબરશાહને પોલોનો બહુ શોખ હતો. રાતના પણ રમી શકાય તે માટે સળગી શકે એવા પદાર્થોવાળો એક ખાસ દડો તેણે તૈયાર કરાવ્યો હતો. રાતના અંધકારમાં તે ચળકતો અને તેથી રમી શકાતું.

તો બધા સિપહસાલારોને જલદીથી સલાહ આપી શકાય અને બીજું બીરબલ યાત્રાળુના વેષે અહીંના કોઈ ગામડામાં છે એ વાત જાણવામાં આવેલી હોવાથી તેનો પત્તો મેળવી શકાય. તેણે ચારે દિશામાં ફરમાન મોકલ્યાં હતાં કે બીરબલ સત્વર પાછો ફરે; પરંતુ પંડિત મહેશે ન આવવાનો જાણે નિશ્ચય જ કરી લીધો હતો.

અકબરશાહની નિરાશામાં માત્ર શાયર જ આશાનું કિરણ બની રહેતો. તે હમેશાં કહેતોઃ "હજૂર, બીરબલ આપના વિના નહિ જીવી શકે. આવશે, જરૂર આવશે."

અક્કલના ઘડાએ ફરીથી તેને બીરબલના વિયોગે પરવશ બનાવવા માંડ્યો. રમતગમતદ્વારા રાજાજી જે રીતે સામ, દામ, અને ભેદ રાજકારણોમાં અજમાવતો તેમ બીજું કોઈ નહોતું અજમાવી શકતું. તે રાતે રમત જામી.

રમત રમાતી વખતે મેદાનની ચારે બાજુ દડાનું ધ્યાન રાખવા આસપાસના ગામડિયાઓને બોલાવી પહેરો ગોઠવવામાં આવ્યો હતો. થોડે થોડે અંતરે મશાલો બળતી હતી. બાદશાહે તેના ખાસ સરદારો સાથે રમતમાં ઝુકાવ્યું હતું. અનગ બાદશાહની પાછળ જ રમતમાં હતો. કલ્યાણ થાક ખાવા, થોડે દૂર એક સરદાર સાથે ઊભો હતો. બન્ને વાતોમાં મશગૂલ હતા. એવામાં સળગતો દડો દડતો દડતો તેમની પાસે આવ્યો. તરત તેમની બાજુમાં ઊભેલા એક ગામડિયાએ સામે દોડી દડાને ઘોડાઓ તરફ રોડવી દીધો; દડા માટે કલ્યાણ થોડો જાગ્રત થયો પરંતુ તરત તે પાછો વાતોમાં પડ્યોઃ "હું કહું છું, ઠાકોર, ભગવાન જ અક્કલનો ઘડો ભરી મોકલે તો મોકલે; બાકી શહેનશાહના દરબારની ઈજ્જત આ એક સવાલે જવા બેઠી છે."

"શું ફરમાવ્યું, સરકાર?" પેલા દડો ફેંકનારા ગામડિયાએ પૂછ્યું.

"સાલા કામ કરને તારું; ગમારને અક્કલ હોત તો પૂછવું શું હતું? તારા બાપના બાપ આવે તો પણ એક ઘડો અક્કલનો ભરી લાવી શકે તેમ નથી, પછી જખ મારવા પૂછે છે? જા બેસ!" એટલું કહી કલ્યાણ ફરી વાતે વળગ્યો. મશાલનું ઝાંખું અજવાળું પડતું હતું, પરંતુ સારું થયું કે મોં ન દેખાય તેટલું અંધારું હતું; નહિ તો ગામડિયાનું મોં જોઈ કલ્યાણની જીભ પેટમાં જ ઊતરી ગઈ હોત!

દડો ફેંકનાર ગામડિયો રાજા બીરબલ હતો.

પો' ફાટતાં ફાટતાં તો, શાહી છાવણીથી એક માઈલ દૂર આવેલા ગામડાના ચૌધરીના ઘરની પાસેના વાડામાં દૂધીની પાથરેલી વેલ વચ્ચે એક માટલું રાજા બીરબલે દાટી મૂક્યું અને ઉમા ચૂપચાપ તેને જોતી ઊભી રહી. છેવટે માટીવાળા હાથ ધોવરાવતાં ઉમા બોલી:

"હવે તો મને સમજાવો, આ શું કરી રહ્યા છો?"

"અક્કલ વાવી રહ્યો છું."

"શું, ખૂટી પડી છે?"

"હા. ઇરાનમાં. તારે પંદર દિવસ અહીં પહેરો રાખવો પડશે."

"પણ પંદર દિવસમાં તો આ માટલામાં રાખેલું દૂધિયું એટલું મોટું થશે કે નીકળશે...ઓહ, સમજી! અને અહીંથી ઇરાનમાં અક્કલને મોકલશે કોણ? આલીજાહ–અકબરશાહ?"

"ધીમે."

બીરબલે ઉમાને મોંએ હાથ દેતાં કહ્યું. એક મહિનાથી તેઓ યાત્રાળુ તરીકે ગામના પટેલને ઘેર પડયાં હતાં. બ્રાહ્મણ જાણી અને બે અક્ષર ભણેલા જાણી પટેલે આગ્રહ કરી તેમને રોકયાં હતાં.

"છેવટે ક્યાં સુધી આમ છૂપા રહેશો ?" હાથ છોડાવી ઉમાએ ધીમે રહી કહેવા માંડ્યું. "આપણે પ્રયાગ ગયાં તો ત્યાં જાસૂસો ફરતા હતા. કાલ્પી ગયા તો ઉખાણુવાળા ઢંઢેરા મોકલ્યા હતા. અહીંયાં પણ તમને ઢૂંઢવા બાદશાહે જાળ જરૂર બિછાવી હશે."

"આ જાળ નથી, ખરી મુસીબત છે."

"તો તમે જતા કેમ નથી ? છેલ્લા ફરમાનમાં તો તમને મળી જવાની પણ આજ્ઞા કરી છે."

"એટલે તો કહું છું કે તું સંભાળીને બોલ. જો ખબર પડી ગઈ કે હું બીરબલ છું તો ખબર ન પહોંચાડવા માટે આ ગરીબ મુખી પટેલ માર્યો જશે."

"રાજા ! ક્યાં સુધી છૂપા રહી શકશો ? જેટલું તમારું હૃદય હજૂરને મળવા તલસી રહ્યું છે તેવી જ રીતે હજૂરનું હૃદય પણ તમને ભેટવા બેચેન છે. એમના ઢંઢેરાઓમાં તે સાફ દેખાય છે. હવે માની જાઓ. જાઓ, તેમને મળવા તમારું હૃદય તરફડિયાં મારે છે."

"એમ કેમ નથી કહેતી રાણી, કે તારાં છોકરાં જેમને મહાબલીએ પોતાની પાસે શાહી જનાનામાં રાખ્યાં છે તેમને મળવા તારું હૃદય તરફડિયાં મારે છે ?"

"હું મા છું ને!"

"ને હું બાપ પણ છું ને!"

"એ તો મુસીબત છે! મા હોત તો ખબર પડત." હમેશ મુજબ છંછેડાઈને રાણી બોલી.

"હું પણ એ જ કહું છું, બાપ હોત તો ખબર પડત." હમેશ મુજબ ટીખળમાં રાજા બોલ્યો.

"રાજા, આપણે વાદવિવાદોમાં આવાં રમતિયાળ જ રહેશું ?"

"રાણી, આપણું હૃદય હમેશાં એવું જ રહેશે."

"બસ કરો, રાજા. હવે નહિ. આ તો તમારો જુલમ છે. મને રમતમાં ન ઊડાવી ન મૂકો. જાઓ, શુભ કરો. બાદશાહને વંદન કરી આવો."

હમેશાં વિનોદની મૂર્તિ બની રહેનાર બીરબલની આંખોમાં ઊંડે ઊંડે દુઃખ હતું અને રાજા માટે પોતાનો પ્રાણ પાથરનારી રાણી તે રોજ વાંચતી હતી. એના કંઠમાં કરુણા અને આર્જવ હતાં. રાજાએ વહાલથી તેને પોતાની પાસે ખેંચી. પોતાના તરફથી પ્રેમ સિવાય બીજુ કંઈજ ન ઇચ્છનાર આ સ્રીને શું કહેવું ? રાજાને બે પ્રાણાધાર હતાઃ એક ઉમા, બીજો બાદશાહ. પરંતુ પ્રેમની કોઈપણ સ્થિતિમાં રાજા બીરબલ બુદ્ધિને સ્થિર રાખી શકતો. રાણી ભૂલી જતી. રાણીનું મોં ઊંચુ કરી રાજા બોલ્યો;

"રાણી, બાદશાહને જીવવાનું છે બાદશાહત માટે; એકલી દોસ્તી માટે નહિ. મારી દોસ્તીને લીધે બાદશાહે બહુ બહુ ભોગવ્યું છે, બહુ મુસીબતો વહોરી છે. એનો ભાર ઓછો થશે કે તરત જ હું એમના ચરણમાં પડીશ."

રાણી રાજાને એક સરખું જોઈ રહી હતી. પોતાના પતિની ખરી મહત્તાનું ભાન તેને આજે જ થયું. તેની આંખો છલકાઈ અને નીચે વળી રાજાના પગ પકડી લીધા.

એ વાતને પણ મહિનો થઈ ગયો.

અક્કલનો ઘડો ભરાઈ ગયો હતો. આવતી કાલે કોઈ ખૂબીથી બાદશાહ પાસે તે મોકલાવી પતિપત્ની ચાલ્યાં જવાનો વિચાર કરતાં

હતાં, એવામાં મુખી પટેલ દોડતો દોડતો તેમની પાસે આવી બેસી ગયો.

"પંડિતજી, હું ગરીબ છું. મારો બાપ ગરીબ હતો. મારી સાત પેઢી ગરીબ છે. માત્ર નામનો મુખી પટેલ છું. હું પૂછું તેનો જવાબ આપો; મારું કામ થઈ જશે. મારી સાત પેઢી તમારું નામ યાદ રાખશે, માબાપ!"

"પરંતુ પહેલાં કહો તો ખરા, શાની ધાંધલ છે?"

"પંડિત કાલીચરણ!" બિરબલે પોતાનું નામ કાલીચરણ રાખ્યું હતું. તેથી એ નામ લેતાં ચૌધરી બોલ્યો, "એ બધું પછી કહીશ.! પહેલાં જવાબ આપો, ઝટ. એવી કઇ ચીજ છે જે પાછળથી આવે છે અને સૌથી આગળ જાય છે?"

"દાંત." બીરબલ બોલ્યો.

"વાહ!" ચૌધરી ઊછળી પડતાં બોલ્યો, "કહો, એવી કઈ એ ચીજ છે જે બહૂ પાસે છે છતાં દૂરની દૂર છે."

"આંખો."

"શાબાશ, મારા પંડિત. ઘણું જીવો. કહો, મૂરખ કોણ?"

"જે પોતાનો સ્વાર્થ નથી સમજતો તે."

"ઘણું જીવો, મારા બાપ! કહો તો, અજવાળામાં શું નથી દેખાતું?"

"અંધારું."

"વાહ રે મારા વહાલા વાહ! માની લીધું. હારી ગયા, જીતી ગયા. હવે કૃપા કરી એક સવાલનો જવાબ આપો; બસ એક. હવે બધું સમજાવું છું. વાત એમ છે, પંડિતજી, કે અમે છીએ મહા કંગાળ. ઊપજ નથી ને કામ નથી. આજે અકબરશાહનું શાહી ફરમાન નીકળ્યું છે કે જે કોઈ ન તડકે ન છાંયડે એવી રીતે મારી

પાસે આવશે તેને પાંચ હજાર રૂપિયા ઈનામ મળશે. તમને પૂછેલા સવાલો અહીંના એક પંડિતે મને સમજાવ્યા છે. એ કહે છે કે જે કોઈ એના ખરા જવાબ આપે તે ગમે તેનો ખરો રસ્તો દેખાડી શકે. તમારા બધા જવાબ ખરા છે; વાહ મારા રાજા, ભગવાને તમને આ ગરીબ માટે મોકલ્યા છે. મારાં છોકરાંને તમારાં છોકરાં જ સમજજો. એમના માટે દયા કરી રસ્તો દેખાડો; ન તડકે ન છાંયડે કેમ જવું? મને પાંચ હજાર મળશે તો હું જિંદગીભર તમારાં......

"જાઓ, સારાં કપડાં પહેરી લો. બતાવું છું." એટલું કહી બીરબલ ઊભો થયો. એક શ્વાસે બકબક કરી જનાર મુખી પાળેલા કૂતરાની જેમ દોડતો ઘરમાં ગયો. પોતાની ધર્મપત્નીને તેની સાતે પેઢી સંભળાવી, પોતાના કુલપુત્રોને ઉલ્લુના પઠ્ઠાઓ બનાવી, જેમ તેમ કપડાં પહેરી, ધાંધલ મચાવતો મુખી પટેલ બીરબલ સામે આવી ઊભો. સ્ત્રીની સાડી માથે બાંધી આવી ઊભેલો મુખી ન તડકે ન છાંયડે બાદશાહ પાસે જવા નિઃસંદેહ લાયક હતો.

રાજાજીએ તેને રસ્તો દેખાડવા માંડ્યો. મુખી આંખો બંધ કરી સાંભળી રહ્યો.



# [ ૨૩ ]

રાજા ભગવાન કાશ્મિર તરફ રવાના થયો હતો. અકબરશાહનાં નવ રત્નોમાંથી માત્ર બે, ફૈજી અને અબુલ ફજલ હાજર હતા. શાહી શમિયાણામાં બાદશાહ આવીને બેઠો કે તરત શાહજાદો સલીમ બીરબલના પુત્રો હરિહર અને લાલાને લઈ, નમન કરી ઊભો. બાદશાહે બહુ વહાલથી હરિહર સામે જોયું. બન્ને છોકરાઓ નાના નાના બે બીરબલો દેખાતા હતા. બાદશાહે હરિને ઉદ્દેશીને કહ્યું,

"કેમ બેટા, તારા પિતાજી તો કવિ છે! શું તું પણ કવિતા બનાવે છે?"

"હજુર, થોડી ઘણી."

"થોડીઘણી એટલે?"

"ખુદાવંદ, અમારા કરતાં વધુ જાણતા હોય તેમના કરતાં થોડી અને અમારા કરતાં ઓછું જાણતા હોય તેમના કરતાં ઘણી."

"શાબાશ! જીવતા રહો!"

"હજૂર!" ધાંધલમાં કલ્યાણમલે દાખલ થતાં કહ્યું "ન તડકામાં ન છાંયડામાં એમ નજીકના ગામનો એક ચૌધરી બહાર આવી ઊભો છે!"

"હેં! ચાલો જોઈએ."

આશ્ચર્યમાં બાદશાહ એટલું કહી ઝટ શમિયાણા બહાર આવી ઊભો. તેની આગળ ચૌધરી હાથ જોડી ઊભો રહ્યો હતો; બાદશાહ અવાક્ બની તેને જોઈ રહ્યો. ચૌધરીએ માથે ખાટલો મૂક્યો હતો. ગામડિયાનું એક મોટું ટોળું તેની પૂંઠેપૂંઠે સાથે જ ચાલતું આવી ઊભું હતું. ચૌધરીના મુખ પર પસીનાના રેલા ઊતરી રહ્યા હતા. તેની જીભ મોઢામાંથી કોણ જાણે ક્યાંય ગાયબ થઈ ગઈ ગઈ હતી. મહામહેનતે તેણે બે ચાર શબ્દો ઉચ્ચાર્યા: 'જહાંપનાહ, હું...મેં......અમે...તડકા ને છાંયડે—બક્ષિસ...' તે આગળ બોલી ન શક્યો. બાદશાહે ધીમે રહી એક બાજુ નમી, બાજુમાં ઊભેલા ફૈજીને કાનમાં કહ્યું: "શેખજી, રાજાજી મળી ગયા. શાયરને લેવા તો શાયર જ જાય. લઈ આવો."

ફૈજી અત્યાનંદમાં નમન કરી ચૌધરી પાસે આવ્યો.

શાયરને પોતાની પાસે ઊભેલો જોઈ હિંમતથી ચૌધરી બોલી ઊઠ્યો.

"સરદારજી, હું પૂછું છું કે પાંચ હઝાર ક્યાં છે? હું ન તડકે ન છાંયડે આવ્યો છું, ઘણું જીવો, મારા સરદાર, કહો પાંચ હજાર કોની પાસેથી લઉં?"

શાયરે તેનો ખભો પકડી કહ્યું, "પહેલાં મને તારે ઘેર લઈ જા; પચાસ રૂપિયા વધારે આપીશ."

"ઘણું જીવો, મારા બાપ,..." એટલું કહી ખાટલા સમેત ચૌધરી આગળ દોડવા લાગ્યો.

"હવે તડકે છાંયડે ચાલવાની જરૂર નથી," શાયરે ચાલતાં ચાલતાં ચૌધરીને કહ્યું.

"ભલેને ખાટલો માથા પર રહ્યો, મારા બાપ! ઘણું જીવો. રૂપિયા પચાસ પાંચ હજારની સાથો સાથ આપશોને? ભલે ભલે."

એટલું કહી ઘોડાને જાણે સાથ દેવા ઈચ્છતો હોય તેમ ચૌધરી વધારે તેજથી દોડવા માંડ્યો. × × × × ×

× × મરેલા ખોળિયામાં જીવ આવે તેમ શમિયાણો ઝગમગી રહ્યો હતો. સુખડ અને સુગંધી પદાર્થોનો ધૂપ અને ફૂલો ખંડને મધમધાવી રહ્યાં હતાં. મહામંત્રી અબલફઝલ અને ફૈજી બાદશાહની પડખે ઊભા હતા અને રાજા બીરબલ બાદશાહના ચરણ પકડી ઝૂકયો હતો. બાદશાહના બે વારના પ્રયત્ન છતાં રાજાએ ચરણ ન છોડયા. છેવટે બાદશાહ ઊભો થયો અને બળાત્કારે રાજાને ઊભો કરી ભેટી પડયો. હૃદયની લાગણીઓને રોકી રાખવા શાયર, ફૈજી નીચલો હોઠ ચાવતો હતો, છતાં તેનાથી બોલી જવાયું. "અલ્લાહો અકબર!"

બાદશાહ રાજાજીને નીરખી રહ્યો. થોડીક વાર બન્નેમાંથી કોઈને બોલવું સૂઝયું નહિ. આખરે બાદશાહે રાજાજીને ખેંચી પોતાની ગાદી પર બેસાડતાં કહ્યું, "પધારો રાજાજી! કહો શી ભેટ લાવ્યા છો?"

લાગણીવિવશ બનેલો છતાં શાંત દેખાતો રાજા બીરબલ તરત ઊભો થયો અને બહારથી એક ઘડો લાવી બાદશાહના ચરણ આગળ મૂકતાં બોલ્યો: "મહાબલી, આ ઘડો ભરી અક્કલ લાવ્યો છું. જેને કમી હોય તેને મોકલી દેવા શાહી હુકમ થાય."

બાદશાહ કંઈ જ બોલી ન શકયો. મનની મુંઝવણ દૂર કરે તે મિત્ર. તેની પ્રશંસાયે કેમ કરવી? બાદશાહે વધુ નરમ પડતા હૃદય પર સંયમ રાખી કહ્યું: "વજીરે-આઝમ, આજ જ આ ઘડાને શાહે-ઈરાન પર રવાના કરાવી દો."

"અને સાથે અર્જ કરાવશો કે અક્કલ કાઢી લઈ ફોડયા વિના ઘડો પાછો મોકલાવે—નહિં તો ઈરાનને નકામો ખર્ચ વેઠવો પડશે. હિંદુસ્તાનની માટી બહુ મોંઘી છે." રાજાજીએ ધીમેથી ઉમેરી દીધું.

બાદશાહ કંઈ ન બોલ્યો. જે કહેવું હતું તે બધું કહેવાઈ ગયું હતું, અને તે લાજવાબ રીતે.

"આલમપનાહ! અલ્લાહો અકબર!" ચીસ પાડતો એક માણસ બાદશાહની સંમુખ વગર પરવાનગીએ શમિયાણામાં ધસી

આવ્યો. તેના શરીરે અસંખ્ય ઘા થયા હતા. એક હાથ લટકતો હતો...એક આંખ ઊંડી ગઈ હતી—

એ હતો સૈયદ અબ્દુલ્લા !

બાદશાહને ઝૂકી તસ્લીમ કરતાં તે પૂરો ઝૂકી પડ્યો—બાદશાહના પગમાં પછડાઈ ગયો. તેનો પ્રાણ ઘડીઓ ગણતો હતો. બાદશાહે સ્વહસ્તે અબ્દુલ્લાને હાથમાં લીધો. ધન્યભાગ્ય ! મરતાં પહેલાં ય હિંદુસ્તાનના બાદશાહના હાથોમાં પડી રહેવું મહા ભાગ્યશાળીના નસીબમાં જ હોય ! પોતાની જિંદગી એ સૈયદને સફળ થયેલી લાગી. તેના બાપદાદાની કુરબાનીના લોહીએ રંગેલી તલવારો પર મોગલાઈ શહેનશાહત મુસ્તાક હતી. આજે પોતાનું જીવન સફળ જણાયું. ખેંચાતી નાડીઓ ઘડીભર નિયમમાં આવી. અબ્દુલ્લાની આંખમાંથી આનંદના રેલા ઊતર્યા.

“શું છે અબ્દુલ્લા ?”

સેંકડો સરદારોમાંના એકનું નામ બાદશાહે સ્વમુખે લીધું. અકબરશાહની યાદશક્તિ અદ્ભુત હતી. તેના બધા સરદારોનાં નામ શું તેને મોઢે હતાં ? કે પોતાના જેવા નાચીજ મનસબદારનું નામ જહાંપનાહના હૃદયમાં હતું ? અબ્દુલ્લા પોતાનું નામ સાંભળતાં બાળકના જેવો ગળગળો થઈ ગયો. કુરબાન છે આવા નામદાર પર પોતાની તુચ્છ જિંદગી ! બધી શક્તિઓ એકઠી કરી તેણે બોલવા માંડ્યું:

“દીન દુનિયાના માલિક ! કિબ્લ ઓ કાબા ! આજથી ત્રીજે દિવસે યુસફખાન ત્રીસ હજાર યુસુફજાઈ પઠાણો સાથે પીર રોશનાઈ-ઓના ઝંડા હેઠળ ઈસ્લામને દફન થતો બચાવવા આપને ઓચિંતા પકડવા આવે છે. તેઓ માને છે કે આપ નામદાર ઈસ્લામના શત્રુ છો. એટલે એ નાપાક આપને જીવતા પકડી......” તેનું ગળું ભરાઈ આવ્યું બાદશાહે તેને પોતાની છાતી નજીક વધુ ખેંચ્યો. તેણે ફરી બોલવું શરૂ કર્યું. “અત્યારે આપની પાસે ઓછું લશ્કર

સમજી રાતના, બને તો ગેડીદડાની રમત વખતે છાપો મારી આપને જીવતા...હું યુસુફનો ખાસ દોસ્ત હતો..."

"તું અકબરશાહનો ખાસ દોસ્ત છે, સૈયદ! તું બેવફા થાય જ નહિ. એટલે યુસુફ મને જીવતો પકડી મારી નાખવા ઇચ્છે છે!"

"મારા ઉપર તેને વહેમ આવ્યો. હું અહીં ચૂપકીથી આવતો હતો, મારા પર તેમણે હલ્લો કર્યો...પરંતુ ખુદાએ બચાવ્યો. કસૂર માફ. યા રસુલ્લીલ્લા!"

એટલું કહી અબદુલ્લા શાહના હાથમાંથી છટકી ખુદાના દરબારમાં હાજરી આપવા ચાલતો થયો.

લોખંડી હાથોથી બાદશાહ અબદુલ્લાને ઊંચકી ઊભો થયો. ધડ દઈ તેનો જમણો હાથ નીચે પડ્યો. રણક્ષેત્રમાં સેંકડો માનવીઓને હણાતા નીરખનાર ત્રણે રત્નો કમકમી ઊઠ્યાં.

અકબરશાહના દાંત ભીસાયા હતા. તેની નજર બેજાન અબદુલ્લાના મોં પર ખેંચાઈ રહી હતી. તેના હોઠ કરતાં તેના ગળા પર ફૂલેલી ને ખેંચાયેલી નસો તેના ઝનુનનું વધુ સૂચન કરી રહી હતી.

"વઝીરે-સલ્તનત!" શાહે શેખ અબુલફઝલ તરફ જોયા વિના કહેવા માંડ્યું. "અકબરશાહના રાજ્યમાં મઝહબના બહાના નીચે રાજ્યનો વિરોધ કરનારી આ પહેલી બગાવત છે. અકબરશાહ છે ત્યાં સુધી તેના રાજ્યમાં આવા લોકોને એ જીવતા નહિ રહેવા દે. આ લોકોની ખબર હું જાતે લઈશ. લશ્કર તૈયાર કરો." અતગએમ અને કલ્યાણમલના પ્રયત્ન છતાં અકબરશાહે અબદુલ્લાને હાથમાંથી નીચે ન મૂક્યો. તેના હૃદયમાં જ્વાળામુખી સળગતો હતો. તે આગળ બોલતો રહ્યો, "શાયર! આપ આગ્રા પધારો. વઝીરજી! આપ અને રાજા અહીં રહો. જૈનખાં કોકા અને હકીમ ફતેહખાનને સત્વર યુસફજાઇ તરફ રવાના કરો; હું તેમને ત્યાં મળીશ. જોઉં તો ખરો ઇસ્લામને બદનામ કરનારાઓને! હું શિકસ્ત આપીશ, હું શેહ

આપીશ ! કસમ છે આ કુરબાનીના અગર જો આ બગાવતીઓને સખત સજા વિના જવા દઉં તો ! આજે જ લશ્કર તૈયાર કરો."

એટલું કહી અબદુલ્લાના શરીરને બાદશાહે કલ્યાણમલના હાથમાં સોંપ્યું. અતગબેગે જ્યારે જમીન પરથી, છૂટો થયેલો હાથ ઊંચકયો ત્યારે બધાના હૃદય ફરીથી કંપી ઊઠયાં. એક પછી એક થયેલા હુકમ ત્રણે રત્નો ચૂપચાપ સાંભળી રહ્યા હતા.

"હજૂર," બાદશાહને બેઠેલા જોઇ પ્રધાનમંત્રી અબુલફઝલ બોલ્યો. "આપનું અહીંયાં રહેવું વધારે મુનાસિબ છે. મુલ્તાન, કાશ્મિર, કાબૂલ, બંગાલ અને દક્ષિણ તરફ અહીંયાંથી જ ધ્યાન રાખી શકાય તેવી સ્થિતિ છે. જો અહીં મધ્યમાં નબળાઈ થશે તો બધાઓને એક સરખું શોષવું પડશે. આપ અહીં રહો. રાજાજી આપની પાસે રહે. મારું અને ટોડરમલજીનું કામ તેઓ સંભાળશે. શેખજીને દિલ્હીથી જોઈતી મદદ મોકલવા રવાના કરો; અને મને, હજૂર યુસુફજાઈઓ સામે મોકલવા મહેરબાની કરો."

બાદશાહ ધ્યાનપૂર્વક પ્રધાન મંત્રીને સાંભળી રહ્યો હતો. ડહાપણભર્યા શબ્દો પછવાડે વજ્રસમો દૃઢ નિશ્ચય અબુલફઝલમાં દેખાતો હતો. યુસુફની બેવકૂફીથી તે વીફરી ગયો હતો. આવી બીજી બે બગાવતો વર્ષોની સલ્તનતને તોડી નાખવા પૂરતી હતી.

"મહાબલી !" બાદશાહ અબુલફજલને કંઈ કહે તે પહેલાં રાજાજી બોલવા માંડયો. અત્યાર સુધી એકદમ શાંત રહેલા રાજાજી તરફ બાદશાહે તરત જોયું. "વઝીરે-આઝમનું કહેવું બિલકુલ સત્ય છે. અહીં મધ્યમાં જ આપને રહેવું જોઈએ, નહિ તો આ કટોકટીના પ્રસંગોએ બધાઓને સહન કરવું પડશે. અને જ્યાં બાદશાહ ત્યાં જ વઝીરે-આઝમ હોય. યુસુફખાન સામે હું જઈશ."

"રાજાજી !" બાદશાહ આશ્ચર્યથી બોલતાં ઊભો થઈ ગયો.

"હજૂર, મને ટાળો મા. પહેલો હક્ક મારો છે." રાજાજીએ બાદશાહને વધુ ન બોલવા દેવા કહ્યું.

"રાજાજી, આજે તમે શું કહી રહ્યા છો? સામ, દામ, ભેદ કરતાં આજે દંડને પહેલાં મૂકો છો? તમે જાતે?"

"હજૂર, દંડ નહોતો શીખ્યો, આપે શિખવાડયો. રણસંગ્રામોમાં આપે સાથે રાખી શિખવાડયો છે, રાજમસલતોમાં આપે સાથે રહી શિખવાડયો છે. હવે તેને અજમાવવાનો વખત આવ્યો છે; આજ્ઞા કરો."

"રાજાજી, સિપહસાલાર તરીકે તમે કોઈથી કમ નથી. કામયાબ જરૂર થશો; પરંતુ સામ, દામ અને ભેદનો જ રસિયો જિંદગીમાં કોઈ દિવસ નહિ અને આજે સૌથી પહેલી તલવાર ઉપાડે છે?"

"આલીજાહ, જ્યાં દિમાગ કામ નથી કરતો ત્યાં તલવાર જ કામ કરી શકે છે. યુસુફખાન અને યુસુફજાઈઓ સામ, દામ અને ભેદથી કદાપિ નહિ સમજે, તલવારથી જ સમજી શકશે. મને સત્વર આજ્ઞા થાય."

"ના, હજૂર, આ વધુ પડતી વાત છે. રાજાજી શરીરે ઠીક નથી. પહાડની સખત મજલો રુકાવટ પેદા કરશે. મને હુકમ થાય." વઝીર બોલ્યો.

"મહાબલી, યુસુફખાન મને દુશ્મન ગણે છે. એણે જે કંઈ કર્યું છે તે મારે કારણે છે. તેની સામે જવાનો પહેલો હક્ક મારો છે. મારા પર જ કૃપા થાય—"

"ના હજૂર!" જુસ્સાથી વઝીર બોલી ઊઠયો.

"ના હજૂર, વઝીરે-આઝમ નહિ, હું," રાજાજી વધુ દ્રઢતાથી બોલ્યો.

"તમારા બન્નેના વાદવિવાદમાં બાદશાહને ખુદને ભૂલી જતા લાગો છો!" બાદશાહ બોલ્યો.

"અને શેખજીને ય વિસારો છો?" શાયર બોલ્યો.

"ના, જહાંપનાહ!" રાજાજીએ કોમળ અવાજે પરંતુ દ્રઢતાથી કહેવા માંડયું. "રથના ઘોડાઓનું કામ છે દોડવાનું. સારથીનું કામ

છે દોડાવવાનું. રથને ધારેલી જગાએ ઘોડાઓ નથી લઈ જતા, સારથી લઈ જાય છે. આપ બાદશાહતના સારથી છો, અમે ઘોડાઓ છીએ. દોડવાનું કામ અમારું છે. અહીં રહી અમારી લગામો ખેંચવાનું કામ આપનું છે. નામદાર, આપને તો અહીં જ રહેવું પડશે. અને જ્યાં બાદશાહ ત્યાં જ વઝીર. બાદશાહત નભી રહી છે શહેનશાહ ને વઝીરના ખભા પર. કૃપાનિધાન, મારી અરજ પાછી ન વાળો. મને જવા દો."

"જરાય નહિ, હજૂર," વઝીર વધુ જુસ્સાથી બોલી પડ્યો. "આપની પાસે મારી નહિ રાજાજીની વધુ જરૂર છે. મારું અને ટોડરમલજીનું કામ રાજાજી રમતાં રમતાં સંભાળી શકશે; કૂચ કરવાનો હુકમ આ નાચીજને થાય."

"બિલકુલ નહિ, આલમપનાહ. હું જ જઈશ." રાજા ઊંચે અવાજે બોલી પડ્યો.

"ના ખુદાવંદ, જવાનો તો હું જ."

"બે હાથમાં કયાને કાપું?" બાદશાહે આ બન્નેની રકઝકમાં સહેજ સ્મિત કરતાં કહ્યું.

રાજાજી અને વઝીર શાહની જમણી બાજુ ઊભા હતા. રાજાજી ચપળતાથી અકબરશાહને ડાબે પડખે ઊભો રહી બોલ્યો,

"ડાબા હાથને હજૂર. જમણો બહુ ઉપયોગી છે, પાક છે."

બાદશાહને આ ધર્મસંકટમાંય હસવું પડ્યું. મોટા મહારથીઓ નાના સિપાહીઓની માફક લડે તે ઠીક ન હતું. શાયર ફૈજીએ ચીઠ્ઠીઓ નંખાવવા સલાહ આપી. બાદશાહે અંતે બે ચિઠ્ઠીઓ નખાવી. જેનું નામ આવે તે જાય.

શાયરને જ એક ચિઠ્ઠી ઉપાડવાનું કહ્યું રાજાજી અને વઝીરે-આઝમ જીવ ઊંચા કરી જોઈ રહ્યા.

"મુબારિક હો રાજાજી ! શુભં ભવતુ ! વિજયી હો !" શેખે એક ચિઠ્ઠી વાંચી કહ્યું. વઝીર સ્નેહ અને અદેખાઈમાં જોઈ રહ્યો.

રાજાજી તરત બાદશાહના આગળ ઘૂંટણિયે પડ્યો. બાદશાહે પોતાની તલવાર રાજાજીને ભેટ આપી.

"કાલે સવારે કૂચ કરો. ખુદા તમને કામયાબ કરે."

"અલ્લાહો અકબર !" શેખજી બોલ્યા.

"જલજલાલુહ !" બધા બોલ્યા.

આંખો બંધ કરી બાદશાહ સ્થિર બની ઊભો. તે મંત્રોચ્ચાર કરતો હતો. દીને-ઈલાહીનો પ્રવર્તક દીને-ઈલાહીના અનુયાયીઓને+ આશિર્વાદ આપી રહ્યો હતો.

'અલ્લાહો અકબર—જલજલાલુહ !

ઈશ્વર મહાન છે—તે જ્યોતિઃપુંજ છે !'



---

+અકબરશાહે શરૂ કરેલા દીન-ઇલાહી પંથને ઘણા સરદારોએ શાહને ખુશ કરવા સ્વીકાર્યો હતો. શેખબંધુઓ તેના ચુસ્ત અનુયાયીઓ હતા. બધામાં રાજાજી એકલા જ હિંદુ અનુયાયી હતા.

[ ૨૪ ]

સોળે શણગારમાં સજ્જ થયેલી ઉમાએ કસીને રાજાજીની કમ્મરભેટ બાંધી. અક્ષતકુંકુમ કર્યાં, આરતી ઉતારી; અને શહેનશાહની તલવાર કેડે બંધાવી, છેવટે ચરણમાં નમી, ત્યાં સુધી રાજાજી ચૂપચાપ પોતાની પત્નીને જોતો રહ્યો. બાદશાહ સાથે, એમ તો ઘણીયે વાર યુદ્ધક્ષેત્રોમાં રાજાજી ગયો હતો, પરંતુ આજની વાત ઑાર હતી. જિંદગી સુધી સુલેહશાંતિ કરાવતો રહેનાર રાજાજી આજે રણે ચડયો હતો; અને પ્રૌઢ રાજાજીને પ્રૌઢ બ્રાહ્મણી હસતે મુખે વિદાય દઈ રહી હતી.

રાજાજીએ બહુ પ્રેમથી રાણીને ઊભી કરી. જિંદગીના સુખદુઃખના સાથીને રાજાજી એક ક્ષણ સ્થિર નયને નિહાળી રહ્યો. પછી મશ્કરી કરી.

" રાણી, આજે તો તું પરણવા નીકળેલી કોડીલી કન્યા સમી દેખાય છે. "

" અને તમે અત્યારે ઘોડે ચડવા ઉત્સુક એવા વરરાજા જેવા દેખાઓ છો. " એટલું કહેતાં કહેતાં રાણીનો અવાજ ભારે થઈ ગયો. રાજાએ જોયું કે રાણી પોતાની આંખમાંના આંસુ મહામહેનતે ખાળી રહી હતી. રાજાજીએ બહુ મીઠા અવાજે કહ્યું, રાણી...જિંદગીની

મકસદ છે જીવવું; પરંતુ કાયા અમર નથી, કીર્તિ અમર છે. હું કીર્તિ માટે જાઉં છું."

"સિધાવો રાજા, વિજયી હો. સંસારમાં એ એક જ છે જે પુરુષનો સાથ કદાપિ છોડતી નથી—આ લોકમાં અને પરલોકમાં. વિજયી હો—"

રાજાએ વધુ બોલ્યા વિના પ્રેમાશ્રુથી ગદ્દગદિત રાણીને છાતી સરસી ચાંપી; બે ક્ષણ છાતી પર જ રાખી અને પછી તરત અલગ થઈ ખંડની બહાર ચાલ્યો ગયો. રાણીએ આંસુ લૂછી નાખ્યાં અને ઉલ્લાસવતી બની એ તેની પૂઠે ચાલી.

"વાહ બેટા!" આજ તારી કાકી જીવતી હોત......" પોતાની ચરણરજ લેતા રાજાજીને કંપતા હાથે ઉઠાડી છાતી સરસો ચાંપતાં અતિવૃદ્ધ પુરાણીકાકા બોલી ઊઠયો, "બેટા, બ્રાહ્મણ તલવાર પકડતો નથી અને પકડે છે તો બસ પરશુરામ સમજી લેવો. વિજયી હો, અમર કીર્તિના યશોભાગી હો."

રાજાએ ગદ્દગદિત બની વૃદ્ધના આશીર્વાદ લીધા. પુરાણીકાકાએ પછી ઈશારો કર્યો. રાજાએ પાછળ ફરી જોયું; પોતાના બન્ને પુત્રો અને પુત્રી ત્યાં હતાં. તે એને ભેટી પડયા. અંદરના ખંડમાં ઉમા પુષ્પનો થાળ લઈ ઊભી હતી. એક વર્ષ પછી આખું કુટુંબ ભેગું થયું હતું અને માત્ર બે દિવસમાં જ વિયોગનો પ્રસંગ આવી પહોંચ્યો હતો. બહાર સરદારો તૈયાર ઊભા હતા. રાજાજીની પુત્રીએ માની પાસેથી ફૂલનો હાર લઈ પિતાને પહેરાવ્યો. તે જ વખતે પુરાણીકાકા બોલી ઊઠયો: "મહાબલીની જે હો."

રાજાજીએ ફરીને જોયું તો શહેનશાહ અકબર રાજાજીના આંગણામાં પગપાળો આવીને ઊભો હતો. આખું જનમંડળ જયજયકાર પછી શાંત બની ઊભું રહ્યું. બાદશાએ વધુ બોલ્યા વિના સાથે આવેલા કલ્યાણમલના હાથમાંથી એક સુગંધી હાર લઈ પોતાને નમી પડેલા

રાજાજીના ગળામાં નાખ્યો અને પોતાની કમરમાંથી કટાર કાઢી સ્વહસ્તે રાજાજીની ભેટમાં મૂકી. હિંદુસ્તાનના શહેનશાહે આટલું સન્માન કોઈ દિવસ કોઈને પણ નહોતું આપ્યું.

"રાજાજી!" બાદશાહે ગંભીર અવાજે કહ્યું. "આ મારા જમૈયાએ મારી ઈજ્જતની હમેશાં સંભાળ રાખી છે."

"મહત્ કૃપા, કૃપાનિધાન, ધન્યભાગ્ય અમારાં—આજે આપનાં પુનિત પગલાં અહીં—"

આખી મંડળીએ પાછો જયજયકાર કર્યો. બાદશાહ રાજાજીને ભેટ્યો. રાજાજીએ એક વખત બધાં સામે જોઇ લીધું અને ઘોડા પર સવાર થયો.

બાદશાહનો ઈરાની ઘોડો પણ તૈયાર જ હતો.

બાદશાહ અને રાજાજી સૈન્યના જયજયકાર સાથે લશ્કરને મોખરે ચાલવા માંડ્યા.

ઉમાની અશ્રુભરેલી આંખો રણઘેલા કંથને જ્યાં સુધી દેખાય ત્યાં સુધી જોઈ રહી. ઉમાને એ પણ ભાન ન રહ્યું કે તેનો વડીલ અને તેનાં ત્રણ સંતાનો તેને ઘેરીને ઊભાં ઊભાં આ જોઇ રહ્યાં હતાં.

બાદશાહ છાવણીની છેલ્લી હદ સુધી સાથે જ જવાનો હતો. શાયર દિલ્હી રવાના થઈ ગયો હતો. અકબરશાહની સાથે વઝીરે-આઝમ અને કલ્યાણ-અતગબેગ ચાલ્યા આવતા હતા. બહુ બહુ દિવસો પછી બાદશાહ અને રાજાજી—બે મિત્રો, સાથે સાથે જતા હતા. રણકૂચે દરેકના શરીરમાં ચેતન મૂકી દીધું હતું. બાદશાહે ઉમંગમાં આવી હમેશની રીત મુજબ પૂછવા માંડ્યું. હૃદયમાં જે સવાલો ઊઠે તેનો જવાબ રાજાજી પાસે મેળવ્યા વિના બાદશાહને ચેન પડતું નહિ. તેણે પૂછ્યું,

"રાજાજી, જગતમાં વિશ્વાસ કોનો ન કરવો?"

"ગરીબ પરવર! આંખે કાણો, હાથે ઠૂંઠો, પગે લંગડો અને ટૂંકી ગરદનવાળો એ ચારનો કદાપિ વિશ્વાસ ન કરવો."

"યુસુફ ટૂંકગરદનિયો છે," વઝીરે ટકોર કરી. બાદશાહે બીજો પ્રશ્ન કર્યો.

"નિમકહરામ કોણ?"

"જેનું ખાય તેનું જ બૂરું કરે તે."

"નીચમાં નીચ કોણ?"

"દેશદ્રોહી."

"બીલકુલ ઠીક. રાજાજી, યુસુફને જીત્યા પછી આ ત્રણે જવાબો તેના મોંએ બોલાવજો. ત્રણે અવગુણો તેનામાં છે."

બાદશાહે છેલ્લા શબ્દો બહુ સખ્તાઈથી કહ્યા. છેલ્લી છાવણીની હદ નજીક નજીક આવતી હતી.

બાદશાહ સહેજ વિચારમાં ડૂબ્યો હતો.

"રાજાજી!" થોડોક વિચાર કરી ફરી તેણે પૂછવા માંડ્યું, "નરમમાં નરમ કઈ વસ્તુ?"

"હજૂર, જેની આંખમાં શરમ છે તે સૌથી નરમ."

"આફરીન, રાજાજી!" ત્રાંસી આંખે રાજાજી તરફ જોઈ બાદશાહ બોલ્યો.

"હજૂર, હવે હુકમ આપો, છાવણીની હદ આવી ગઈ."

હસતા બાદશાહને રોકતાં રાજાજી બોલ્યો.

"રાજાજી!" ઘોડાને રોકતાં બાદશાહે રાજાજીને પૂછ્યું, "સ્વર્ગમાં કોણ જાય છે અને નરકમાં કોણ જશે?"

"જહાંપનાહ! જેના મૂઆ પછી લોકો જેનાં વખાણ કરે તે સ્વર્ગે ગયેલો સમજવો અને જેની નિંદા થતી હોય તે નિઃસંદેહ નરકમાં જ ગયો હોવો જોઈએ."

એટલું કહી રાજાજી ઘોડા પરથી કૂદી નીચે ઊતર્યો. ઘોડેસવાર બાદશાહની કદમબોસી કરી, અલ્લાહો અકબરના ગગનભેદી નાદો વચ્ચે રાજાજી લશ્કર સમેત ક્ષિતિજમાં અદશ્ય થઈ ગયો.

હિંદુસ્તાનનો બાદશાહ પેંગડામાં ઊભો થઈ દૂર દૂર જોઈ રહ્યો હતો; અને વઝીરે-આઝમ બાદશાહ રાજાજીના સવાલ જવાબની ગડમથલમાં પડ્યો હતો.

એ વખત કલ્યાણમલે ધીમે રહી અરજ કરી, " આલીજહાં પાછા ફરવાનો વખત થયો, સંધ્યા થવા આવી છે. વઝીરે-આઝમ આપની આજ્ઞા સાંભળવા તૈયાર છે. "

પરંતુ બાદશાહનું આ એક પણ શબ્દ તરફ ધ્યાન ન ગયું. એ જોઈ રહ્યો હતો લશ્કર સાથે અદશ્ય થતા જતા પોતાના વિનોદમૂર્તિ મિત્ર બીરબલને !

વઝીરે-આઝમ અને અતગબેગ તથા કલ્યાણમલ વઝીરના ઇશારાથી વધુ બોલ્યા વિના ક્ષિતિજમાં દષ્ટિ રાખી ભાનભૂલેલા બાદશાહ જલાલુદ્દીન અકબર પાછળ ચૂપચાપ ઊભા રહ્યા.

ધર્મને નામે હિંદુસ્તાને જે ધતિંગો ચાલવા દીધાં છે ને વેઠયાં છે તેટલાં બીજા કોઈ દેશે નહિ વેઠયાં હોય. પરંતુ સરહદના તમાશાએ તો હદ કરી હતી. સદીઓથી હિંદુસ્તાનનો પાકો પહેરો રાખનાર સરહદી પહાડોના હિમાચ્છાદિત શિખરો અને કંદરાઓમાંથી ઠંડો પરંતુ તીક્ષ્ણ અવાજ સંભળાતો હતો : ' અલ્લાહો અકબર. અને એ જ પર્વતોની ખીણમાંથી જાણે એનો જ પ્રતિઘોષ ઊઠતો હતો :

' અલ્લાહો અકબર. '

યુદ્ધ મંડાવાની તૈયારી હતી.

બન્ને પક્ષ એક જ અલ્લાહના નામ નીચે, ઝંડા નીચે એકમેકની છાતીઓ વીંધવા અને ગળા કાપવા તલપી રહ્યા હતા.

પઠાણબચ્ચો મગજ કરતાં હાથને ઝટ ચલાવી દેવામાં વધુ માને છે. પઠાણ, ધર્મની મશ્કરી કદાચ સહી શકશે પરંતુ પોતાની શક્તિની ટીકા કોઈ દિવસ નહિ સાંખે. પોતાની ટેક ખાતર બાપને ગોળીએ વીંધવામાં એ પાછો ન પડે. માતાને ગોળીએ મારવાનો પ્રસંગ આવે તો તે તેમ પણ કરે. એના હૃદય પર એક જણે કબજો કર્યા પછી તે વશ નથી રહી શકતો. તેનાં શરીર ને પ્રાણ કબજે કરનારનાં થઈ જાય છે. આજ કારણથી નવા સ્થપાયેલા રોશનાઈ પંથે ભોળા પઠાણોના હૃદય પર સહેલાઈથી વિજય મેળવ્યો હતો. તેમને ઊંધે રસ્તે વાળી, તેમનું ઝનૂન ઉશ્કેરવામાં અપૂર્વ સફળતા મળી હતી.

હલ્લો કરી જવામાં, તરાપ મારી માણસોને ઉડાવી જવામાં અને ઓચિંતી લૂંટ ચલાવી અદશ્ય થઇ જવામાં અદ્વિતીય મનાતા પહાડી પઠાણો ધાર્મિક ઝનૂનમાં ભોળવાઈ, રોશનાઈ સરદારોની સરદારી નીચે, સામી છાતીએ લડવા તૈયાર થયા હતા; અને તેમને ઉશ્કેરી આ પ્રમાણે જંગમાં ખેંચનાર હતો ખાન યુસુફખાન.

યુસુફજાઈ પઠાણોએ સ્વાદગુનેર અને બાજોરમાં હાહાકાર મચાવ્યો હતો. આસપાસનાં લગભગ બધાં ગામડાંમાં પોતાની સત્તાનો દોર શરૂ કરી દીધો હતો.

એ વિજયથી મદમાં ડોલતા અને અત્યારે પહાડોમાં ઊંચે એકઠા થયેલા વિજયી પઠાણો સામે, નીચે ખીણમાં તેમના તરફ મોરચા મુકાયા હતા. મોટા મોટા પથ્થરો પછવાડે છુપાઈ જનારા પઠાણો નવા આવી પહોંચેલા દુશ્મન રાજા બીરબલના પેંતરાઓથી એવા સપડાઈ ગયા હતા કે સામી છાતીએ યુદ્ધ કરવા સિવાય તેમનો છૂટકો ન હતો.

પ્રાતઃકાળ થતાં તો ખીણમાંથી યુદ્ધઘોષણા ગાજી રહી: 'અલ્લાહો અકબર.'

અને ઝનૂને ચઢેલા પઠાણોએ ઉશ્કેરાઈ જઈને સામો જવાબ આપ્યો : ' અલ્લાહો અકબર. '

'અલ્લાહો અકબર'—ઈશ્વર તો મહાન તે વખતે હતો અને અત્યારે ય છે. પરંતુ એના જ નામ નીચે મરવા–મારવા તૈયાર થયેલા સરહદીઓના ઝનૂનનું આ એક હાસ્યાસ્પદ પણ ભીષણ સ્વરૂપ હતું.

રાજા દુશ્મનોને વધુ સમય આપવા નહોતો ઈચ્છતો. એનું મન યુસુફને ભેટવા તલસી રહ્યું હતું. રાતદિનની ઝડપી કૂચ કરી, પઠાણોને કલ્પના પણ ન આવે તેટલી ઝડપે આવી પહોંચી, તેણે તેમને આબાદ ફસાવ્યા હતા. પઠાણો તેમના જંગનો પ્રારંભ કરે તે પહેલાં તો તેમનો દુશ્મન આવી પહોંચ્યો હતો.

રણશિંગાં ફુંકાયાં, બંદુકો મંડાઈ અને સૌની મધ્યમાં રહી રાજાએ મારો શરૂ કર્યો. જેમની જિંદગી રણક્ષેત્ર પર જ વીતી છે એવા રણખેલાડીઓ હસનખાન, પન્ની, ગદાબેગ, રાજા ધર્માંગદ, મુલ્લાશેરી, સંગ્રામખાન અને ખ્વાજા હિસામુદ્દીન રાજાના યુદ્ધચાતુર્યથી દંગ થઈ ગયા. શબ્દોની રમતમાં સૌને મહાત કરનાર, બુદ્ધિમાન રાજા બીરબલ તલવારના ખેલમાં પણ સૌને ટપી જનાર નીકળ્યો. તલવાર હાથમાં લઈ રાજા આગળને આગળ ધસતો હતો; જોતજોતામાં કિકિયારીઓ કરતા પઠાણો, ઊંટો પર લાદેલી શાહી તોપોના મારાથી, નીચે ઊતરી આવી લડવા લાગ્યા.

બીરબલને એટલું જ જોઈતું હતું.

ગોળીઓના વરસતા વરસાદમાં શાહી તલવાર હાથમાં લઈ રાજા યુસુફને શોધવા લાગ્યો; પરંતુ યુસુફ ન દેખાયો.

પઠાણોએ ઊંટ બળદને ન છોડયા, ઘોડા ખચ્ચરને ન છોડયા; પરંતુ પહાડ જેવો શાહી વ્યુહ પહાડમાં જ જીવનારા પઠાણો ન ભેદી શકયા. શાહી લશ્કરનો ફાંસો ધીમે ધીમે મજબૂત થવા

લાગ્યો અને લાપરવા બની ઝઝુમતા પઠાણો એક પછી એક કપાવા લાગ્યા. એમનાથી નસાયું નહિ, ને લડાયું પણ નહિ.

શાહી બંદૂકો પઠાણોને સમય આપવા જાણે ન ઇચ્છતી હોય તેમ અવિરત ગોળીઓ છોડતી રહી. ડુંગરો, જમીન અને નાળાં લોહીથી ખરડાઈ ગયાં. હજારો પઠાણો રહેંસાઈ ગયા. કેટલાક જીવતા પકડાયા અને બહુ થોડા પોતાને મળેલી સખત શિકસ્તના સમાચાર કહેવા શરીરના એકાદ અંગને રણક્ષેત્રમાં છોડી નાસી છૂટચા.

પરંતુ યુસુફ આ બધામાં કયાંય ન દેખાયો.

એ લડતો હતો પઠાણોની વચમાં, પરંતુ પથ્થરોની આડ લઈને. તેના શબ્દોથી અતિશય ઝનૂનમાં આવેલા રોશનાઈ સરદારો મેદાન સર કરવા વધુ ઉશ્કેરાતા, તૈયાર હતા. તેઓની વચ્ચે મોંએ બુકાની બાંધેલો, બહાદુર પરંતુ ખંધો યુસુફ રાજાની આંખે ન ચડચો.

યુસુફને જીવવું હતું, મરવું ન હતું.

નાસી છૂટેલા પઠાણોને નસાડનાર એ હતો. પરંતુ તે નાઠો હતો અલાયદા રાખી મૂકેલા પઠાણોને ભેગા કરી, બીજી લડાઈ લડવા. રોશનાઈ સરદારોને તેણે જાણી જોઈ પહેલાં લડી લેવા દીધા. હવે પરદા પાછળથી પોતે બહાર આવવા ઇચ્છતો હતો.

પઠાણોને મરવાની કિંમત નથી હોતી—મારવાની હોય છે. યુસુફે દસ માઈલ દૂર થોડાક જ કલાકમાં પઠાણી લશ્કર તૈયાર કરી દીધું અને રાજા બીરબલની કુમકે આવતા હકીમ અબુલફત્તેહ પર ઓચિંતો છાપો માર્યો. તે આ ધસારો એટલો અણધાર્યો હતો કે શાહી લશ્કરને પાછા હઠવાની ફરજ પડી.

પઠાણો ક્ષણિક વિજયથી ઉન્મત્ત બની ગયા. યુસુફે આ તકનો બહુ સરસ લાભ લીધો. વિજયની વાત સાંભળી નવા આવી મળેલાં

પઠાણોને લઈ, રાજા બીરબલની જ યુક્તિ અજમાવી, રાતોરાત પહાડી પ્રદેશોમાં દડમજલ કરી, સામી દિશાએથી રાજાની કુમકે આવતા બીજા યુદ્ધ કુશળ સરદાર જૈનખાન કોકાનો માર્ગ રોકી, તે સંતાઈ બેઠી.

જૈનખાનનું લશ્કર આવી પહોંચતાં પહેલાંની માફક યુસુફજાઈના પઠાણો ભૂખ્યા વરૂની જેમ ઓચિંતા કૂદી પડયા. તરતમાં મળેલા વિજયો-માદે પઠાણોમાં અદ્દભુત ઝનૂન જગાવ્યું હતું. બંદૂક, તલવાર, જમૈયા, ભાલા અને છેવટે પથ્થર—જે આવે તે પઠાણોએ શાહી લશ્કર પર વરસાવવા માંડયાં. યુસુફખાન બાદશાહની યુદ્ધશાળામાં જ લડાઈના પાઠો શીખ્યો હતો. તેણે ચાલાકીથી પઠાણોનાં દળ વહેંચી દીધાં હતાં, લડવું ને ભાગવું એ નીતિની તેણે ખાસ અજમાયેશ કરી હતી. રણમેદાન સાંકડું હતું. રસ્તા અજાણ્યા હતા. પઠાણોને યુદ્ધ સહેલું હતું. જીવ મૂકી જૈનખાન લડયો. પરંતુ તેના લશ્કરનો ઝડપથી સંહાર થવા માંડયો. પઠાણોએ રમત રમાતી હોય તેમ શાહી સીપાઈઓને કાપવા માંડયા. રાક્ષસી નૃત્યલીલા મંડાઇ. 'અલ્લાહો અકબર'નો ધ્વનિ ઓછો થયો; પહાડી કિકિયારીઓ વધવા માંડી. કોઇ દિવસ પાછો ન પડનાર જૈનખાન કોકા પાછો પડવા માંડયો. એવામાં પશ્ચિમ બાજુએથી ધૂળ દેખાવા માંડી. હકીમ અબુલફત્તેહને ખબર મળતાં તે જૈનખાન કોકાની કુમકે ચાલી નીકળ્યો હતો. જૈનખાનના હતોત્સાહ માણસોના હૃદયમાં અબુલફત્તેહનું લશ્કર જોતાં એકદમ આશા જાગી, નવું ચેતન આવ્યું: બમણા જોરથી તેઓ લડવા લાગ્યા.

ભીષણ યુદ્ધ મંડાયું; પરંતુ શાહી લશ્કર પર કમનસીબી ઊતરી હતી. પઠાણો સંખ્યામાં વધુ હતા ને વિજયથી ઉન્માદઘેલા બન્યા હતા. વળી આ ભૂમિ તેમની હતી. ડુંગરોમાં લડવાની રીત તેમની હતી; ઘોર સંગ્રામ મંડાયો હતો. પઠાણો જાણે વિજયને સાથે નોતરી

આવ્યા હોય તેમ લડતા હતા. પરંતુ અકબરશાહના બન્ને લશ્કરે સખત સામનો કર્યો હતો. બન્ને પક્ષોમાંથી કોઈ મચક આપતું નહોતું. પઠાણો માર ખાતા હતા; પરંતુ વિજય તેમની તરફેણમાં જવા લાગ્યો. સાંજ પડવાને થોડી જ વાર હતી. શાહી લશ્કરમાં ધીમે ધીમે નિરાશા ફેલાવા માંડી. અપ્રતિમ જુસ્સાથી લડતો જૈનખાન કોકા અને હકીમ પોતાના સિપાહીઓમાં નવું જોશ ન પ્રેરી શક્યા. બાજી હાથમાંથી સરકવા માંડી.

એવામાં ગગનને ભેદતી ઘોષણા સંભળાઈ: 'અલ્લાહો અકબર.'

પઠાણો સમજી ગયા કે પઠાણોનાં નવાં દળ તેમની મદદે આવી પહોંચ્યાં.

પઠાણોમાં નવું જોમ આવ્યું. યુસુફે અજબ તાકાત દેખાડી. તેને વિજયની ખાતરી હતી. નવી સંભળાયેલી ઘોષણાએ પઠાણોને વિજયોન્માદમાં સાનભાન ભૂલાવી સંહારમૂર્તિ બનાવી દીધા. ઘાતકી રીતે તેમણે કત્લેઆમ ચલાવી. યુસુફને લાગ્યું કે પઠાણોની નવી આવતી કુમક સાંજ પહેલાં બધો ખેલ ખતમ કરી દેવા પૂરતી હતી. યુસુફ ચીસો પાડી પઠાણોને સંભળાવતો હતો, 'રંગ રાખ્યો મારા બહાદુરો ! ધ્યાનમાં રાખજો, એક પણ સિપાહી જીવતો મેદાન છોડી ન જાય..."

પરંતુ... પરંતુ...

પઠાણો થોડી ક્ષણમાં જ પાછા ભાનમાં આવી ગયા.

જે કપાતા હતા તે શાહી સિપાહીઓ નહોતા કપાતા, પઠાણો કપાતા હતા. નવું આવેલું લશ્કર પઠાણોનું નહિ, રાજા બીરબલનું હતું.

બન્ને શાહી સરદારોના જીવમાં જીવ આવ્યો. હારની અંતિમ ઘડીઓ વખતે જ રંગ બદલાઈ ગયો. કુમકે આવેલા બીરબલના શાહી લશ્કરે પછી ખરેખરી કત્લેઆમ ચલાવી. એક એક પઠાણને પકડી પકડી

રહેંસી નાખવામાં આવ્યો. એવામાં રાજાએ યુસુફને ઓળખી લીધો. પછી શું? રાજા આગળ વધવા માંડ્યો અને ઝૈનખાન તેનું રક્ષણ કરતાં તેને રોકતો ગયો. લડાઈનો રંગ ખરેખર પલટાઈ ગયો. યુસુફ પોતાની સ્થિતિ જાણી ગયો. રાજાને સ્વહસ્તે કાપી નાખવા તેના હાથ સળવળતા હતા, પરંતુ અત્યારે તેને સમય ઠીક ન લાગ્યો.

ઘોર સંહારમાં ય તેણે યુક્તિ અજમાવી; થોડાક પઠાણો સાથે તે છટકી ગયો.

હજારો પઠાણો મુડદાં થઈ પડ્યા. તેમને ભારેમાં ભારે શિકસ્ત મળી હતી–એવી ભારે શિકસ્ત કે ફરીથી તેઓ કદી સામે ઊભા ન થઈ શકે.

હિંદુસ્તાનના શાહી લશ્કરે ફરી એક વાર એક મોટા બળવાને ધૂળ ભેગો કરી દીધો; અને એનો સર્વ જશ હતો રાજા બીરબલને! તેણે પછી બાદશાહનો ધાક જમાવી દીધો! તે સમયના રીતરિવાજ મુજબ શાહી સિપાહીઓએ ત્યાં ગામડાંઓમાં ખબર લેવા માંડી. ઝૈનખાન અને હકીમ રાજાના શૌર્ય આગળ ઝાંખા પડી ગયા. તેઓ બહાદુર હતા ને બહાદુરીની કદર કરતા હતા. પરંતુ રાજાજી પ્રત્યેનો તેમનો આંતરિક અભાવ, અકબરશાહનો રાજા માટેનો વધારે પડતો પક્ષપાત તેમની આંખમાં ખૂંચતો હતો. રાજાને ધન્યવાદ આપતાં આપતાં એ અભાવ દ્વેષમાં પ્રગટી નીકળ્યો.

પરંતુ રાજાને તેમની લાગણીઓની પડી ન હતી.

તેને ભેટવું હતું માત્ર એક શખ્સને, જે આ સંહારનું મૂળ હતો, અનેક સરદારોના દુઃખનું કારણ હતો—તે, યુસુફખાનને.

પઠાણો સાથે લડતાં લડતાં રાજામાં પણ પઠાણોના ઝનૂનની અસર થઈ ચૂકી હતી.

નાગી તલવાર લઈ રાજા બીરબલ યુસુફને જીવતો ઝાલવા નીકળી પડયો.

ચોથે દિવસે અકબરશાહની શાહી છાવણી આનંદોત્સવમાં ડુબી ગઈ. તરતના આવેલા તુરાની એલચીઓ સમક્ષ અકબરશાહે અત્યાનંદમાં પોતાના મિત્ર અને સરદારને મળેલી અદ્દભુત ફત્તેહની હકીકત ગર્વપૂર્વક સંભળાવી. રાજામાં તેણે મૂકેલો વિશ્વાસ સફળ થયો હતો.

રાજાએ સાબિત કર્યું હતું કે સામ, દામ અને ભેદ સાથે દંડમાં પણ તે કોઈનાથી કમ ન હતો.

અકબરશાહને મન એ ઓછા ગર્વની વાત ન હતી!

આનંદમાં તેનું હૃદય નાચી ઊઠયું હતું—નાચતું રહ્યું.



# [ ૨૫ ]

હીરાવલ ઘાટ અને કારાકુઈના સાંકડા ઘાટની ૭ માઈલ ઉત્તરે આવેલા જંગલમાં છતે દિવસે સ્મશાનશાંતિ પ્રસરી રહી હતી.

એક ઝાડ નીચે, લોહીના તાજા ઘાવાળો ઝૈનખાન કોકા અને હકીમ અબદુલ્લા માથે હાથ મૂકીને બેઠા હતા. તેમનાથી થોડેક જ દૂર પાંચસો શાહી સિપાહીઓ ભારે હૃદયે અતિશય શરમમાં ગરદન ઝુકાવી બેઠા હતા. એમાંથી થોડાક શરમના માર્યા ઘડી ઘડી આંસુ લૂછતા આક્રંદ કરી રહ્યા હતા. હળવા પવનથી હાલતાં પાંદડાંનો અવાજ એ જગાને વધુ ગંભીર બનાવતો હતો; અને શસ્ત્રોના આઘાતથી વેદનામાં ધીમી ચીસો નાખતાં ઊંટ એ એકાંતને વધુ ભયંકર બનાવી દેતાં હતાં. શસ્ત્રો જાણે નકામાં હોય તેમ અવ્યવસ્થિત પડયાં હતાં. કોઇ બોલતું ન હતું, કોઇનામાં બોલવાની હિંમત ન હતી. દરેકના હૃદયમાં ભારે વેદના હતી, દરેક જણ તેના ઇશ્વરને પ્રાર્થના કરતું હતું કે એમને એમ, ભૂખ્યોતરસ્યો પોતાને ઉપર ખેંચી લે.

રાજા બીરબલ દેવલોક થયો હતો.

હકીમની સાથે સાથે બહાદુર સરદાર ઝૈનખાન કોકાની બુદ્ધિ પણ બહેર મારી ગઈ હતી. હૃદય જાણે ભારથી તૂટી પડતું હતું. કેમ બોલવું, શું બોલવું તેની કોઈને ગમ નહોતી પડતી.

કપાયેલા કાંડાવાળો સંગ્રામખાન આખરે ઊભો થયો અને જૈનખાન આગળ શાહી તલવાર અને જમૈયો મૂકી દીધાં. જૈનખાને એ બે શસ્ત્રોને જોઈ હૃદય ચીરી નાખે તેવી કરુણ ચીસ પાડી.

આખી છાવણી કાંપી ઊઠી. જમૈયાની સાથે હાથનું કપાયેલું કાંડુ હજુ વાળેલી મુઠીએ ચોંટી રહ્યું હતું. જૈનખાન, મરદ જૈનખાન રડી પડ્યો.

થોડી ક્ષણો બાદ હૃદય હળવું પડતાં ગઈ કાલના એક પછી એક પ્રસંગો તે યાદ કરવા માંડ્યો અને ઊંચે સાદે બોલી ઊઠયો:

"વાહ, મારા રાજા , વાહ ! જીવી તો તેં જ જાણ્યું ! વાહ મર્દ ! વાહ વીર ! વાહ ! વાહ !"

"આ સિવાય બીજી કોઈ ચીજનો પત્તો લાગતો નથી," સંગ્રામખાં ભારે અવાજે બોલ્યો.

"ક્યાંથી લાગે આપણા જેવા ગમારોને ? જીવતાં જેનો પત્તો નહોતો લાગતો તેનો મૂએ શેં લાગશે ?" પાગલ જૈનખાન ઊભો થઈ જતાં બોલ્યો. તેનું હૃદય પશ્ચાત્તાપમાં બળતું હતું. રાજા જેવા નરવીરનો દ્વેષ કરવા માટે તે અત્યારે પોતાની જાત પર ફિટકાર વરસાવતો હતો. બરાબર ગઈ કાલે આ વખતે રાજા રણસંગ્રામમાં રંગ રાખી રહ્યો હતો...અને આજે...ઓહ...આજે...

કેવી ભયંકર શિકસ્ત ! આવી શિકસ્ત શાહી લશ્કરે કદાપિ જોઈ ન હતી. ત્રણ હજારમાંથી એક પણ સિપાહી જીવતો નહોતો રહ્યો.

પાછળથી સંગ્રામખાન અને જૈનખાન સાથે આવેલા પાંચસો સિપાહીઓમાંના જે થોડા રહેવા પામ્યા હતા તે અહીં હાજર હતા.

જૈનખાન ફરીથી ગઈ કાલનાં દશ્યો મનની આંખે જોવા માંડ્યો:

પઠાણો પર મળેલા વિજય પછી રાજા બીરબલ યુસુફને જીવતો યા મૂએલો પકડવા તૈયાર થયો. જૈનખાન લડાઈઓનો

અનુભવી હતો. તેણે સલાહ આપી, 'રાજા, જેટલું જીત્યા છીએ એટલું પુષ્કળ છે, અંદર જઈશું તો માર ખાઈશું; અજાણ્યા પહાડી મુલકમાં પેસવું ભયંકર છે.' પરંતુ રાજાએ ન માન્યું. રણસંગ્રામમાં પગ મૂક્યા પછી અટકવું કોને ગમે? જૈનખાને પાછા વળી જીતેલા પ્રદેશમાંથી ચોથ ઉઘરાવી ચાલ્યા જવાની સલાહ આપી. હકીમે પણ તેનો જ આગ્રહ કર્યો, પરંતુ રાજાએ કહ્યું, 'સર્વ રોગના મૂળનો નાશ કર્યા વિના પાછા ફરવું હરામ છે.' વાદવિવાદ થયા. મત જુદા પડ્યા. રાજા એક તરફ, બે સરદારો બીજી તરફ. રાજાએ બીજે દિવસે, પાંચસો સિપાહીઓ આ બે સરદારોને સોંપી, ત્રણ હજારના લશ્કરને સાથે લઈ કૂચ કરી. એક દિવસ હીરાવલ ઘાટ આગળ યુદ્ધ થયું. પઠાણો હાર્યા. અટક્યા વિના રાજા અંદરને અંદર જતો ગયો. ત્રણ દિવસમાં કારાકુઈની ખીણનો એકેએક ડુંગર રાજાજી ખૂંદી વળ્યો. તેને યુસુફને પકડવો હતો.

એ ત્રણ દિવસોમાં પઠાણો યુસુફની હિંમતથી ફરી છેલ્લી વાર એકઠા થઈ ગયા.

બે જણ સાથે આવી ન શકે એવા વિકટ રસ્તાઓમાંથી રાજાનું લશ્કર પસાર થતું હતું ત્યારે લાગ જોઈ પઠાણો ઓચિંતા બહાર નીકળી આવ્યા. ઉંચે શીખરો પરથી પત્થર અને નીચેથી ગોળીઓ છોડવી તેમણે શરૂ કરી બીરબલના લશ્કરના અડધા ભાગના સૈનિકો અને જાનવરો ઊંચેથી ગબડતા પથ્થરો નીચે કચડાઈ જઈ, જોતજોતામાં નીચે ખીણમાં ગબડી પડ્યા.

રાજા હિંમત ન હાર્યો. બધા માણસો સાથે એ પઠાણો પર તૂટી પડ્યો. તેની વીરતાએ સિપાહીઓમાં વીજળીની અસર પેદા કરી દીધી. પઠાણોની સંખ્યા વધુ હતી છતાં રાજાજીના સિપાહીઓએ ઘોર યુદ્ધ માંડ્યું. એક છેડેથી બીજે છેડે દોડતાં સૌને પાનો ચડાવતો રાજા અંતે, યુસુફની સામે અકસ્માતે આવી ઊભો. યુસુફ પણ તૈયાર થઈ ગયો. પઠાણોની રાની કિકિયારીઓ વધતી હતી. પહાડી વિકટ કેડીઓ

તેમની અનુકૂળતા વધારનારી હતી. રાજાએ જોયું કે તેના યોદ્ધાઓ પાછા નહોતા પડતા, પરંતુ ત્યાં જ કપાઈ મરતા હતા. શાહી સિપાહીઓ જલદીથી ખપી જવા માંડ્યા. યુસુફને જીવતો પકડવો અશક્ય લાગ્યું; પરંતુ તેને જીવતો ન રહેવા દેવાનો તેનો નિશ્ચય કાયમ હતો. બાજી બગડતી જોઈ રાજા અકબરશાહની નાગી તલવાર લઈ અસંખ્ય પઠાણોની વચમાં ઘૂસી ગયો, અને મારતાંકાપતાં યુસુફ સામે આવી ઊભો.

ઘડી આવી પહોંચી. બીરબલ નહિ, સાક્ષાત મૃત્યુ સ્હામે આવી ઉભુ હતું. યુસુફ આભો બની રાજાજીને જોઈ રહ્યો.

રાજાએ શાહી તલવારને હવામાં ચમકાવી બૂમ પાડીઃ " ખાન, આટલેથી માન. કાં તો શાહી તલવારની સાથે આવ, કાં તેની સામો આવ ! "

યુસુફે જવાબમાં ભયંકર કિકિયારી કરી ઓચિંતો તરવારનો ઘા કર્યો. રાજાએ ચપળતાથી નીચે નમી વાર બચાવ્યો અને પછી અકબરશાહે આપેલી તલવારને પૂરા જોસથી હવામાં વીંઝી, યુસુફની ગરદન પર સીધો ઘા કર્યો......અને પછી ઘવાએલા ઘોડા પરથી છલંગ મારી નીચે કૂદી રાજાજીએ જમૈયો કાઢ્યો અને આગળ ધસ્યા......આંખોમાંથી આગ વરસાવતા, દેહમાંથી પ્રેરણા વેરતા......

પાંચસો માણસો સાથે બીજે રસ્તેથી શાહી છાવણીમાં જવા નીકળેલા ઝૈનખાન અને હકીમ છેવટની ઘડીએ વિચાર બદલી, એકલા ગયેલા રાજાની પૂઠે પૂઠે ઘોર યુદ્ધ જામ્યું હતું ત્યાં આવી પહોંચ્યા. પરંતુ તે બહુ મોડા આવ્યા. લગભગ બધા સિપાહીઓ—ત્રણ હજાર બહાદુર સિપાહીઓ ખપી ગયા હતા ત્યારે આવ્યા. રણક્ષેત્ર જોઈ ઝૈનખાનને શૂર ચડ્યું. મરણિયો થઈ, પોતાના માણસો સાથે પઠાણો પર તે ઝુકી પડ્યો. આવતાં વેંત ઝૈનખાને દૂરથી યુસુફનું માથું ધડથી જુદું કરતા રાજાજીને જોઈ લીધો હતો. તેણે એ પણ જોયું કે તે વખતે બેચાર નહિ પણ સોએક પઠાણોનું ટોળું તલવારબરછીઓ ઉછાળતું ચોમેરથી રાજાજી પર તૂટી પડ્યું.

હતું; અને રાજાજી એકલો જમૈયો લઈ દુશ્મનોના ચક્રાવામાં પેઠા હતા. એટલે જૈનખાન હકીમને લઈ રાજાજી તરફ આગળ ધસ્યો. તેણે ઘણી કોશિશ કરી, વાઘની માફક ઘૂમ્યો; પરંતુ બધું નિરર્થક—ફોગટ! થવાનું થઇ રહ્યું. રાજાજી કપાઈ કકડા થઇ ગયા.

ચાળીસ ચાળીસ મનસબદારો સમયસૂચકતા વાપરી સાનભાન ગુમાવી બેઠેલા જૈનખાનને અને હકીમને બળાત્કારે ખેંચી રણક્ષેત્રમાંથી દૂર ન ઘસડી ગયા હોત તો એક પણ સિપાહી તે દિવસે જીવતો ન બચત.

રાતોરાત ૭ માઈલની દડમજલ કરી, શાહી સિપાહીઓ દૂર ચાલ્યા આવ્યા હતા. માત્ર એક સંગ્રામખાન અને તેનો સાથી હાજીતાશ બેગ પાછળ રહ્યા હતા. પઠાણોના ચાલ્યા ગયા પછી, ત્રણ હજાર મુડદાંઓને એ બે ઘાયલ સિપાહીઓએ એકએક કરી તપાસ્યાં, પરંતુ રાજાજીનો ક્યાંય પત્તો ન મળ્યો. પઠાણોએ તેનાં અંગેઅંગ કાપી નાખ્યાં હતાં. ન માથું હતું, ન ધડનું એકેય અંગ. મળી આવી માત્ર એક શાહી તલવાર ને શાહી જમૈયો...સંગ્રામે તે ઊંચકી લીધાં; અને હતાશ બેઠેલા જૈનખાન પાસે આવીને ભેટ કર્યાં.

શાહી તરવાર અને જમૈયો જોઈ જૈનખાન આવેશમાં ફરીથી ઉન્મત્ત બની ઊભો થઈ ગયો અને હૃદયને કંપાવે તેવી ચીસ નાંખતાં બોલ્યો:

"હકીમ! હું કાયર છું. નકામો છું. આલમપનાહ આગળ આ સમાચાર લઈ જવાની મારામાં તાકાત નથી. અનેક અકબરશાહો પેદા થશે અને સેંકડો બીરબલો ય જન્મશે; પરંતુ રાજાજી અને બાદશાહ-સલામતની જોડી હજારો વર્ષમાં ખુદા એક વખત મોકલે છે. હકીમ! ખુદા હાફીઝ! દુનિયા કંઈ નથી, તુચ્છ છે–તુચ્છ, નાકામયાબ!" એટલું કહેતો કહેતો પાગલની માફક જૈનખાન દોડવા માંડ્યો અને હકીમ કે કોઈ તેને પકડે તે પહેલાં ખીણોમાં અદશ્ય થઈ ગયો.

બીજે દિવસે જ્યારે છાવણીએ કૂચ કરવા માંડી ત્યારે હકીમ અબુલફત્તેહ પણ ગાયબ થઇ ગયો હતો.

કોઈની મગદૂર ન હતી કે બાદશાહ સંમુખ રાજાજીના સમાચાર લઈ જઇ ઊભો રહી શકે.

સાત દિવસ પસાર થઈ ગયા.

છેવટે, એક રાત્રે સંગ્રામખાન શાહી છાવણીમાં આવી વૃદ્ધ પુરાણીકાકાને ચૂપકીથી એકાંતમાં તેડી ગયો અને અર્ધા કલાકે સાફ સાફ કહી શકયો કે રાજાજી વીરગતિ પામ્યા.

પુરાણીકાકો પુરાણી હતો. અતિવૃદ્ધ હોવા છતાં આ જીવલેણ આઘાત એણે સહી લીધો. સંગ્રામખાનના બધા શબ્દો ધીરજ ધારી તેણે સાંભળી લીધા. એ રાતે, છોકરાં ઊંઘી જતાં, પુરાણીકાકાએ ઉમાને ધીમે રહી બોલાવી. કાકો રડયો નહિ, અટકયો નહિ. ઉમાનો હાથ પકડી વૃધ્ધે સહેજ કંપતા અવાજે કહ્યું, “ બેટીમા ! તારી શોકય જીતી ગઈ. રાજાજી કીર્તિને વર્યા. ”

ઉમા પર વજ્રઘાત પડયો એક પણ શબ્દ બોલ્યા વિના તે વૃદ્ધના પગમાં તે ઢળી પડી. પુરાણીએ આ બધું અગાઉથી કલ્પી લીધું હતું. શતસહસ્ર ડંખોની વેદના પુરાણી કાકો જીરવી શકયો. તેણે વહુને ધીમેથી ઊંચી કરી; પલંગ પર સુવાડી અને ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયના થોડાક શ્લોકો ગણુગણુતો, ઉમાને શુદ્ધિમાં લાવવાના તે ઉપચાર કરવા માંડયો.

પછી તો એકજ પ્રહરમાં આખી છાવણીમાં વાત ફેલાઇ ગઈ. પરંતુ સાંભળ્યા પછી એકએકની જીભ પર જાણે સો મણનાં તાળાં પડી ગયાં. રાજાજીની જુદાઇમાં વઝીરે–આઝમ આંસુ ન રોકી શકયો અને અતગ તથા કલ્યાણ પોક મૂકીને રડયા.

છતાં એક પણ આદમીની હિંમત ન ચાલી અકબરશાહ સંમુખ ઊભા રહી બીરબલના મૃત્યુના સમાચાર કહેવાની.

બધા વિચાર કરતા હતા સમાચાર જહાંપનાહને કેમ કહેવા ?

છેવટે શેખ અબુલફઝલ બધા મોટા સરદારોને લઈ ઉમાની આગળ નતમસ્તકે આવી ઊભો.

ઉમા કેમ જીવી શકી અથવા જ્ઞાનવૃદ્ધ પુરાણી ઉમાને કેવી રીતે બચાવી શક્યો તે વિષે અબુલફઝલને આશ્ચર્ય થયું.

ઉમા ત્રણ છોકરાંને લઈ એક બાજુ બેઠી હતી. કાળાં વસ્ત્રોમાં, માથે ઓઢી બેઠેલી ઉમાને જોઈ વઝીરે-આઝમનું હૃદય ભરાઈ આવ્યું. તે કંઈ જ બોલી ન શક્યો; અને કોઈ સરદારની પણ વાચા ન ઊઘડી.

માત્ર ગણગણતો રહ્યો એક ભીષ્મ પિતામહશો વૃદ્ધ પુરાણીકાકો. સરદારોના આગમનનું કારણ એણે જાણી લીધું.

"આપ બધા પધારો; દરબાર થતાં હું આવી પહોંચું છું," એટલું કહી પુરાણીકાકાએ બધાને વિદાય કર્યા અને પછી છોકરાં પાસે આવી ઊભો.

સિપાહીઓ જાણી ચૂક્યા હતા, જનાનખાનું જાણી ચૂક્યું હતું—છતાં કોઈ એ અકબરશાહને ખબર ન પડવા દીધી. છેલ્લા દસ દિવસથી બાદશાહ ચિંતાતુર હતો; પઠાણો પરના વિજય પછી રાજાજી તરફથી કોઈ સમાચાર તેને નહોતા મળ્યા.

રાજાજીની ખાસ વાતો સંભળાવવા શાહે ઈરાની એલચીઓને આગ્રહ કરી રોકી રાખ્યા હતા. અને રાજાજી તરફથી કોઈ સંદેશ જ નહોતો મળતો.

સમય થતાં દરબાર ભરાયો. વકીલે-સલ્તનત આવ્યા.. બીજા સરદારો પણ આવ્યા. એક પછી એક બધા સભાસદો આવી નીચે માથે બેસી ગયા.

છેવટે બાદશાહ આવ્યો. સરદારોની શાંત મુખમુદ્રાઓ જોઈ આવતાંવેંત જ બાદશાહ વિચારમાં પડ્યો. શું શાહી લશ્કરને શિકસ્ત મળી? હજુ તો તે વઝીરે-આઝમને એ કંઈ પણ પૂછે છે તે પહેલાં અતગે બીરબલના બે છોકરાઓ અને પુરાણીકાકાને શામિયાણામાં દાખલ કર્યાં.

અકબરશાહ ફાટી આંખે તેમને જોઈ રહ્યો.

આવનાર ત્રણેયે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. રાજાજીના પુત્રોને બાદશાહ જડ બની જોઈ રહ્યો. ધીમેથી તેના હોઠ અંદરની બાજુ ખેંચાઈ ગયા. દાંત એકએકને ચોંટી ગયા; અને તેનું હૃદય આક્રંદ કરવા લાગ્યું: 'ના—ના. એ બને જ નહિ. એ ખોટી વાત છે...ખોટી વાત છે...બિલકુલ ખોટી વાત છે......'

પુરાણીકાકાનો ઈશારો થતાં હરિહર અને લાલ, તસ્લીમ કરી શાહની એકદમ નજીક આવ્યા અને તેના પગમાં રાજાજીની શાહી તલવાર અને જમૈયો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના મૂકી દીધાં.

મન પર સખ્ત કાબૂ રાખવા છતાં શાહનું મોઢું ફિક્કું પડી ગયું. તલવાર અને જમૈયાને તે ખેંચેલી આંખે જોઈ રહ્યો. આખી સભા ભયથી થરથર કાંપી ઊઠી દરેકનાં માથાં વેદનાથી નમી પડ્યાં હતાં.

ગાજવીજ સાથે વીજળીને પડવાની બધા વાટ જોવા લાગ્યા.

થોડીક ક્ષણ પછી બાદશાહે તલવાર પરથી નજર હટાવી બાળકો તરફ જોયું. સન્દારોએ ધીમે રહી આંખો ઉઠાવી. બાળકો બાદશાહ તરફ જોઈ રહ્યા હતા બાદશાહે ધીમે રહી હાથ લંબાવ્યા અને બન્ને છોકરાઓને ખેંચી પોતાના હૃદય સાથે દાબી દીધા; સરદારો ફરીથી કંપી ઊઠ્યા.

બાદશાહની ખેંચાયેલી આંખો બંધ ન્હોતી થઈ. તેણે દુઃખમાં ઊંચે જોયું; "યા અલ્લાહ! પરવરદિગાર! પરવરદિગાર!"

સભા સૂનમૂન બેસી જોઈ રહી, સાંભળી રહી.

બાદશાહે ઊંચેથી નજર હટાવી પુરાણીકાકાની સામે જોયું, તેના સફેદ વાળ જોયા, તેનો ગંભીર ચહેરો જોયો.

થોડીવાર બન્નેની આંખો એક થઈ, પછી બાદશાહે આંખો બંધ કરી લીધી. તેના હૃદયમાં અકથ્ય દુઃખ હતું. તેના મનમાં અપાર ક્રોધ હતો. હૃદય સાથે ચાંપેલા બાળકોને શાહે વધુ જોરથી ચાંપી દીધા.

થોડીક ક્ષણો એમ શાંતિમાં વીતી ગઈ.

શાંત સભા પર નજર કરતાં બાદશાહે ધીરેથી બાળકોને છાતીએથી અલગ કર્યાં. દરેકની ત્રાંસી નજર નમેલા મસ્તકે બાદશાહ શું બોલે છે તે સાંભળવા તરફ મંડાઈ. અજબ આત્મસંયમ રાખી બાદશાહ હરિને જોઈ રહ્યો.

"હરિ, રાજાજી પછવાડે કેટલી રાણીઓ સતી થશે?"

આખી સભા આંખો ઉઠાવી બાદશાહને જોવા લાગી.

"મહાબલી, ત્રણ," હરિએ ગભરાયા વિના જવાબ આપ્યો.

"કઈ કઈ?"

"વીરતા, સરસ્વતી ને ઉદારતા. ઉમા વિધવા થઈ છે; માત્ર એક રાણી સૌભાગ્યવતી રહી શકશે."

"એ કોણ?"

"કીર્તિ, આલીજાહ!"

'વાહ બેટા' પુરાણી કાકાએ કોઈ ન સાંભળે તેવી રીતે બોલી દીધું. ને કોઈ ન જુએ તેવી રીતે આંખમાં આવેલું એક આંસુ લૂછી નાખ્યું.

બાદશાહની આંખો ભીની થઈ ગઈ. બાપ તેવા બેટા: જાણે રાજાજી બોલી રહ્યા હતા, વૃદ્ધ પુરાણી તરત બાળકોને લઈ ચાલવા માંડ્યા.

તેની પૂઠે દુઃખને હળવું કરવા ગર્જના સંભળાઈ. બાદશાહે રાજાજીની તલવાર અને જમૈયો હાથમાં ઉઠાવી લીધાં હતાં.

"કોણે કર્યું?" તેણે ત્રાડ નાખી પૂછ્યું. તેનું આખું શરીર કંપી રહ્યું હતું.

"પઠાણોએ!" જવાબ મળ્યો.

"કસમ છે પાક પરવરદિગારના, અગર યુસુફજાઈનો એક પણ પઠાણ બચી જાય તો! હું જઈશ, હું જાતે બદલો લઈશ, એવો લઈશ, એવો—" બાદશાહ આગળ ન બોલી શક્યો. તેના અવાજમાં ક્રોધ હતો, તેથી ય વધુ દુઃખ હતું.

વઝીરે-આઝમ બાદશાહની આગળ ઘૂંટણિયે પડી ગયો.

"ના, જહાંપનાહ! ચારે તરફ યુદ્ધ ચાલે છે. આપની તબિયત બિલકુલ સારી નથી. હું આજે જ રાજા માનસિંહને અને ટોડરમલજીને યુસુફજાઈ તરફ રવાના કરું છું. આજ્ઞા હોય તો હું પણ જાઉં..."

પછી અમે આપની ઇચ્છા ન પૂરી કરીયે તો અમારા સમેત પઠાણોના ટુકડા કરી નાખજો પરંતુ આપ જવાનો વિચાર ન કરો."

શાહે જોયું કે વજીર તદ્દન ખરું કહેતો હતો: પરંતુ તેને ગુસ્સો કમી ન થયો.

"વજીર! તો હમણાં જ લશ્કર તૈયાર કરો. એકેએક ગામ, એકેએક પર્વત, એકેએક પઠાણને શાહી કોપનો ભોગ બનાવો. કોઈ બચવા ન પામે. એકેએકને સજા ન થાય ત્યાં સુધી હું બેચેન રહીશ—જાઓ—ચાલ્યા જાઓ બધા...દૂર થાઓ અહીંથી. બદલો લીધા વિના મોં ન દેખાડશો....આજે અકબરશાહ શાહ નથી મુફલિસ છે..."

છેલ્લું વાક્ય તેણે ધીમેથી પોતાની જાતને ઉદ્દેશીને કહ્યું.

તેણે બધાંને જવાનું કહ્યું પરંતુ કોઈ ગયું નહિ.

જે સજા મળે તે ભોગવવા બધા સરદારો તૈયાર બેસી રહ્યા. શાહના હૃદયનું દુ:ખ દરેક જણ સમજી શકતું હતું. બાદશાહના હૃદયની વેદના અને ક્રોધ બાહ્યર્મુખ થવાને બદલે અંતર્મુખ બન્યાં.

બાદશાહને રોમે રોમે ડંખ લાગ્યા હતા.

સંધ્યા થવા આવી હતી. સૂર્યોપાસનાનાં ચોઘડિયાં વાગવા માંડયાં. તરત આખી સભા ઊભી થઈ ગઈ. બાદશાહે આંખો બંધ કરી લીધી અને અસહ્ય વેદનામાં મંત્રોચ્ચાર કરવા માંડયો.

આખી સભા નતમસ્તકે અને ભગ્નહૃદયે એ મંત્રો સાંભળી રહી.



# [ २६ ]

શહેનશાહ જલાલુદ્દીન અકબર ઊભો હતો પીઠ કરીને.

આ એ જ સ્થળ હતું—જ્યાં સંસારના કેટલાક ઉત્તમ ગ્રંથો ફારસીદેહ પામ્યા હતા. જ્યાં ફૈઝી ને દેવીમિશ્ર, ફઝલ અને જગન્નાથ પંડિત સંસ્કૃત ફારસી સાહિત્યમાં ડૂબ્યા રહેતા હતા. આ એ જ સ્થળ હતું જ્યાં એક દિવસે ખાનખાનાને રસિકોને ગાઈ સંભળાવ્યું હતું :

रत्नाकरोस्ति सदनं गृहिणी च पद्मा
किं देयमस्मि भवते जगदीश्वराय ।
राधागृहीत् मनसेऽमनसे च तुभ्यं
दत्तं मया निज मनस्तदिदं गृहाण ॥×

અને એ સાંભળતાંવેંત રાજાજી બીરબલ ઊંચે અવાજે 'વાહ, વાહ' પોકારી અકબરશાહના એ મહાન સેનાધિપતિને ભેટી પડયો હતો.

રાજા બીરબલ !

હા, આ એ જ મકતબખાનું હતું જ્યાં રાજા બીરબલની વિદ્વત્તા સોળે કળાએ ખીલી નીકળતી. આજે એ જ મકતબખાનામાં શહેનશાહ

---

× રત્નાકર તો તમારું ઘર જ છે. લક્ષ્મી પત્ની છે, પછી જગદીશ્વર તને હું શું આપું ? હાં, રાધાએ તમારું મન લઇ લેવાથી તમે અ-મન છો એટલે હું મારું મન આપને આપું છું, તે સ્વીકારો !

એકલો ઊભો હતો. છાયા જેવા અતગ અને કલ્યાણમલ્લ ઘોડાઓને પકડી બહાર ઊભા રહ્યા હતા. ત્રણ ત્રણ દિવસ ખાધાપીધા વિના શૂન્યમનસ્ક, એકલો એકાંતમાં બેસી રહેલો અકબરશાહ ચોથે દિવસે એકલો ફત્તેહપુર-સિક્રી ચાલ્યો આવ્યો હતો. શાહી છાવણીમાંથી નીકળતાં પહેલાં, અજિત સેનાધિપતિ ગુજરાતના સુબાએ ખાનખાનાનને એક ફરમાન પાઠવ્યું હતું જેમાં શાહનું હૃદય ફરીફરીને એક જ વાત રડતું હતું :

દીન જાન સબ દીન, એક દુરાયો દુઃસહ દુઃખ
સો અબ હમકો દીન, કુછ નહિ રાખ્યો બીરબર.
પીથલ સો મજલિસ ગઈ, તાનસેન સો રાગ;
હંસીઓ, રમીઓ, બોલીઓ ગયો બીરબર સાથ.

શાહને ખાનખાનાન યાદ આવ્યો. બીરબલનું હાસ્ય યાદ આવ્યું. એટલે, પશ્ચિમના મહેરાબ ભણી મોં કરી બાદશાહ મકતબખાનામાં ઊભો હતો—પીઠ ફેરવીને.

સૂરજ દેવ પશ્ચિમ દિશા તરફ, ઝાડની પછવાડે સંતાઈ દોડતા હતા. સૂરજ એ જ હતો. વૃક્ષ એ જ હતું. મકતબખાનું એ જ હતું. પરંતુ......

તેને યાદ આવ્યું. એક દિવસ આમ, આ જ સમયે તે ઊભો હતો. અને તેની પીઠ પાછળ અનેક સરદારો રાજાજીની સાથે ઊભા હતા. ઓચિંતી તેણે પીઠ ફેરવી; કોઈ ન હતું. ધીમે રહી તે રજબનામાના પ્રસંગને યાદ કરવા લાગ્યો. ધીમે ધીમે વર્ષો સરવા માંડયાં, સ્મૃતિ-પટ પર આવેલા શબ્દો અત્યારે સ્પષ્ટ થવા માંડયા. શાહ વિચારોમાં ખેંચાયો...હળવે હળવે જે સ્થળે રાજાજી ઊભો રહ્યો હતો ત્યાં શાહ આવીને ઊભો.

શબ્દો ધીમે ધીમે સ્પષ્ટ થતા ગયા. પક્ષીઓનો કલરવ, ને

મીઠી હવા તેને સ્પર્શવા લાગ્યાં...જાણે ગઈ કાલે જ વાત બની હોય, ના, અત્યારે જ બની હોય, બનતી હોય, તેમ શબ્દો વધુ સ્પષ્ટ થવા માંડ્યા-સંભળાવા માંડ્યાં...અકબરશાહ આસપાસના વાતાવરણને ભૂલી, પોતાને ભૂલી, આતુરતાથી સાંભળવા માંડ્યો-રાજાજીના મીઠા, અતિ મીઠા શબ્દો તેના કાનમાં પડવા લાગ્યા. બીજા સરદારોનાં મીઠાં હાસ્ય સંભળાયાં. રાજા બોલતો હતો.

"આલીજાહ, કહેવામાં તો હુંય રાજા છું, પરંતુ, કૃપાનિધાન, સુખથી બહેકે તે રાજા નહિ અને દુઃખથી કાંપે તે રાજા કેવો! રાજા તો પ્રજાના સુખને માટે ઈશ્વરે મોકલેલો દૈવી દૂત છે. બાદશાહ એટલે બાદશાહતનો રખેવાળ...હજુર, આ જ આર્યદેશના ચક્રવર્તી રાજાઓએ વચનને ખાતર પત્નીને વેચી છે...રાજધર્મને ખાતર પોતાના હાથે પોતાના બેટાઓને કાપી નાખ્યા છે. એવા પ્રાતઃસ્મરણીય ચક્રવર્તી રાજાઓની સાથે સાથે આપનું નામ રટવાનું પણ હિંદુસ્તાની પ્રજાએ શરૂ કર્યું છે...આલીજાહ, આજે ફારસી મહાભારત સંપૂર્ણ નથી થયું, આજે તો રજબનામાના રાજધર્મનો પ્રારંભ થયો છે...એ રાજધર્મના પ્રવર્તક બાદશાહના કદમમાં મારા એક પ્રાણને બદલે ઈશ્વર સો પ્રાણ પૂરે તો સોયે ન્યોછાવર કરી દઉં.

"હા, મહારાજ, સંસારમાં સૌથી સુખીમાં સુખી અને સૌથી દુઃખીમાં દુઃખી બાદશાહ છે...દિલમાં અંગારાના હજાર હજાર દાહ ઊઠ્યા હોય છતાં જે બાદશાહ હસતાં હસતાં કુરબાની કરી શકે છે તે સાચો બાદશાહ છે...મહાભારત આ બધી વાતો કહે છે, આપ કરી રહ્યા છો...

કૃપાનિધાન, રાજા એટલે અકબરશાહ!

"ના, રાજા, ના-ના." બાદશાહે આક્રંદ કર્યું. તેની આંખો આંસુથી છલકાઈ ગઈ; તૂટતા અવાજે શાહ બોલ્યો, "બીરબલ વિનાનો અકબરશાહ એટલે નૂર વિનાની આંખો. જાન વિનાનું જીસ્મ; રાજાજી! રાજા એટલે અકબરશાહ નહિ, રાજા એટલે રાજા બીરબલ!...રાજા બીરબલ!"

સૂરજભગવાન જાણે આ માનવસિંહના આંસુથી છોભીલા પડી જલદીથી પશ્ચિમ ક્ષિતિજમાં સંતાવા દોડવા માંડયા. નિર્જન અને નીરવ મકતબખાનાને એક વખત આંખ ભરી જોઈ લઈ અકબરશાહ પગપાળો ફત્તેહપુર–સિક્રીના મુખ્ય દરવાજા તરફ ચાલવા લાગ્યો.

દરવાજાની બહાર છાયાસમા વફાદાર હજુરિયા અતગબેગ અને કલ્યાણમલ ચૂપચાપ, ઘોડાઓ સાથે તૈયાર લઈ ઊભા હતા.

બાદશાહ દરવાજાની બહાર જઈ શહેર તરફ મોઢું કરી ઊભો.

સંધ્યા થઈ ચૂકી હતી.

બાદશાહ થોડી ક્ષણ વિશાળ દરવાજામાંથી દેખાતા નષ્ટવૈભવ ફત્તેહપુર–સિક્રીને જોઈ રહ્યો.

પછી......

ધીમે રહી નીચે વળી તેણે જમીન પરથી થોડી ધૂળ લઈ પોતાના મંડીલમાં નાખી અને ઝટ ઘોડા પર સવાર થઈ ચાલવા માંડયો.

દૂર દૂરની મસજિદમાંથી સંધ્યાના સૂચકરૂપ ધીમી ધીમી ચેતનવંતી બાંગ સંભળાતી હતી:

'અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!'



સુલાહ કુલ! સર્વ સહ! સહૃદયતા!

तान हद्द मियां तानसेन,
हद्द बुद्धि बलवीर
शाह हकां शा' अकबरां
टोडर मल्ल वजीर.

—कवि गंग

# તવારીખ

## રાજરાજેશ્વર

દિલ્હીશ્વરોવા જગદીશ્વરોવા !

અકબરશાહ માટે સંસ્કૃત સાહિત્યના છેલ્લા મહાકવિ જગન્નાથ પંડિતે ગાયું છે. ત્યારે ગુજરાતના મહાકવિ ન્હાનાલાલ પણ શાહ માટે ગાય છે :

ઇતિહાસમાં બીજું ઇબાદતખાનું નથી;

ઇતિહાસમાં બીજો અકબરશાહ નથી.

અકબરશાહ એટલે

જગતની બાદશાહમાળાનો મેર.

ઇતિહાસમાં અકબરશાહ હતો

एकमेवाद्वितीयः

જેના કબ્રસ્તાન પર આંસુ સારતાં 'કૈઝર અકબર'નો જર્મન લેખક કાઉન્ટ નોઍર અન્ય કોઈપણ સ્થળ કરતાં પોતાના હૃદય અને આત્માનો તલસાટ વધુ તીવ્રતાથી અનુભવે છે, જેનું નામ લેતાં હજુ પણ પ્રત્યેક હિંદુસ્તાની માનમાં પોતાનું શીર નીચું ઝુકાવે છે, એ હિંદુસ્તાની અકબરશાહનાં કોણે વખાણ નથી કર્યાં ?

કોન કહે છે ઇતિહાસના ખુંખાર રાજવીઓમાં અકબર કરતાં

વધુ ઉજ્જવળ નામ ક્યાંય નહિ મળે. સ્લીમેન કહે છે કે કવિઓનું નામ લેતાં જેમ શેક્સપિયર નજર આગળ તરવરે છે તેમ રાજવીઓનાં નામ લેતાં અકબરશાહ નજર આગળ ખડા થઈ જાય છે.

આ તો અકબરશાહના પ્રશંસકોની વાત થઈ પરંતુ એમના કટ્ટર વિરોધી ટૉડસાહેબ પણ અંતે કહે છે: અકબરશાહ હિંદુસ્તાનનો સૌથી મહાન રાજવી છે. આયર્લૅન્ડ તેને પૂર્વનો સૌથી મહાન સમ્રાટ માને છે અને એચ. જી. વેલ્સ તેને દુનિયાના મહાન રાજવીઓમાંના એક તરિકે સ્વીકારે છે. ત્યારે મીસરનો એક પાશા તેને મૂસા નબીથી તે અત્યાર સુધીના ધાર્મિક, વૈજ્ઞાનિક, રાજકીય યા સામાજિક કોઈપણ ક્ષેત્રના મહાન જ્યોતિર્ધરોમાં સૌથી શ્રેષ્ઠ માને છે. મહાન ઇતિહાસવેત્તાઓ: હોલ્ડન સાહેબ ને હેવેલ, લેનપૂલ અને મેલીસન, સર હેનરી ઇલિયટ અને લોર્ડ એલ્ફીન્સ્ટન, અકબરશાહનો જમણો હાથ રૂપ પ્રધાનમંત્રી અબુલફઝલ અને તવારીખકાર ફિરિશ્તા, અકબરી દરબારના એક ધર્માંધ સરદાર મશહૂર તવારીખકાર મૌલાના અબ્દુલ કાદિર બિદૌની અને છેલ્લી પચ્ચીસીઓના, શમસૂલ-ઉલૂમા મૌલાના મહમ્મદ હુસેન આઝાદ બધું કહી રહ્યા પછી એક જ વાત ઉચ્ચારે છે:

એકમેવા દ્વીતીયમ્.

આવા હતા શાહનશાહ જલાલુદ્દિન અકબર: રાજરાજેશ્વર—રાજાધિરાજ.

## રાજા

અને એમના હતા રાજા બીરબલ. નવરત્નોમાંના એક રત્ન. બેહજારી મનસબદાર. મુસાહિબે દાનીશમંદ. બુદ્ધિમાન મંત્રી—મિત્ર, કવિ.

કાશ્મીરથી ગુજરાત અને મારવાડથી કાશી સુધીના લોકોએ બીરબલજીને પોતાના કહેવડાવવા પ્રયત્ન કર્યો છે. એક દંતકથા કહે છે કે બીરબલજી કાન્યકુબ્જી બ્રાહ્મણ હતા. ચોબા હતા. હમીરપુર જિલ્લાના

રહેવાસી હોઈ 'અમીર–ઉલ્–ઉમ્રા રાજા ભગવાનદાસ મારફતે તેઓ અકબરશાહ પાસે પહોંચ્યા હતા. જોધપુરવાળા મુનશી દેવીપ્રસાદજી માને છે કે બીરબલનું અસલ નામ બ્રહ્મદાસ હતું. એ સરસ કવિ હતા, બ્રાહ્મણ હતા, સંસ્કૃત અરબી અને ફારસી એકધારું બોલતા ને લખતા. કાલ્પી રેવા વગેરે રાજ્યોમાં ફરતાં ફરતાં કવિત્વશક્તિના જોરે અકબરશાહની પાસે તેઓ પહોંચી ગયા. કેટલાક લોકો કહે છે કે બીરબલ કાશીના બ્રહ્મભટ હતા. ચારણ હતા. બુંદેલખંડીઓ કહે છે કે બીરબલ ટેહરી ગામનો ધનાઢ્ય બ્રાહ્મણ હતો અને રાજા ટોડરમલ મારફતે શાહ સાથે એને ઓળખાણ થઇ હતી. ત્યારે એક હિંદી લેખક, કવિ શીવરાજ ભૂષણના બે દોહા આપી સાબિત કરવા માગે છે કે બીરબલનો જન્મ કાનપુર જિલ્લાના ત્રિવિક્રમપુર ગામમાં થયો હતો. બીજી બાજુ કેટલાક એમ માને છે કે બીરબલ દિલ્હીનો જ એક ગરીબ બ્રાહ્મણ હતો. તેનું મૂળ નામ સુપ્રનાથ. એક તમાશો જોતાં જોતાં શાહ સુપ્રનાથના બુદ્ધિચાતુર્ય પર મુગ્ધ થયા અને તેને પોતાની પાસે રાખ્યો. ત્યારે જયપુરવાસીઓ એમ માને છે કે બીરબલનો જન્મ અજમેર પાસેના એક ગામડામાં થયો હતો. મૂળમાં તે ગરીબ લક્કડહારો હતો. એક દિવસ શિકારે નીકળતાં બાદશાહને તેની સાથે મુલાકાત થઈ અને તેના બુદ્ધિબળ ઉપર આફરીન થઈ બાદશાહે તેને મિત્ર બનાવીને રાખ્યો. પણ મારવાડના લોકો બીરબલને મકરાનાનો ગરીબ મારવાડી બ્રાહ્મણ સમજે છે, જેણે સૌથી પહેલી સંગેમરમરની ખાણ વિષે સાંભરના હાકેમને ખબર આપી હતી. પછી તે અંગેજ તે બાદશાહના પરિચયમાં આવ્યો, અને તેમનો અત્યંત કૃપાપાત્ર બન્યો. ડૉકટર ગ્રીઅરસન બીરબલને પૂર્વજીવનમાં મહેશ ભાટ તરીકે ઓળખાવે છે. બિદૌનીના શબ્દો પર વધુ ભરોસો રાખી શકાય કારણ કે તે સંસ્કૃતનો સમર્થ પંડિત હોઈ અકબરશાહના ખાસ સરદારોમાં એક હતો વળી બીરબલનો સમકાલીન હતો. અને રામાયણ ઇત્યાદિ ગ્રંથોના ફારસી અનુવાદો કરવામાં તેમ જ બાદશાહ અને રાજાજીની સાથે સાથે રણક્ષેત્રોમાં

જનાર પણ તે હતો. તે કહે છે કે બીરબલનું મૂળ નામ બ્રહ્મદાસ હતું. એ જાતનો ભાટ અને ધંધે કવિ હતો. 'ભારતના વીરપુરુષો 'માં બીરબલને કાલ્પીનો ભાટ વર્ણવ્યો છે. તેણે પોતાના ગીતોથી દીલ્હીને ઘેલું બનાવ્યું અને તે રીતે રત્નપારખુ અકબરશાહની નજરે ચઢયો અને તેમનો થઈગયો. ત્યારે આધુનિક ઈતિહાસનવેશ વિન્સેન્ટ સ્મિથ લખે છે કે બીરબલ મૂળ ગરીબ બ્રાહ્મણ હતો. કાલ્પીનો રહેવાસી અને નામે મહેશદાસ.

આ વાતોમાંથી ભલે ગમે તે સાચી વાત હો પરંતુ એટલું તો નિઃસંદેહ છે કે રાજા બીરબલ પ્રારંભમાં બહુ જ ગરીબ હતા. તેમનું અનુપમ બુદ્ધિચાતુર્ય, કવિહૃદય અને વિનોદીવૃત્તિને અંગે તેઓ અકબરશાહ જેવા સમ્રાટના જમણા હાથ રૂપ બની ગયા. બીરબલ ઐતિહાસીક વ્યક્તિ હતી એટલે પછી ભલે મૂળ નામ હોય મહેશ, સુપ્રનાથ યા બ્રહ્મદાસ. ૨૦૦૦ની મનસબદારી આપી બીરબલને રાજાની પદવી આપી એ તો મુન્તખિબુત્તાવારીખવાળા બિદૌની અનેઅકબર-નામાના તથા આઈને અકબરીના કર્તા, સમર્થ બાદશાહ અકબરના વિદ્વાન–પ્રધાન મંત્રી અબુલફજલે માન્ય કરેલી હકીકત છે. ઈકબાલ–નામ–એ–જહાંગીરમાં બીરબલને બે પુત્રો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. યુસુફજાઈ પઠાણો સામે રાજાજીનું સેનાપતિ તરીકે લડવા જવું અને મરણ પામવું એ તો અબુલફજલથી માંડી વિન્સેન્ટ સ્મિથ સુધી બધાએ કબૂલ કરેલી ઐતિહાસિક ઘટના છે. પ્રયાગના કિલ્લામાં સાધારણતઃ જે અશોકસ્થંભ તરીકે ગણાય છે તેના પર એક લેખ છે "સંવત ૧૬૩૨ શાકે ૧૪૯૩ માર્ગ વદી ૫ સોમવાર ગંગાદાસ સુતમહારાજ બીરબલ શ્રી તીરથરાજ પ્રયાગ કી યાત્રા સફલ લિખિત." કલકત્તાના વિક્ટોરીઆ મેમોરીઅલ કલેક્શનમાં નવરત્નોનું એક બહુ જૂનું ચિત્ર છે જેમાં રાજા બીરબલ બાદશાહની બાજુમાં જ બેઠેલા છે. બાદશાહે

વસાવેલા નવા શહેર ફત્તેપુર–સીક્રીમાં શાહી રાજમહેલની પાસે જ બીરબલની હવેલી હતી જે હજુ તેના જૂના નામે ઓળખાય છે.

ટૂંકમાં બીરબલ હતા–ઐતિહાસિક વ્યક્તિ. કેવળ કલ્પના નહિં અથવા કલ્પનાના રંગે વધારે પડતી ચીતરેલી કોઈ અકબરી દરબારના સાધારણ સરદારની કથા નહિ. રાજા બીરબલ વિદુષક હશે, હાજર—જવાબી હશે, વિનોદી હશે, કવિ હશે, પરંતુ તેથી ય વિશેષ બહુ વિશેષ, કંઈ પણ હોવા જ જોઇએ; નહિ તો અકબરશાહ જેવા ગુણગ્રાહી અને અસલ રત્ન પારખુ રાજવીની આટલી હદ સુધીની કૃપા તેઓ મેળવી શકે નહિ. રાજાજીની વિનોદી વાર્તાઓમાં તેમની પત્ની અને દીકરીનો ઉલ્લેખ છે. પરંતુ આ સિવાય તેમના વિષેની વાતો એટલી જ અચોક્કસ છે જેટલી કાલિદાસ વિષે. હા, અકબરી યુગના બે સમર્થ કવિઓ, કવિ ગંગ અને કવિ કેશવે બીરબલની અદ્વિતીય દાતા તરિકે જ તેમનાં કાવ્યોમાં પ્રશંસા કરેલી છે.

## વાર્તાઓ

હિંદુસ્તાનને ખૂણેખૂણે લોકપ્રિય થયેલી બાદશાહ અને બીરબલની લગભગ દોઢસો ઉપરાંત વાર્તાઓ બધીય ખરી બનેલી હશે એમ કહેવું એ ખોટું છે. એક મહાન વ્યક્તિની અથવા કોઈ મહાન ઘટનાની આસપાસ વર્ષોના વહેવા સાથે અનેક વાર્તાઓ વહેતી થાય છે. બનવા જોગ છે કે તે બધીય ખરી ન હોય પરંતુ તેમાંથી થોડીક, અમૂક અંશે, ગલ્પ હોવા છતાં, સત્ય હોવી જ જોઇએ. કુરુક્ષેત્રમાં ભગવાન કૃષ્ણના મુખે ઉપદેશાયેલી ગીતા ભલે અત્યારે તેના મૂળ સ્વરૂપમાં ન હોય પરંતુ ગમે તે એક નાના સ્વરૂપમાં તો તે હોવી જ જોઇએ. તેવી જ રીતે બાદશાહ બીરબલની વાતો વિષે સમજવું જોઇએ. જો કે અકબરશાહ જેવો વિદ્યાવ્યાસંગી સમર્થ સમ્રાટ જેના

પુસ્તકાલયમાં ૨૪૦૦૦ પુસ્તકો કોઈ પણ તકે વંચાવા તૈયાર રહેતાં, જેના કલાગૃહમાં સત્તર સત્તર સમર્થ ચિત્રકારો એકસરખું કામ કરતા રહેતા, જેના દરબારમાં ૫૯ કવિઓ અને ૧૪૨ પંડિતો અહર્નિશ વાદવિવાદોમાં નિમગ્ન રહેતા, જે બાદશાહ દર્શનશાસ્ત્રો પછવાડે લગભગ દિવાનો હતો અને જેની બુદ્ધિપ્રતિભા અને સ્મરણ-શક્તિ એટલી તીવ્ર હતી કે મહાભારતનું ફારસી ભાષાંતર કરતા ફૈઝી, દેવી મીશ્ર, બિદૌની ઈત્યાદિ પંડિતો વિચાર કરતાં જ્યાં અટકતા ત્યાં તે તેમને ભૂલેલી વસ્તુ તરત યાદ દેવડાવતો ! એવા બુદ્ધિપ્રગલ્લભ, યુદ્ધવિશારદ, ચાણક્ય રાજવીને ચાલુ વાર્તાઓમાં ચિતરેલા અકબરશાહ સાથે સરખાવવા કેવળ હાસ્યાસ્પદ છે. વાર્તાઓ બીરબલની ચાતુર્ય પ્રશંસા માટે ઉપજાવી કાઢેલી અથવા તો કોઈ લેખકે પોતાના ચાતુર્યને દર્શાવવા બાદશાહ–બીરબલના નામે ઉપજાવેલી વાર્તાઓ છે.

છતાં, પ્રસ્તુત વાર્તાઓનો આત્મા અકબરશાહ અને બીરબલનું ઝાંખુ દર્શન કરાવે છે.

### મુલ્લા દોપ્યાઝા અને કાલિદાસ

નવરત્નોમાંના એક મુલ્લા દોપ્યાઝા વિષે પણ ઉર્દૂ સાહિત્યમાં અનેક વાતો છે. મુલ્લા દોપ્યાઝા વિદ્વાન હતા. આખું કુરાન તેઓને જીવ્હાગ્રે હતું. એ જરા ધૂની હતા. તેમનું નામ જ ( દો પ્યાઝ = બે ડુંગળીઓ ) તેમનો રંગઢંગ સૂચવી દે છે. તેમની વાર્તાઓમાં તેઓ બીરબલ કરતાં વધુ મશ્કરા અને બીરબલને બેવકુફ બનાવનારા ચીતર્યા છે. દોપ્યાઝાની વાર્તાઓ, કવિ કાલિદાસ અને ભોજની વાતો અને બીરબલ–બાદશાહની વાતોમાં કોઈ કોઈ જગ્યાએ અજબ સામ્ય છે. વાર્તાઓમાં બીરબલનું નામ બદલી દોપ્યાઝા અથવા કવિ કાલિદાસ મૂકી દીધું હોય એમ જણાય છે. કાં તો પછી કવિ કાલિદાસના પ્રસંગો બીજા બન્નેના નામે ગોઠવી દીધાં હોય. અસ્તુ.

હાજરજવાબીમાં રાજા બીરબલ એકમેવાદ્વિતીયમ્ હોવા જ જોઈએ, નહિ તો આટલી, સર્વવ્યાપી પ્રશંસા તેઓ ન મેળવી શક્યા હોત. નવરત્નોમાં નવેનવ બાદશાહ જેવા ઝવેરીએ કસીને ભેગા કરેલા રત્નો જ હતા. પરંતુ ચાતુર્યવિનોદમાં રાજાજી એક જ–અદ્વિતીય.

## મિત્ર

એક ઇતિહાસવેત્તા કહે છે કે રાજા બીરબલ જ્યારે બહુ કંગાળ અવસ્થામાં હતા ત્યારે શહેનશાહ અકબરે તેમને મિત્ર કહીને બોલાવ્યા હતા અને તેથી જિંદગીપર્યંત શાહે રાજાજી સાથે મિત્ર તરીકે જ વહેવાર રાખ્યો હતો. આ કારણથી રાજાજી ઘણી વાર વધુ પડતી છૂટ લઈ લેતા છતાં શાહ કંઈ બોલતા નહિ. બિદૌનિ પણ ઉલ્લેખે છે કે રાજા એક જ હતા કે જે શાહી જનાનામાં વિના સંકોચે એકલા જઈ શકતા. એટલું જ નહિ પણ કેટલીક ધાર્મિક માન્યતાઓ તરફનો બાદશાહનો પૂરો પક્ષપાત રાજાને લઈને જ હતો.

બાદશાહોનાં આંતરિક જીવન પણ બહુ વિચિત્ર હોય છે. જગત વિજેતાઓમાં જેનું નામ ગણાય છે એવો નેપોલીઅન તેના આંતરિક જીવનમાં દુઃખી હતો. કોઈ પણ બાદશાહના આંતરિક જીવનમાં ડોકિયું કરતાં કોઈ વાર રસ્તા પર સૂઈ રહેનાર ભીખારી તેના કરતાં વધુ સુખી જણાય છે. બાદશાહને, બાદશાહ હોવાને લીધે એક એવી મર્યાદામાં રહેવું પડે છે કે જ્યાં પિતા, પુત્ર, પત્ની, બંધુ, મંત્રી કોઈથી પણ જઈ શકાતુ નથી–ત્યા બાદશાહ જઈ શકતો નથી; તેટલા પૂરતો તે એકલો છે, બંધનયુક્ત છે. પૂર્વના ચક્રવર્તિ રાજાઓ રાજ્યકારભારથી સંતપ્ત યા ભારે થયેલા મન અને હૃદયને હળવું કરવા અને પોતાના હૃદયની સહજ સામાન્ય વાતોને બહિર્મુખ કરવા દેખીતા મૂરખ છતાં અંદરથી બહુ ડાહ્યા એવા વિદુષકોને બાળપણથી જ પોતાના મિત્ર તરીકે અહોનિશ પાસે રાખતા.

ગાંડા હાથિઓની પીઠો પર કૂદનાર અને ભૂખ્યા સિંહો સાથે એકલે હાથે ખેલનાર મહાપરાક્રમી અકબરશાહ રાજ્યકારભાર અને સમરાંગણમાં એક સરખા મહાન હતા. તેમની બુદ્ધિ અને શક્તિ અદ્ભૂત હતાં. છતાં, બાદશાહ હોવાને લઈ, તેમના જીવનમાં એક વાતની જરૂર ઊણપ રહેલી હોવી જોઇએ જે રાજાજીએ પૂરી કરી હોય; નહિ તો બાદશાહની આટલી નિકટ એ આવી ન ચૂકયા હોય. આટલા પ્રિય થઈ પડયા ન હોત !

રાજા બીરબલ એકલા હાજરજવાબી ન હતા. એકલા કવિ ન હતા. એકલા રસિક ન હતા. મિત્ર હતા, પૂરા મિત્ર, દરેક પ્રસંગે મિત્ર. કલમ ને તલવારમાં તેઓ બાદશાહની પડખે હતા—સાથી હતા. સમર્થની પાસે સમર્થ જ ટકે ને ! બાદશાહની બુદ્ધિ તથા હૃદયને મિત્રની નિકટતાનો જે કાયમી સહવાસ જોઇતો હતો તે રાજા બીરબલ આપી શકયા હતા. ફત્તેહપૂર–સીક્રીના રાજમહેલના ખંડેરો પાસે જ હજુ પણ ઊભી રહેલી રાજા બીરબલની હવેલી તેનું સ્પષ્ટ પ્રમાણ નથી ? મકાનની નિકટતા હૃદયની નિકટતા જ સૂચવે છે. ઇતિહાસકાર સ્મિથ સાહેબ જણાવે છે કે બાદશાહના મનના વિચારો જાણી જવાની અદ્ભુત શક્તિ રાજાજી પાસે હતી અને બાદશાહ તેમને અહર્નિશ પોતાની પાસે રાખવાનું પસંદ કરતા.

બિદ્વોની કહે છે કે ૨૦૦૦ ની મનસબદારી તો માત્ર નામની હતી, બાકી બાદશાહ ખાનગીમાં લાખો રૂપિયા અને ઝવેરાત રાજાજીને ઇનામમાં આપતા. કેમ ? માત્ર પોતાને હસાવવા માટે ? માત્ર ખુશ કરવા માટે ? ના, નહિ.

બાદશાહે રાજાજીને તલવાર પકડતાં પણ શીખવાડી હતી. સમરાંગણોમાં સાથે ફેરવ્યા હતા. મિત્રતાની સાથોસાથ રાજધૂરાનું વજન પણ તેમના પર આવવા દીધું હતું. અકબરશાહ પોતાના એક ફરમાનમાં રાજાજીને પોતાની સભાના એક સ્થંભ તરીકે વર્ણવે છે. હતું

પણ તેમ જ. બુદ્ધિચાતુર્યથી કેટલીક લડાઇઓને દૂર કરવાનું કામ તેમનું હતું. શાહી એલચી અને સંધિવિગ્રહક તરીકે તેઓ કામ કરતા. ડુંગરપુર ને ચોરા, કલીંજર ને મલબાર, મુલતાન ને રેવા વગેરેના રાજાઓ અને શહેનશાહ વચ્ચે જામતી કડવાશ દૂર કરી નાહકની લડાઈ–પાયમાલીમાંથી તેમણે નાના રાજાઓને ઈજ્જતભેર બચાવી લીધા હતા.

બિદૌની ૨૬૮ લખે છે કે બીરબલની સ્મરણશક્તિ ઘણી જ પ્રબળ હતી. હાજરજવાબી અને વિનોદી વાતો કહેવામાં તે અનુપમ હતો. કોઈ વાર, કેવળ ઈશારા અને ચેષ્ટાથી તે બાદશાહના મનની બધી વાત સમજી શકતો.

રાજાનો દેહાન્ત થયો ફાગણ સુદ ૨ ને ગુરુવાર, ૧૮ મી ફેબ્રુઆરી ૧૫૮૬–યુસુફજાઈ પઠાણો સામે લડતાં લડતાં.

ઈકબાલ–નામ–એ–જહાંગીરમાં લખ્યું છે કે સિંહાસનારૂઢ થયા પછી આજસુધીમાં શાહનશાહને કદાપિ આવો શોક થયો ન હતો. અબુલફજલ કહે છે કે શાહના હૃદય પર તે કારી ઘા હતો. બિદૌની પણ લખે છે: એ લડાઇમાં (પીર રોશનાઇવાળા પઠાણો સામેના શાહી યુદ્ધમાં) ઘણા મોટા મોટા અમીરો માર્યા ગયા હતા, પરંતુ બાદશાહને બીરબલ માટે જેટલો શોક હતો તેટલો કોઇના માટે પણ ન હતો. એક સ્થળે ૨૫૮ ઉલ્લેખ છે કે બાદશાહે બે દિવસ સુધી અન્ન નહોતું લીધું અને મરિયમ બેગમે ત્રીજે દિવસે બળાત્કારે બાદશાહનો શોક છોડાવ્યો હતો.

અકબરનામાના અંતે અબુલફજલની મનશિયાતમાં અકબરશાહે ગુજરાતના સૂબા અને શાહી સૈન્યના અદ્ભુત સિપહસાલાર ખાનખાનાન પર એક પત્ર પાઠવ્યો હતો તે ઉતાર્યો છે. ખાનખાનાન

સંસ્કૃત અને વ્રજભાષાના રસિક કવિ હતા અને ફૈજી તથા અબુલ-ફજલની જેમ રાજાજીના ખાસ મિત્ર હતા. તે પત્રમાં શાહ ફરમાવે છે:

"—એ લડાઇમાં (યુસુફજાઈ પઠાણો સાથેની) અમારી સભાના સુપ્રસિદ્ધ બહુમૂલ્ય રત્ન, અમારા દરબારના સ્થંભ, બુદ્ધિમાન મંત્રી રાજા બીરબલ કે જે પોતાને અમારી મિત્રતામાં હારી ચૂકયા હતા તે એકાએક આ અસાર સંસારનો ત્યાગ કરી ગયા.

આ દુઃખથી અમારો આનંદ નાશ પામ્યો. હવે અમને સંસાર જનશૂન્ય દેખાય છે......આ અણચિંતવી આફતે અમારા હૃદય પર સખત આઘાત કર્યો છે. દુઃખ ! મહાદુઃખ ! દુન્યવી સુખની મદિરામાં દુઃખરૂપી કચરો ભરેલો છે—અહીંયાંની મીઠાઈઓમાં વિષ ભરેલું છે......તેમના વિયોગનો કારી ઘા અમારા હૃદયમાં એવા પ્રકારનો અને એટલો ઊંડો લાગ્યો છે કે જે ન વર્ણવી શકાય તેવો છે. ન સંપૂર્ણપણે વ્યક્ત કરી શકાય એવો છે."

ઉપર્યુક્ત શબ્દો બાદશાહનો પ્રેમ અને મિત્રતા રાજાજી માટે કઈ કોટીનાં હતાં એ સ્પષ્ટ દર્શાવે છે. તેમનો વિયોગ અને વ્યાકુળતા ગમે તેવાના હૃદયને અસર કરે તેવાં છે......કહે છે કે અકબરશાહ કવિ પણ હતા—રાજાજીના મરણ પછી તેમણે બે દોહરા લખ્યાનું કહેવાય છે:

દીનજાન સબ દીન, એક દુરાયો દુઃસહ દુઃખ,
સો અબ હમકો દીન, કુછ નહિ રાખ્યો બીરબર.
પીથલ સો મજલિસ ગઈ, તાનસેન સો રાગ;
હંસીબો, રમીબો, બોલીબો, ગયો બીરબર સાથ.

શહેનશાહ અકબર અને રાજાજી વચ્ચેની મિત્રતા અને નિકટતા વિશે આથી વિશેષ કહેવાનું રહે છે?

કહેવાય છે કે ફત્તેહપુર–સીક્રી રાજધાની છોડયા પછી અકબરશાહ ફરી પાછા ત્યાં નહોતા ગયા. લાહોરથી આગ્રા આવ્યા હતા અને કચેરી ત્યાં જ રાખી હતી.

## મંત્રી

રાજાજી પોતે સંધિવિગ્રહક તરીકે કામ કરતા. એક તવારીખ-કાર કહે છે : સન ૧૫૬૯ માં રાજા બીરબલે મલબારના રાજા કજલીના વકીલની શાહ સાથે મુલાકાત કરાવી વ્યાપાર ઇત્યાદિ વિષે સારો સંબંધ શરૂ કર્યો.

મુલતાનના યુદ્ધમાં ચાતુર્યથી દુશ્મન રાજાનું મન મનાવી લડાઈનો જલદી અંત લાવવા રાજાજીને બુદ્ધિમાન મંત્રીની પદવી અપાઈ હતી. સન ૧૫૭૨ માં ગુજરાતની લડાઈ વખતે અકબર-શાહની સાથે રાજા બીરબલ પણ સમરાંગણમાં જ હતા. ૧૫૭૩માં ચોરાગઢના યુદ્ધમાં જેનખાં સાથે રાજા સેનાપતિ તરીકે ગયા અને ચોરા નરેશને વાકપટુતાથી સમજાવી બાદશાહ આગળ કિંમતી નજરાણાં મોકલાવી નમાવ્યો. ૧૫૭૫ માં નગરકોટના રાજાને તેવી જ રીતે સમજાવ્યો. ડુંગરપુરના રાજાને પણ તેવી જ રીતે વ્યર્થ લડાઈમાં ઊતરતાં રોકી બાદશાહ સાથે સંધી કરાવી.

નવરત્નોની બેઠકોમાં તેમની હયાતી, તેમના મંત્રીપદની યોગ્યતા અને યથાર્થતા સૂચવે છે. પ્રધાન અમાત્ય અબુલફઝલ અને રાજા ટોડરમલ જેવા તેઓ ન હતા. ન તો રાજા માનસિંહ, રાજા ભગવાન અને ખાનખાનાન જેવા અપ્રતિમ સેનાધિપતિ હતા, પરંતુ બન્ને બાજુએ પોતાની શક્તિનો પરચો દેખાડી શકે તેવા હતા. એટલુંજ નહિ; પોતાના સ્વામીની સેવામાં શાહી લશ્કરના સેનાપતિપદે સમરાંગણમાં લડતાં લડતાં છેવટે તેમણે દેહત્યાગ કર્યો.

સ્મિથ કહે છે રાજાજીને પઠાણો સામે મોકલવામાં અકબરની ભૂલ હતી. પરંતુ એ સ્મિથ સાહેબની ભૂલ છે. ચૌદ વરસની ઉમ્મરથી જે સમરાંગણો જીતતો આવ્યો છે એવો પરમ યુદ્ધવિશારદ શહેનશાહ અકબરશાહ અશક્તિમાન યા અધુરાને સેનાપતિપદે ન મોકલાવે! મિત્ર હોય તો યે અને મંત્રી હોય તોયે. પ્રતિકૂળ સંજોગોમાં થતી પીછેહઠ તો ભલભલા જગત-વિજેતાઓએ કરેલીછે. રાજાજી એવા સંજોગોના ભોગ બન્યા એટલું જ.

## હિન્દુ—મુસલમાન સુલહ-યે-કુલ!

"હિન્દુ મુસલમાનનો અજબ સમન્વય એ અકબરશાહ." મહાકવિ ન્હાનાલાલ મુક્તકંઠે કહે છે.

શહેનશાહ અકબરના બાળપણના ગુરૂ અબ્દુલ લતીફસાહેબે એક મંત્ર તેમને શીખવાડ્યો હતો—સુલહયે કુલ. દરેક સાથે સુલેહ. દરેક સાથે સહૃદયતા. અકબરશાહ જીવ્યા ત્યાં સુધી એ મંત્રને વળગી રહ્યા. એ ખરું કે ગોંડવાણાની રાણી દુર્ગાવતીના પ્રદેશને તેમણે આક્રમણ કરી જીત્યો. દક્ષિણને તેમણે લાંચરૂશ્વતથી ફોડયું. પરંતુ દુશ્મનો તરફ તેમણે દયા અને માનથી જોયું છે. ચિત્તોડ પડ્યા પછી જયમલ પતા જેવા વીર દુશ્મનોની મૂર્તિઓ તૈયાર કરાવી તેમણે આગ્રાના કિલ્લાના દરવાજા આગળ મૂકાવી. પ્રેમ અને સહૃદયતાથી તેમણે પ્રતિસ્પર્ધિઓ અને પારકાઓને જીતવા હમેશાં તનતોડ પ્રયત્ન કર્યો અને તેથી જ તેઓ હિંદુસ્તાનમાં વિશાળ સામ્રાજ્ય સ્થાપી તેના ઊંડા પાયા નાખી ગયા. અને એ ઊંડા પાયામાં હિંદુ અને મુસલમાનોનાં લોહીની સરખી કુરબાનીઓ હતી. શાહના બે હાથ સમા હિંદુમુસલમાન સરદારો એકમને એકચિત્તે સમરાંગણોમાં ઝઝૂમતા અને જીતતા. એ જીતનું કારણ હિંદુ—ઈસ્લામનો સમન્વય હતો—અકબરશાહ હતા.

સમન્વય—

એકલી લડાઈમાં જ ?

ના.

સાહિત્ય, સંગીત, કલા, શિલ્પ, ધર્મ, સમાજ—જ્યાં જુઓ ત્યાં, હિંદુ–મુસલમાનને એક કરવા, હિંદુસ્તાની બનાવવા અકબરશાહે સુંદર અને સ્તુત્ય પ્રયત્નો આદર્યા હતા.

ફતેહપુર-સીક્રીની નવી રચાતી મહેલાતોમાં કે આગ્રાના નવા બનતા કિલ્લામાં, ઈરાનથી ખાસ બોલાવેલા બાગવાનોના હાથે તૈયાર થતા બગીચાઓમાં કે ફારસી ગુરુ અને હિંદુ શિષ્યનાં ચિત્રકામોમાં, જ્યાં જુઓ ત્યાં, હિંદુસ્તાની અને ઈરાની સંસ્કૃતિનો સુમેળ સાધવા માંડયો હતો. રાજપૂતોના જેવા થોભિયા અને દાઢીમુંડન મૂળ તુર્કી શાહેનશાહ અકબરે જાતે સ્વીકાર્યા. અચકન અને કસોવાળા અંગરખાં, બંદેશ, પાઘડી, દુપટ્ટા અને કમરબંધ અકબરશાહના દરબારમાં બેસતા તુર્કી, ફારસી, તુરાની અને અફગાની સર્વ સરદારોએ સ્વીકાર્યા. રાજ્યકારભાર અને સામાજિક વ્યવહારોમાં જે જે સંસ્કૃતિમાંથી અને જે જે ધર્મમાંથી જેટલું લેવા યોગ્ય લાગ્યું તેટલું લીધું—અને સર્વને સ્વીકારવા બાદશાહે પ્રેમભર્યો આગ્રહ કર્યો.

જહાંગીર બાદશાહ પોતાના પિતા અકબરશાહ વિષે તુઝુગે-જહાંગીરીમાં લખે છે કે "...તે કોઈના પણ ધર્મનો દ્વેષ ન કરતાં સર્વ ધર્મ સાથે સમભાવ અને સહાનુભૂતિથી વર્તતા. પ્રત્યેક ધર્મમાં પુષ્કળ સારી વાતો છે અને તે સમજી લેવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે એમ તે માનતા...મારા બાબા અકબર બહુ ગુણગ્રાહક હતા. તે પોતાના નોકરો અને સરદારોમાં હિંદુ–મુસલમાન એવો પક્ષભેદ ન કરતાં પ્રત્યેકને પોતાની કર્તવ્યગીરી પ્રમાણે આગળ વધવાની સલાહ આપતા......"

શાહે હિંદુઓના કેટલાક ઉચ્ચ સંસ્કારોને તત્પરતાથી અપનાવ્યા પણ તેટલી જ ઉગ્રતાથી સતી જેવા કુસંસ્કારોને દફનાવી પણ દીધા.

અને ધર્મ વિષે તો, જહાંગીરશાહ લખે છે તેમ, કોઈના પણ ધર્મમાં એહસ્તક્ષેપ કરતા નહિ. અબુલફઝલ અકબરનામામાં લખે છે કે બાદશાહ સઘળા ધર્મોમાંથી ઉત્તમતા અને સત્ય ગ્રહણ કરતા. આગ્રામાં ખ્રિસ્તી ધર્મની ઉપાસના માટે તેમણે દેવળ બંધાવ્યું. અબુલ-ફઝલના કહેવા પ્રમાણે બ્રાહ્મણોની જેમ દિવસમાં એક જ વાર તે ભોજન લેતા. બિદૌનીના મંતવ્ય પ્રમાણે બૌદ્ધ લામાઓ અને હિંદુ સંન્યાસીઓના કહેવાથી તેમણે સ્ત્રીસહવાસ બહુ જ ઓછો કરી નાખ્યો હતો. હીરવિજયસુરિના સહવાસ પછી પશુવધ વધુ સખતાઈથી બંધ કરાવ્યો. મહેરજી રાણાના સહવાસે અગ્નિપૂજક બન્યા અને અબુલ-ફઝલને તે વિધિસંસ્કારના મુખિયા બનાવ્યા. રાજા બીરબલના સહવાસથી તે સૂર્યપૂજા કરતાં શીખ્યા અને દેવીમિશ્ર જેવા બ્રાહ્મણોને બોલાવી એક હજાર એક સૂર્યનાં નામો જાણી કંઠસ્થ કરી, પ્રતિદિન ઉપાસના કરવા લાગ્યા. તેમના ઈબાદતખાનામાં દૂર દૂરથી અને દેશ દેશથી ધાર્મિક ઉપદેશકો આવતા, વાદવિવાદ કરતા, લડતા અને વિદાય થતા. દંભી ઉલેમાઓને હજ ભેગા કર્યા. વિદ્વાન આલીમોને ઊંચે આસને બેસાડયા. દરેક ધર્મમાંથી સારું શોધવાની ટેવ અને જિજ્ઞાસા તેમણે ચાલુ રાખી. અંતે એ બધાનું એકીકરણ કિંવા નીચોડ તેમણે નવા સ્થાપેલા પોતાના દીને–ઈલાહી ધર્મમાં ફલીભૂત કર્યો. તેમના મુખ્ય શાગિર્દોમાં રાજા બીરબલ એકલા જ હિંદુ અનુયાયી હતા.

પરંતુ તે માટે પણ તેમણે કોઈને ફરજ ન પાડી. પોતાના સૂબાઓને ઉદ્દેશી તેમણે એક ફરમાન કાઢયું હતું કે લોકોના ધાર્મિક વિશ્વાસ અને તેમની માન્યતા વચ્ચે કદીએ પડવું નહિ.

બાદશાહે કાશ્મિરમાં સર્વધર્માવલંબીઓ માટે એક પ્રાર્થના-

મંદિર બંધાવ્યું અને તેની દીવાલો ઉપર અબુલફઝલે સર્વ ઉપનિષદોનો નીચોડ एकमेवाद्वितीयम् ફારસી કવિતામાં બહુ જ સુંદર રીતે લખી કોતરાવ્યો છે.

પરંતુ બાદશાહની ઉદારતાએ બાદશાહ વિષે ખોટી સમજ ફેલાવી હતી. કારણ તેમના હૃદયને સાચી રીતે કોઈ સમજી શક્યું ન હતું.

એક દિવસ, મક્કાથી એક પવિત્ર પથ્થરને લઇ આવનાર હાજીઓને ભેટવા બાદશાહ પગપાળો સામે જાય છે ને પથ્થરને ચૂમી માથે અડાડે છે, તો બીજે દિવસે એ જ અકબરશાહ, અંધશ્રદ્ધા ફેલાવતા કેટલાક ઉલેમાઓની જોહુકમી તોડવા ઈમામનો અધિકાર લઈ ખુતબા પઢવા તૈયાર થાય છે.

હિંદુ-મુસ્લિમની એકતા રચવામાં, બન્નેના ઉચ્ચ સંસ્કારો અને વિચારોનો વિનીમય કરવામાં અકબરશાહ જેટલી જહેમત અન્ય કોઇએ લીધી નથી.

ખ્રિસ્તી પાદરી બારટોલી કહે છે કે પોતાના વિચારો અને આશયને ગુપ્ત રાખવાની બાદશાહતમાં અદ્ભુત કલા હતી તેથી તેમને કોઈ પામી શકતું નહિ. અને તેથી આજે અકબરશાહને જોનારને ગઈ કાલે જોયેલા અકબરશાહ વચ્ચે જરાય સામ્ય દેખાતું નહિ. પાદરી દુજેરિક કહે છે કે સામાન્ય પ્રજાજનો સાથે તે એટલી સહાનુભૂતિ અને ઉમળકાથી મળતો કે મોટા અમીરોની કીંમતી ભેટોને બાજુ પર રાખી સૌથી પહેલાં ગરીબ પ્રજાજનોની નજીવી ભેટો બહુ પ્રેમથી તે સ્વીકારતો.

આપણા મહાકવિ નાનાલાલ કહે છે તેમ સર્વસમન્વય અને સર્વ-કલ્યાણની તેમની ઉદાત્ત ભાવના અને દરેકને સરખી આંખે જોવાની

તેમની આદતે તેમની પ્રજામાં તેમના માટે અત્યંત પ્રેમ ઉત્પન્ન કર્યો હતો. એટલું જ નહિ હિંદુ–મુસલમાન સર્વ તેમને ચમત્કારિક પુરુષ તરીકે પૂજતાં અને તેમની બાધા રાખી કોઈ પણ રોગ–પીડાને દૂર કરાવવા તેમના મંત્રથી ફૂંકેલું પાણી લઈ જતાં. અબુલફઝલ કહે છે કેટલાક અસાધ્ય રોગ નાબૂદ થયાનાં પણ દૃષ્ટાંત જણાયાં હતાં. છતાં બાદશાહના હૃદયને પામવું દુર્ગમ હતું. હિંદુઓ સાથે હિંદુ, મુસલમાનો સાથે મુસલમાન, નાઝરીનીઓ સાથે નાઝરીની અને પારસીઓ સાથે બાદશાહ પારસી બની જતા. નિઃસંદેહ અકબરશાહ બધા ધર્મોના હતા અને બધા ધર્મ તેમના હતા.

મહાકવિ નાનાલાલ ખરું કહે છેઃ

હિંદુનું પૂજન છે કાશીમાં,
ઈસ્લામની નિમાઝ છે મક્કાશરીફેઃ
અકબરશાહના દીને – ઇલાહીના
નમન છે ને પૂજન છે દશે દિશામાં.

અકબરશાહની આ બધી અનેકવિધિ પ્રવૃત્તિઓમાં રાજા બીરબલ તેમના મંત્રી, મિત્ર અને સાથી તરીકે રહ્યા હોય તે બિલકુલ સંભવિત છે.

## કવિ—કવિમિત્રો

રાજા બીરબલ, રાજા યા બીરબલ બન્યા તે પહેલાં કવિ હતા; લોકપ્રિય કવિ હતા. કવિ બ્રહ્મ અને બીરબલના નામનાં છૂટાં કવિતો હજી ય નજરે પડે છે. રાજાજીની પ્રતિભામાં ઝાંખા પડી જનારા કેટલાક સરદારો, પંડિતો, હિંદુ અને મુસલમાનો અદેખાઈમાં બળતા; પરંતુ તેમના પ્રશંસકો પણ ઓછા ન હતા. એકસો ને એક પુસ્તકોના

રચયિતા કવિશ્રેષ્ઠ શેખ ફૈજી, તેમના ભાઈ અબુલફઝલ, ખાનખાનાન, કવિ ગંગ અને કવિ નરહરિ વગેરે તેમના પ્રશંસકો હતા.

એમની કવિતા ઉત્તમ કોટિની હતી. એમ કહેવાતું કે:

ઉત્તમ પદ કવિ ગંગ કે,
ઉપમા મે બરબીર;

અને રાજાજી એકલા કવિ જ ન હતા. દાતા પણ હતા. 'માઆસિરૂલઉમરા'ના મુસ્લિમ લેખકે ભારપૂર્વક લખ્યું છે કે રાજા બીરબલ પોતાના સમયમાં એક જ માત્ર દાની પુરુષ હતો—બીજો કોઈ તેની બરોબરીએ આવે તેમ ન હતું.

કવિ ગંગ કહે છે,

બૂચનસે ના કાનૂંગો,
ન દાતા બીરબરસે.

કવિ કેશવ કહે છે:

ભૂ, રવિ, પક્ષિ, પસુ, નર, નાગ, નદી, નદ, લોક રચે દશચારી.
કેશવદેવ અદેવ રચે, નરદેવ રચે રચના ન નિવારી;
રચીકે નૃપનાથ બલી બલબીર, ભયો કૃતકૃત્ય મહાવ્રતધારી,
દૈ કરતાર પનો કર તો હિ, દઈ કરતાર દુહું કર તારી.

લોકરંજની પ્રચલિત વાતોમાં પણ રાજાજીની ગરીબ, વિદ્વાન અને કલાકાર પ્રત્યેની તીવ્ર લાગણી અને ઉદારતાના અનેક દાખલાઓ છે.

રાજાજી શોખીન હતા. પૈસા આવતા...પૈસા ખર્ચતા અને ખૂબ ખર્ચતા. તેમની ખાનગી બેઠકોમાં કવિઓ અને કલાકારો ઉભરાતા રહેતા. કવિ ગંગ તેમની ખાનગી બેઠક વર્ણવતાં કહે છે:

માલતી શકુંતલાસી કોહે કામ કંદલાસી
હાજીર હજાર ચારુ નટી નૌલ નાગરૈ.
ઐલ ફેલ પ્રીરત ખવાસ ખાસ આસપાસ;
ચૌવજકી ચહલ ગુલાબનકી ગાગરૈ.
ઐસી મિજલસ તેરી દેખી રાજા બોરબર;
ગંગ કહે ગુંગી વ્હે કૈ, રહી છે ગિરાગરૈ.

રાજાજી જીવ્યા, જીવી જાણ્યું.

મર્યા, મરી જાણ્યું.

આટલી છે બાદશાહ અને બીરબલનાં વ્યક્તિત્વ પાછળ રહેલી ઐતિહાસિક ભૂમિકા. એમાં કલ્પનાના રંગો પૂરી, ઇતિહાસના પ્રસંગો જળવાઈ રહે તેવી રીતે પાત્રો અને પ્રસંગોને ચીતર્યાં છે—જરા છૂટ લઈને ચીતર્યાં છે. એક બાજુ સલીમની ઉમ્મરમાં બેચાર વરસનો વધારો કર્યો છે તો બીજી બાજુ રાજાજીને આઠ દસ વરસ નાના પણ બનાવ્યા છે. રાજાજી અકબરશાહ કરતાં વયમાં મોટા મનાય છે પરંતુ આ નવલમાં તેમને સમયવસ્ક કરતાં પણ નાના કલ્પવાની ધૃષ્ટતા કરી છે. વાર્તાઓમાં માત્ર એક જ સ્થળે, ઠીક ઠીક ચમકતી તેમની સ્રીને, તેમના મરણ પછી પણ જીવવા દીધી છે. નવલના આવશ્યક રસાકર્ષણને ઓછું ન કરવા આટલું કરવું પડ્યું છે.

અને ત્રણ ત્રણ સદીઓથી લોક જીહ્વાગ્રે રહેલી વાર્તાઓને તો કેમ ભૂલી જઈ શકાય? આશરે દોઢસો ઉપરાંતની વાર્તાઓમાંથી ચાલીસ વાર્તાઓનો મેં ઉપયોગ કર્યો છે. કલ્પનામિશ્રિત ઐતિહાસિક નવલકથામાં રહેતો સામાન્ય ભય અહીં પણ છે પરંતુ પ્રસંગો અને પાત્રોને બને ત્યાં સુધી ઇતિહાસથી વિમુખ થવા દીધા નથી.

આ પુસ્તક માટે આધારભૂત પુસ્તકોની સૂચી અન્યત્ર છે.

અકબરી દરબાર

દિલ્લીસે ન તખ્ત બખ્ત મુગલનસે હોય હેં,
હોય હેં નગર ન કહુ આગરે નગરસે;
ખાનનમે ખાનખાના, રાજનમે રાજા માન,
હોં હેં ન વઝીર કહું, ટંડન ટોડરસે;
કવિ ગંગસે ગુની, ન તાનસેન તાનધારી,
બૂચનસે ન કાનૂંગો, ન દાતા બીરબરસે,
સાતદ્વીપકે મઝાર સાત હુ સમુદ્રપાર,
હો હેં ન જલાલુદ્દીન, ગાઝી અકબરસે.

કવિ ગંગ.

ગુજરાતી વાંચકોનો ઋણી
—રામચંદ્ર ઠાકુર

---

તા. ક. :

પુસ્તકમાં કેટલીક અક્ષમ્ય ભૂલો રહી ગઈ છે.—તે અક્ષમ્ય જ છે. તેટલી જ, હવે લાઈલાજ. અપરાધ કબૂલ! રા.